*Registered No. B. 810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

નં ૬૦૯

પુસ્તક ૧૩મું. VOL. XIII. JULY 1920. No. 1. જુલાઈ ૧૯૨૦. અંક ૧ લો.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. વી. પી. પોસ્ટથી ૦-૮-૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઈ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઈએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઈની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઈલાજ કરવો અશક્ય થઈ પડે છે.

# ચેમ્બરની કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૫ મી મે સને ૧૯૨૦ ને રોજ સાજના ૨ (સ્ટા. ટા.) કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ સોરાબજી બેદલજી વોરદન. (ઉપ-પ્રમુખ) | શેઠ મોતીલાલ વલ્લભજી. |
| ઓ. શેઠ મનમોહનદાસ રામજી. | ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી. |
| ,, ,, લલ્લુભાઇ સામળદાસ. | ,, મનસુખલાલ આ. માસ્તર. |
| શેઠ વલભદાસ ચતુરભુજ શીવજી. | ઓ. શેઠ ચુનીલાલ વી. મહેતા. |
| ,, લાલજી ગોવીંદજી. | શેઠ ફીરોઝ જે. બીલીમોરીઆ, |
| ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. | ,, બી. એફ. માદન. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, મનુ સુબેદાર. |

૧. તા. ૨૭ મી એપ્રીલ સને ૧૯૨૦ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૧૦ મી જુનથી તા. ૧૭ મી જુન સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| શેઠ વાય. જી. પંડીત. | મેસર્સ સી. ફરામજી એન્ડ કું. |
| ધી યુનાઇટેડ પ્રેસ ઓફ ઇન્ડીઆ. | ધી ન્યુ ઇન્ડીઆ ઇનસ્યુરંસ. |

૩. શેઠ વાલચંદ હીરાચંદ તરફથી ચેમ્બરની લાયબ્રેરીમાં પુસ્તકો ખરીદવા સારૂ રૂ. ૫૦૦ ની ભેટ આવી હતી તે કમીટીએ આભાર સહીત સ્વીકારી હતી અને તે સબંધમાં એવો ઠરાવ થયો હતો કે ચેમ્બરની કમીટીના સભાસદોના અભીપ્રાય મંગાવવા અને ત્યાર બાદ કયાં પુસ્તકો મંગાવવાં તેનો નીર્ણય કરવો.

૪. ધી સધર્ન ઇન્ડીઆ સ્કીન અને હાઇડ્ઝ મર્ચન્ટસ એસોસીએશનની વાર્ષિક સભામાં જે ઠરાવો પસાર થયા હતા તેની એક નકલ આ ચેમ્બરના અનુમોદન સારૂ તે એસોસીએશનના સેક્રેટરી તરફથી ચેમ્બર ઉપર મોકલવામાં આવી હતી. ઠરાવ થયો હતો કે હાલ તુરત તે બાબત વીશે વધુ તપાસ કરવી અને તે દરમીયાન કામ મુલતવી રાખવું.

૫. શેઠ ખરસેદજી બમનજી તરફથી એક્સપ્રેસ ટેલીગ્રાફ સરવીસના સંબંધમાં પત્ર આવ્યો હતો તે પરથી કમીટીએ તે મતલબની ભલામણ ડાયરેકટર ઓફ પોસ્ટ અને ટેલીગ્રાફ ઉપર કરેલી તેના જવાબમાં તેઓએ ઇસ્ટર્ન ટેલીગ્રાફ કંપનીના જનરલ સુપરીન્ટેન્ડન્ટના પત્રની એક નકલ બીડી હતી અને તે સાથે તારના સંદેશા જલદીથી આવ જા થઇ શકે તે સારૂ જે કામ કેબલ કંપનીઓએ હાથ પર લીધેલું હતું તેની એક નકલ બીડેલી હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૬. મેસર્સ આલેમ્બીક કેમીકલ વર્કસ કંપનીને તેઓની વડોદરાની ફેક્ટરી આગળ બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે તરફથી સાઇડીંગ આપવામાં આવે તેવી આ ચેમ્બર તરફથી

રેલ્વે કંપનીના એજન્ટને અરજી કરેલી તેના જવાબમાં એજન્ટ તરફથી પત્ર આવ્યો હતો કે તે
કરવું હાલ બની શકે તેમ નથી. આ પત્રની નકલ કંપની ઉપર બીડતાં તેઓનો પ
આવ્યો હતો કે તેઓને સાઇડીંગ મળવાના સંબંધમાં રેલ્વે બોર્ડને એક અરજી કમીટી તરફથ
એ કરવામાં આવશે તો તેઓ કમીટીના ઘણી આભારી થશે. આ પત્ર કમીટી આગળ રજુ
થતાં ઠરાવ થયો હતો કે હાલ તુરત તે કામ મુલતવી રાખવું.

૭. "જનરલ લેન્ડીંગ ડેટ ઓફ ઇમ્પોર્ટ" ના સંબંધમાં કમીટીએ જે પત્ર તા. ૩૦ મી
માર્ચને રોજ લખેલો તેના જવાબમાં પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે નવ
યોજનાના સંબંધમાં કમીટીએ જે મત આપેલો છે તે ગેર સમજનું પરીણામ છે અને વ્યાજબ
રીતે નવી યોજના સર્વ રીતે સંતોષકારક છે. આ પત્ર તથા મેસર્સ ત્રીવેદી એન્ડ કું
તરફથી જે ખુલાસાનો પત્ર મળે તેની નકલો કમીટીના સભાસદોમાં તેઓના અભીપ્રાય સારૂ
મોકલવાનો ઠરાવ થયો હતો.

૮. ઓ૦ સર ફાઝલભાઇ તરફથી પત્ર આવ્યો હતો કે ઇસ્ટ આફ્રીકામાં વસતા હીંદીઓન
સંબંધમાં ઓ૦ સર જ્યોર્જ બાર્નસને એક તાર કરવો જોઇએ. બાબત ઘણીજ અગત્યની હોવાથી
ઉપ પ્રમુખની સંમતીથી એક તાર ના. હીંદી સરકારપર કરવામાં આવ્યો હતો જે વર્તમાન
પત્રોમાં પ્રગટ કરવામાં આવ્યો છે. આ તારના જવાબમાં ના. હીંદી સરકારના નાણા ખાતા
તરફથી પત્ર આવ્યો હતો કે ઇસ્ટ આફ્રીકામાં વસતા હીંદીઓનો પ્રશ્ન ના. સરકાર ઘણીજ
બારીકાઇથી તપાસે છે અને તે સંબંધમાં ના. સરકાર હીંદી પ્રધાન સાથે પત્ર વ્યવહાર ચલાવે છે.

આ પત્ર કમીટી આગળ રજુ થતાં તે સંબંધમાં એક જાહેર સભા બોલાવવાનો ઠરાવ
થયો હતો તથા તે સંબંધી કામ હાથપર લેવા સારૂ નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ
કમીટી સ્થાપવામાં આવી હતી.

ઓ. મી. ચુનીલાલ વી. મહેતા.
ઓ. મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
મી. બી. એફ. માદન
મી. હંસરાજ પ્રાગજી ઠાકરસી
મી. જહાંગીર બમનજી પીટીટ.
મી. મનુ સુબેદાર.
મી. સોરાબજી એદલજી વોરડન.

૯. બપોલી કંપનીના સંબંધમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા ઉપર પત્ર લખેલો
હતો તેના જવાબમાં તે ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીનો પત્ર ઇન્ડસ્ટ્રી અને
મ્યુનીશન્સના બોર્ડ તરફ નીકાલ થવાને રવાના કર્યો છે. આ પ્રમાણે ખબર મળવાથી એક
તાર ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સ બોર્ડ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો કે તેઓના તરફ જે
પત્ર રવાના કરવામાં આવ્યો છે તે ઉપર વ્યાજબી વીચાર કરી સંતોષકારક જવાબ કમીટી ઉપર
મોકલવાની મેહેરબાની કરવી. આ તાર વર્તમાનપત્રોમાં પ્રગટ કરવામાં આવેલો હતો. આ તારના
જવાબમાં ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સનાં બોર્ડના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીનો
પત્ર ના. મુંબઇ સરકાર તરફ તેઓએ રીપોર્ટને સારૂ રવાના કર્યો છે અને ત્યાંથી જવાબ આવ્યા
બાદ ના. હીંદી સરકાર તે બાબત ઉપર પુરતો વીચાર કરશે.

આ પત્ર કમીટી આગળ રજુ થતાં નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ કમીટી સ્થાપવાનો
તથા તે સબ કમીટીમાં ધી ટાટા આંધરાવેલી કું. તથા ધી મીલ ઓનર્સ એસોસીએશન તરફથી
પ્રતીનીધી બોલાવવાનો ઠરાવ થયો હતો.

ઓ. મી. મનમોહનદાસ રામજી.
સર વીઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
ઓ. મી. લલ્લુભાઇ સામળદાસ.
મી. જહાંગીર બમનજી પીટીટ.

ધી ઓરએ ટાઇપ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

૧૦. ધી ગુજરાત હોઝીઅરી ફેકટરી તરફથી પત્ર આવ્યો હતો કે તેઓની અમદાવાદ મુકામે જે ફેકટરી છે તેમાં વપરાતી સોયો ઉપર સેંકડે ૭ાા ટકાની જકાત લેવામાં આવે છે, જ્યારે કસ્ટમ એકટની રૂએ ફકત રાા ટકાનીજ જકાત લેવી જોઇએ કારણ કે સોયો પાવરથી ચાલતા સાંચામાં વપરાય છે. ૭ાા ટકાની ભારે જકાત હાથ વતી ચાલતા સાંચામાં વપરાતી સોયો ઉપર લેવામાં આવે છે આ પ્રમાણે દલીલ તેઓએ ત્યાંના કલેકટર ઉપર કરી હતી પણ કાંઇ ત્યાંથી જવાબ મળતો નથી. આ બાબતમાં કમીટીની દાદ માગી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે તે સંબંધમાં કલેકટર ઓફ કસ્ટમ્સને લખી પુછવું અને ખુલાસો મંગાવવો.

૧૧. હીંદુસ્થાનમાં કેમીકલ સરવીસ સ્થાપવાના સંબંધમાં સ્પેશીઅલ કમીટીનો જે રીપોર્ટ બહાર પડેલો છે તે સંબંધમાં વીરૂદ્ધ મત દર્શાવનારો એક પત્ર મી. કપીલરામ એચ. વકીલ તરફથી આવેલો અને કમીટીને ભલામણ કરેલી હતી કે રીપોર્ટમાં દર્શાવેલી યોજના અમલમાં ન મુકાવી જોઇએ એ મતલબનું રેપ્રીઝેન્ટેશન ના. સરકારપર કરવું. આ પત્ર કમીટી આગળ રજુ થતાં તે સંબંધી વિચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબકમીટી નીમવામાં આવી હતીઃ—

મી. કપીલરામ એચ. વકીલ.
મી. મદનલાલ જે. ગજ્જર.
મી. એસ. જી. બેંકર.
ડો. સાને. (મેસર્સ એન. પૉવેલ કુંપનીવાળા)
ઓ. બી. લલ્લુભાઇ સામળદાસ
મી. જહાંગીર બમનજી પીટીટ.
મી. સોરાબજી એદલજી વોરડન.

૧૨. કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી જે "ડીમાન્ડ ડ્રાફ્ટ"ના દરના સંબંધમાં પત્ર આવ્યો હતો અને જેની નકલ કમીટીના સભાસદોમાં ફેરવવામાં આવી હતી. પત્ર ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે પત્રમાં સુચવેલા સુધારા તરફ કમીટી પોતાની પસંદગી બતાવે છે.

૧૩. મેસર્સ કે. જી. એ રહીમતુલ્લા મુળજી એન્ડ કું. એ મુંબાઇની ટંકશાળે સોનું આપવામાં જે વીલંબ થાય છે તે સંબંધમાં કમીટીની દાદ માગી હતી અને તે પરથી ના. હીંદી સરકાર ઉપર કમીટી તરફથી પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં તેઓએ જણાવ્યું હતું કે સોનું વેચવાની મુદત પખવાડીક રાખેલી તે ટંકશાળમાંની સોનું આપવાની શકિત જોઇનેજ રાખેલી. પણ જો ફકત બે અગર ત્રણ દીવસમાં સોનું ટંકશાળમાંથી લોકને મેળવવું હોય તો સોનું ઘણાજ ઓછા પ્રમાણમાં વેચવાની ના. સરકારને ફરજ પડે. છેવટે પત્રમાં જણાવ્યું હતું કે બને તેટલી જલદીથી સોનું ટંકશાળમાંથી વહેંચવાના ઉપાય ના. સરકાર યોજશે. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે સંબંધમાં મી. રહીમતુલ્લા તરફથી વધુ ખબર મળતાં સુધી તે બાબત મુલતવી રાખવી.

૧૪. રીવર્સ કાઉન્સીલ વીગેરેના સંબંધમાં મદ્રાસ મુકામે મળેલી જાહેર સભાના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો અને એ મીટીંગમાં જે ઠરાવો પસાર થયા હતા તેની એક નકલ બીડેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે તે સંબંધમાં હીંદુસ્થાનની સઘળી વેપારી ચેમ્બરને લખી અભીપ્રાય મંગાવવા અને ત્યાર બાદ ના. વાઇસરોયને ડેપ્યુટેશન મોકલવાના સંબંધમાં પ્રાઇવેટ સેક્રેટરી સાથે પત્રવ્યવહાર કરવો.

૧૫. પોસ્ટ માસ્તર જનરલ ઓ. મી. ડેલાક તરફથી પત્ર આવ્યો હતો કે, તા. ૧૭ મી મે ને રોજ તેઓ મુંબઇમાં આવનાર છે તે વખતે પોસ્ટને લગતી બાબતો ચર્ચવાને સારૂ મીટીંગ રાખવાનું ઠરેલું છે. આ મીટીંગમાં હાજર રહેવા બાબત તેઓ તરફથી કમીટી ઉપર આમંત્રણ આવેલું હતું. આ સંબંધમાં ઉપ-પ્રમુખ તરફથી એમ લખી જણાવવામાં આવ્યું હતું કે નોટીસ ઘણીજ ટુંકી હોવાથી અને હાલમાં કમીટીના ચેરમેન તથા બીજા ઘણા સભાસદો બહારગામ હોવાથી આમંત્રણ સ્વીકારી શકાશે નહી. આ પત્રવ્યવહારની નોંધ લેવામાં આવી હતી.

૧૬. કમીટી તરફથી સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર તા. ૧૭ મી ફેબ્રુઆરીને રોજ જે તાર મારફત રેપ્રીઝેન્ટેશન મોકલેલું હતું તે સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે તેઓને એ તારની પહોંચ સ્વીકારવાને ભલામણ થઇ હતી પણ તેવીજ મતલબનો તાર તેઓ ઉપર મોકલેલો હતો અને તેની પહોંચ સ્વીકારી હતી તેથી તેઓએ ફરીથી ના. હીંદી પ્રધાન ઉપરના તારની જુદી પહોંચ સ્વીકારી ન હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૭. રંગના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી પત્ર આવ્યો હતો કે એલીઝરાઇન રંગ હીંદુસ્થાનમાં આવવા શરૂ થયા છે, અને તે મુંબઇમાં મેશર્સ લાધમ આબરક્રોમ્બી મારફત તથા મદ્રાસમાં મેશર્સ બેસ્ટ એન્ડ કું. મારફત મળનાર છે અને તેઓ તરફથી મુંબઇ તથા મદ્રાસના ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીના કાબુ હેઠળ રૂ. ૧-૩ આના શેરના હીસાબથી વેપારીઓને મળશે. નોનએલીઝરાઇન રંગ ના. હીંદી સરકાર તરફથી બહાર પડેલી પ્રેસ નોટની રૂઇએ મળશે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૮. બોમ્બે પોર્ટ ટ્રસ્ટના ચીફ એનજીનીઅર મી. પી. જી. મેસન્ટે ડોક એક્સટેન્શન ઉપર જે રીપોર્ટ તૈયાર કરેલો છે તેની એક નકલ બોમ્બે પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી મોકલવામાં આવી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં તે બાબત ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામાં આવી હતી.

| | |
|---|---|
| ઓ. મી. મનમોહનદાસ રામજી | ઓ. મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ |
| „ „ ચુનીલાલ વી. મહેતા. | મી. મનુ સુબેદાર |
| મી. જહાંગીર બમનજી પીટીટ. | |

૧૯. તા. ૧૭ મી મેના ટાઇમ્સ ઓફ ઇન્ડીઆને નવમે પાને "ફ્રેંચ અને ઇન્ડીઆ" ના મથાળા હેઠળ પ્રગટ થયેલી બાબત ઉપર લક્ષ ખેંચનારો તથા તે બાબતમાં ના. હીંદી સરકારને પત્ર લખવાની ભલામણ કરનારો એક પત્ર મી. સારાભાઇ પ્રતાપરાય તરફથી આવેલો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં તે સંબંધમાં ના. સરકારને પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૨૦. ના. વડી સરકાર અને મુંબાઇ સરકારની ધારાસભામાં ચેમ્બર તરફના પ્રતીનીધી ચુંટવા બાબત ના. સરકાર તરફથી પત્ર આવવાથી તે બાબત વીશે કાયદા કાનુન વીગેરે તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામાં આવી હતી.

| | |
|---|---|
| ઓ. મી. મનમોહનદાસ રામજી. | મી. જહાંગીર બમનજી પીટીટ. |
| „ સોરાબજી એદલજી વોરડન. | „ માવજી ગોવીંદજી શેઠ. |

ધી બોમ્બે ટાઇલ આર્ટ, ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી. શેઠ મોતીલાલ વલ્લભજી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી.

૨૧. ચેમ્બરના ફંડના સંબંધમાં એવો ઠરાવ થયો હતો કે હાલ તુરત રૂ. ૫૦૦૦ પાંચ હજાર બે મહીનાની મુદતે બેંકમાં મુકવા અને હાલ જે બેંક ઓફ ઇન્ડીયા બેંકર છે તે ઉપરાંત સેન્ટ્રલ બેંક તથા ધી ટાટા ઇન્ડસ્ટ્રીઅલ બેંકને પણ બેંકરો તરીકે નીમવા.

૨૨. ઇન્ટરનેશનલ ઇકોનોમીક કોનફરન્સમાં ઑન. સર ફાઝલભાઇની નીમણુંક વીશે વીચાર કરતાં કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે તે કમીટીના "ટર્મ્સ ઓફ રેફરન્સ" તથા તેને લગતી સઘળી વીગત મંગાવવી.

૨૩. ઇન્ડીઅન કોટન કમીટીની કેટલીક ભલામણો વીશે ના. હીંદી સરકારનો અભીપ્રાય જણાવનારો એક પત્ર ચેમ્બર ઉપર આવ્યો હતો તે પત્ર ઉપર વીચાર કરવા સારૂ કોટન સબ કમીટીની એક સભા બોલાવવામાં આવી હતી અને તે કમીટી તરફથી એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. તે કામ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૨૪. ચેમ્બરની કમીટીની ચુંટણીના નીયમમાં સુધારો કરવાના સંબંધમાં શેઠ માવજી ગોવીંદજી તરફથી પત્ર આવ્યો હતો. એ પત્ર કમીટી આગળ રજુ થતાં તેમાં દર્શાવેલી સૂચનાઓ કેટલાક સુધારા વધારા સાથે કબૂલ રાખવામાં આવી હતી.

૨૫. મશીન અને ટુલ ટ્રેડ એસોસીએશનના પ્રેસીડેન્ટ તરફથી જે આમંત્રણ આવ્યું હતું તે આભાર સહીત સ્વીકારવાનો ઠરાવ થયો હતો.

૨૬. ઓ. સર ફાઝલભાઇ તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ ઇંગ્લાંડ જાય છે તેથી તે દરમીયાન કમીટીની મીટીંગમાંથી ગેરહાજર રહેવાની રજા મળવી જોઇએ. તેઓની રજા મંજુર કરવામાં આવી હતી.

૨૭. તા. ૧૫ મી એપ્રીલના "કેપીટલ"માં પાન ૧૩૧૯ ના ત્રીજા પેરેગ્રાફ તરફ લક્ષ ખેંચનારો એક પત્ર મી. ઓ. એચ. નાઝર તરફથી આવ્યો હતો. ઓસ્ટ્રેલીઅન ટેરીફને લગતો સવાલ હતો અને હીન્દુસ્થાનને અન્યાય થાય તેવો સંભવ હોવાથી ના. સરકારને પત્ર લખવાની ભલામણ કરેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં તે સબંધમાં ના. સરકારને પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૮ મો જુન સને ૧૯૨૦ ને રોજ બપોર પછી બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
,, સોરાબજી એદલજી વાર્ડન.
ઑ. શે. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
,, ,, ચુનીલાલ વી. મહેતા.
,, ,, મનમોહનદાસ રામજી.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, સુરજમલ લલ્લુભાઇ.
શેઠ વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી
,, મોતીલાલ કાનજી.
,, મનુ સુબેદાર
,, ફીરોઝ જે. બીલીમોરીયા.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, માવજી ગોવિંદજી
,, લાલજી ગોવિંદજી

---

શેઠ લખમીદાસ રવજી તેરશી. | શેઠ બી. એફ. માદન.
„ વલ્લભદાસ ચતુરભુજ શીવજી. | „ કીકાભાઇ પ્રેમચંદ
„ મોતીલાલ વલ્લભજી.

૧. તા. ૨૫ મી મે સને ૧૯૨૦ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીની જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ નીચેના ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૨૧ મી જુન ૧૯૨૦થી તા. ૨૮ મી જુન ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીને નીમવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| શેઠ બી. સી. દુબાસ. | મેસર્સ ઠાકરસી મહાશંકરની કુ. |
| મેસર્સ ગોપાળજી ચાંપશીની કુ. | „ રતીલાલની કુ. |
| ધી. ઑલઇન્ડીયા યુનાઇટેડ ઇન્સ્યુરન્સ કું. લી. | શેઠ ડોસાભાઇ મગનલાલ |
| મેસર્સ કાનજી કરશનદાસ ની કુ. | „ હીરાલાલ બકોરદાસ |
| „ હુસેનભાઈ એંડ કુ. | „ શિવદાસ ચાંપસિંહ ઠક્કર |
| „ દુલેરાયની કુ. | „ બમનજી સી. ગેઝદર |
| „ ધરમશી ભવાનજી | „ ફ્રામરોઝ એ. મોદી |
| મેસર્સ ભવાનજી હરભમરામની કું. | „ વિકાજી અરદેશર તારાપોરવાલા |
| શેઠ કાન્તીલાલ જયંતીલાલ | „ સોહરાબ ફ્રામજી ભરૂચા. |
| „ માણેકલાલ ઉજમશી | „ ફીરોજ સોરાબજી કંન્ટ્રાકટર |
| મેસર્સ ચીમનલાલ કલ્યાણદાસની કુ. | શ્રી ગુજરાત ઑઇલ મીલ એન્ડ મેન્યુફેકચરીંગ કુ. લી. |
| શેઠ હરખચંદ અમુલખ | શેઠ કેશવલાલ હરીલાલ સેતલવડ |

૩ રંગની વહેંચણી ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝે એક સલાહકાર મંડળની મદદથી કરવી એવી ભલામણનો જે પત્ર કમીટી તરફથી લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. મુંબાઇ સરકારના રેવીન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે રંગનો જથ્થો વખતો વખત ઘણાજ ઓછા પ્રમાણમાં આવવાનો હોવાથી તેની વહેંચણીને સારૂ એક કમીટીની નીમણુંક તેઓને વ્યાજબી લાગતી નથી. આ પત્ર કમીટી આગળ રજુ થતા એવો ઠરાવ થયો હતો કે રંગની વહેંચણી નીષ્પક્ષપાતપણે થાય છે કે નહી તે સંબંધમાં શેઠ સુરજી વલ્લભદાસ તરફથી ખુલાસો મંગાવવો અને ત્યાર બાદ ના. મુંબાઇ સરકારને ફરી અરજ કરવી.

૪. ના. મુંબાઇ સરકાર તથા વડી સરકારની ધારાસભામાં મેમ્બર તરફથી પ્રતિનીધી ચુંટવાના સંબંધમાં જે કાયદા કાનુનો તૈયાર કરવામાં આવ્યા હતા તેની નકલ કમીટી આગળ રજુ કરતાં તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો તથા સુધારેલ કાયદા કમીટી આગળ ફરીથી રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૫. ધી ઇન્ટરનેશનલ ઇકોનોમીક કોનફરન્સમાં ઓ. સર ફાઝલભાઇની નીમણુંક સંબંધમાં ફીનાન્સ સબ કમીટીએ ભલામણ કરી હતી કે ઓ. સર ફાઝલભાઇની નીમ

ણુંક કરવામાં આવી છે તેને સારૂ કમીટી આભારી છે પણ, આ પ્રકારની નીમણુંક ના. સરકાર તરફથી ન થવી જોઇએ પણ વડી ધારાસભાના ચુંટાએલા સભાસદોને એ હક આપવો જોઇએ અથવા તો તે નીમણુંકને સારૂ દરેક હીંદી ચેમ્બરને એક પ્રતીનીધી નીમવાની વીનંતી કરવી જોઇએ અને વધુમાં લખવું કે હજી પણ ઓ. સર ફાઝલભાઈની નીમણુંકને ઘણો વખત નહી થવાથી તેઓની સાથે એક બીજો પ્રતીનીધી ઉપર જણાવ્યા પ્રમાણે ચુંટાવો જોઇએ. આ પ્રકારની ફીનેન્સ સબ-કમીટીની ભલામણ ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે તે મતલબનું એક રેપ્રીઝેન્ટેશન ના. હીંદી સરકારપર મોકલવું.

૬. બ્રીટીશ મુલકમાં રહેતી દેશી રાજ્યની પ્રજાને ના. મુંબાઇ સરકારની તથા વડી સરકારની ધારા સભામાં પ્રતીનીધી મોકલવા સારૂ જે ચુંટણી થનાર છે તે ચુંટણીમાં મત આપવાનો હક નથી તે બાબત ઉપર શેઠ ત્રીકમદાસ ચકુભાઈ તરફથી પત્ર આવ્યો હતો અને તે સંબંધમાં ના. સરકારને અરજી કરવાની ભલામણ કરી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં તે સંબંધમાં ના. સરકારને પત્ર લખવાનો ઠરાવ થયો હતો અને નીચેના ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામાં આવી હતીઃ—

| | |
|---|---|
| મી. જહાંગીર બમનજી પીટીટ. | ઓ. મી. મનમોહનદાસ રામજી. |
| મી. વી. પી. વૈદ્ય. | ,, ,, જી. કે. પારેખ. |
| મી. માવજી ગોવીંદજી. | ,, ,, લલ્લુભાઈ શામળદાસ |

૭. ચેમ્બરનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું કે સુધારાની રૂઇએ જે કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થપાવાની છે તેમાં ઇંગ્રેજી વેપારી ચેમ્બરને પ્રતીનીધી મોકલવાનો હક આપવામાં આવ્યો છે પણ તેવો હક દેશી વેપારી ચેમ્બરને આપવામાં આવ્યો નથી તો તે સંબંધમાં ના. હીંદી સરકારનું ધ્યાન ખેંચી એક અરજી કરવી. આ સુચનાના સંબધમાં ઠરાવ થયો હતો કે ના. હીંદી સરકારને એક રેપ્રઝેન્ટેશન કરવું.

ત્યાર બાદ ફુરસદ પુરતો નહી હોવાથી બીજાં કામ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો અને સભા બરખાસ્ત થઇ હતી.

G.

1598 Trials Made by the Department of Agriculture by H. E. H. the Nizam's Govt. to grow sugar cane without props.

1599 The Combined Civil List For India Corrected up to 1st April 1920

1600 Catalogue of Samples of Indian Manufactures and of Articles Imported by Consuming Department of Government Exhibited in the Commercial Museum ( 4th Edition April 20 ) ( 5 Copies ).

1601 The Commercial Museum and Commercial Library Commercial Intelligence Department April 1920 ( 5 Copies. )

1602 Public Works Department ( Bombay Presidency ) Administration Report For the year 1918-19. Part II Irrigation Works.

1603 Report of the Board of Trade of the Empire Cotton Growing Committee 1919.

1604 Papers relating to the Second Revision Settlement of the Parner Taluka of the Ahmednagar Colectorate 1916.

1605 Administration of the Baluchistan Agency For 1918-19

1606 Statistics of British India Volume III Public Heath ( ,, Issue )

1607 Report on the Administration of Ajmer Merwara For 1918-19

1608 Statistics compiled by the Government of India. From the Report *of Provincial Civil Veterinary Department For 1918-19*

1609 Report of the Investigation of the Forest Concesion of the Buxa Timber and Trading Co. Ltd at Rajabhatkhawa North Bengal by J. A. Pilgrim L. T. C.

1610 Annual Statement of the Coasting Trade and Navigation of British India for the Fiscal year ending 31st March 1919.

C

860 The Indian Co operative Studies by R. B. Ewbank I. C. S.

861 Consumers Societies.

862 State v/s Company Management of Indian Railways and Reforms in the Railway Board.

863 The Law of Trading with the Enemy in British India by H. Campbell Esqr. Bar-at-Law.

864 The Iron Age Catalogue of American Exports Vol. I 1920

# ચેમ્બરનો પત્રવ્યવહાર.



તારનો સંદેશો તા. ૧૪-૬-૧૯૨૦.

## હીંદી સરકારનાં સુધારાને લગતાં ખાતાંના સેક્રેટરી જોગ, સીમ્લા.

મુંબઈની ધારાસભામાં તથા હીંદી ધારાસભામાં પ્રતીનીધી મોકલવાનો હક ઈંડીયન મર્ચંટસ ચેમ્બરને આપવામાં આવ્યો તે માટે ચેમ્બરની કમીટી આભાર માને છે પણ તે દલગીર થાય છે કે ઇંગ્લીશ અને પરદેશી વેપારીઓનાં મંડળોને કાઉન્સીલ ઓફ સ્ટેટમાં પ્રતીનીધી ચુંટવા માટેનો હક આપવામાં આવ્યો છે તેવો હક આ ચેમ્બરને આપવામા આવ્યો નથી. આમ થવાથી હીંદી વેપારી વર્ગનો એક પણ પ્રતીનીધી કાઉન્સીલ ઓફ સ્ટેટમાં રહેતો નથી જે દેશના હીતને નુકશાન કર્તા છે એટલા માટે આ ચેમ્બરની કમીટી આશા રાખે છે કે આ ખામી જલદી સુધારવામાં આવશે. મોકલનાર, સેક્રેટરી, ઈંડીયન મર્ચંટસ ચેમ્બર, મુંબઈ

---

નં. ૬૨૭ એફ સીમલા તા. ૧૭-૬-૨૦

## સેક્રેટરી ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર, મુંબઇ.

તમારો તા. ૧૪-૬-૨૦ નો તાર મળ્યો તેમાં તમે ઇંડીયન મર્ચંટસ ચેમ્બર માટે કાઉન્સીલ ઓફ સ્ટેટમાં પ્રતીનીધી મોકલવાનો હક માગો છો. તેના જવાબમાં મારે ખુલાસો કરવાનો છે કે હીંદી વેપારી વર્ગના પ્રતીનીધી લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં અને યુરોપીયન વેપારીઓના પ્રતીનીધી કાઉન્સીલ ઓફ સ્ટેટમા જાય એવી ગોઠવણ હીંદી સરકારે ધારી છે. લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં યુરોપીયન વેપારીઓના પ્રતીનીધીને સ્થાન આપવામાં આવ્યું નથી એમ આ સાથે નીયમોની નકલ મોકલી છે તે ઉપરથી જોઇ શકાશે.

લી. આજ્ઞાંકીત,<br>હીંદી સરકારનો સુધારા ખાતાનો સેક્રેટરી.

---

નં. ૩૭૩૮—૫૦      કલકતા તા. ૪-૬-૨૦

સેક્રેટરી

## ઈંડીયન મર્ચન્ટસ ચેમ્બર એંડ બ્યુરો.

મહાશય,      મુંબઇ.

દેશી તથા પરદેશી કાપડની જે આયાત તથા નીકાશ મુંબઇ ઇલાકામાં થાય છે તેને લગતા ૧૯૧૭-૧૮માં ખલાસ થતાં પાંચ વરસ માટેના આંકડા તપાસતાં ન સમજી શકાય એવી કેટલીક હકીકત એવી છે કે (૧) મુંબઇમાં જેટલો માલ બનતો તથા આવતો તે કરતાં વધારે માલ મુંબઇથી નીકાશ થતો હતો, અને (૨) સ્થાનીક પેદાશનો જેટલો માલ નીકાશ થવાની ધારી રાખી શકાય તે કરતાં બહુ ઓછો નીકાશ થતો હતો એમ આંકડા ઉપરથી લાગતું હતું એ

---

ગ્રેટલીક શીર્ષીંગથી બીલ્ડીંગનો આંકડા શોધે છે.

વીશે કાંઇ ખુલાસો સુચવવા જેવો હોય તો તે રજુ કરવા તથા એ આંકડા વીશે ખાતરી કરવાનું રેલ્વેઓની ઓડીટ ઓફીસોને જણાવવામાં આવ્યું હતું. એ ભુલો વીશે મુંબઇના કસ્ટમ્સ કલેક્ટરે તા. ૯મી જાનેવારી ૧૯૨૦ને દીને ૧૧૧મા નંબરનો પત્ર લખ્યો હતો જેની નકલ આ સાથે બીડી છે. આ આંકડા ઉપરથી એમ અનુમાન કહાડવામાં આવે છે કે રેલ મારફતે નીકાશ થતા માલમા પરદેશી તરીકે ગણાવેલી ચીજોનો મોટો ભાગ ખરી રીતે હીંદમાં બનેલો હશે. રેલ્વેની આડીટ ઓફીસો તેને માટે એવો ખુલાસો કરે છે કે માલ મોકલનારાઓ તેને માટે ખોટી રીતની નોંધ કરાવતા હશે અથવા એ આકડાના સરવાળા લેતી વેળા સ્ટેશનો ઉપર કામ કરતા રેલ્વેના કારકુનો ખોટું વર્ગીકરણ કરતા હશે. આ બાબદમા એટલુ જરૂરનું છે કે રેલ કે સ્ટીમર માર્ગે માલની લાવલઇજા કરતી વેળા ખરી હકીકત હોય તેજ પ્રમાણે માલની જાતભાત લખાવવાની જરૂર વેપારી વર્ગને સમજાવવી. આથી માલ મોકલતી વેળા તે સ્વદેશી છે કે પરદેશમાં બનેલો છે તે સ્પષ્ટ રીતે દર્શાવાય અને એમ કરતી વેળા સંજ્ઞાઓ જેવા અક્ષરોનો ઉપયોગ બનતા સુધી ન કરાય એમ જો તમે બધી મીલો, વેપારીઓ અને માલ ચહડાવનારાઓને સરકયુલર પત્ર લખી સમજાવશો તો હું બહુ આભારી થઇશ.

લી. આજ્ઞાકીત,

ડીરેક્ટર ઓફ સ્ટેટીસ્ટીક્સ.

---

નં. ૧૧૧ તા. ૯-૧-૨૦

## હીંદી સરકારનાં વેપાર ખાતાના સેક્રેટરી જોગ, દીલ્હી.

મુંબઇ સરકારની આજ્ઞાથી મારે મુંબઇમાં આવતો માલ ક્યાં જાય છે તે વીશેના કેટલાક આકડા કહાડવાનો પ્રસંગ આવ્યો હતો અને તે માટે મેં સડકો તથા રેલ માર્ગે થતી માલની લાવલઇજા સંબધી આંકડા જોવા લીધા હતા. તેમા કાપડને લગતા આંકડા એવા આશ્ચર્યકારક લાગ્યા કે મને એમ થયું એ આકડામા નીયમીત રીતે એવી ભુલ થવાનું ચાહ હશે કે જેથી એ આંકડા વીશ્વાસ લાયક રહે નહિ. આ સાથે બે આંકડાવાળા બે પત્રકો મોકલ્યા છે તે મેં તૈયાર કરેલાં છે. તેમાથી પહેલા ઉપરથી એમ લાગે કે છે મુંબઇમા આવતા માલ કરતા વધારે માલ નીકાશ થાય છે. બીજા પત્રક ઉપરથી એમ દેખાય છે કે સ્થાનીક પેદાશનો જેટલો ભાગ નીકાશ થવો જોઇએ તે કરતાં ઓછો થાય છે. જો આ બેઉ આંકડા સાથે લઇએ તો પરીણામ આપણે વકી રાખી શકીયે એવુ આવે છે. અટલે અનુમાન એમ થાય છે કે રેલ મારફતે જતા કાપડને લગતા આંકડામાં જેને પરદેશી કાપડ ગણવામા આવેલું હોય છે તેમા ઘણો ભાગ સ્થાનીક પેદાશનો હશે. આ અનુમાન ખરૂં છે એમ માનવાને મને કારણ નથી અને તેથી હું સુચના કરૂં છું કે ડીરેક્ટર ઓફ સ્ટેટીસ્ટીક્સ એ વીશે તપાસ કરે એવી આજ્ઞા કરશો આ સુચનાનું ગમે તે થાય પણ આ હકીકત ઉપર નામદાર સરકારનુ ધ્યાન ખેચવાનું મને એટલા માટે યોગ્ય લાગ્યું છે કે એ આંકડા ઉપરથી નામદાર સરકાર કોઇ વાર ભુલમા દોરાતી અટકે.

આજ્ઞાકીત,

મુંબઇનો કસ્ટમ્સ કલેક્ટર.

| દેશી કાપડ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ | ૧૯૧૭-૧ |
|---|---|---|---|---|---|
| સ્થાનીક પેદાશ | ૧૨·૨૦ | ૧૧·૭૮ | ૧૬·૨૬ | ૧૬·૯૨ | ૧૮·૭ |
| રેલ મારફતે આયાત | ૧·૩૧ | ૧·૧૬ | ૧·૩૬ | ૩·૭૨ | ૨·૫ |
| હીંદનાં બંદરોથી આયાત | ·૦૩ | ·૦૨ | ·૦૫ | ·૦૮ | ·૦ |
| કુલ ... | ૧૩·૫૪ | ૧૨·૯૬ | ૧૭·૬૭ | ૨૦·૭૨ | ૩૧·૩ |
| રેલ મારફતે નીકાશ | ·૬૬ | ૧·૨૩ | ૧·૭૨ | ૧·૯૯ | ૨·૨ |
| પરદેશ ખાતે ,, | ૧·૩૭ | ૧·૦૧ | ૧·૮૮ | ૫·૨૧ | ૩·૫૬ |
| હીંદનાં બંદરો ખાતે નીકાશ | ૪·૬૧ | ૪·૫૭ | ૪·૯૫ | ૩·૮૨ | ૩·૬૦ |
| કુલ નીકાશ ... | ૬·૬૪ | ૬·૮૧ | ૮·૫૫ | ૧૧·૦૨ | ૯·૪૧ |
| બાદ વપરાશ માટે રહેલો જથ્થો ... ... | ૬·૯૦ | ૬·૧૫ | ૯·૧૨ | ૯·૭૦ | ૧૧·૯૫ |
| **પરદેશી કાપડ** | | | | | |
| રેલ મારફતે આયાત ... | ·૦૪ | ·૦૨ | ·૦૬ | ·૨૫ | ·૫૩ |
| પરદેશથી ,, ... | ૧૪·૬૯ | ૧૦·૨૩ | ૭·૨૮ | ૮·૭૦ | ૭·૧૧ |
| હીંદના બંદરોથી ,, | ·૦૧ | ·૦૧ | ·૦૬ | ·૩૦ | ·૧૮ |
| કુલ ... | ૧૪·૭૪ | ૧૦·૨૬ | ૭·૪૦ | ૯·૨૫ | ૭·૮૨ |
| નીકાશ-રેલ મારફતે ... | ૧૫·૨૯ | ૧૩·૪૫ | ૧૫·૨૩ | ૧૪·૬૦ | ૧૫·૩૧ |
| ,, -પરદેશ ખાતે... | ·૯૮ | ·૫૫ | ·૬૨ | ૧·૫૫ | ૧·૩૦ |
| ,, હીંદના બંદરો ખાતે | ૧·૬૮ | ૧·૪૨ | ૧·૨૭ | ૧·૩૧ | ૧·૧૬ |
| કુલ ... | ૧૭·૯૫ | ૧૫·૪૨ | ૧૭·૧૨ | ૧૭·૪૬ | ૧૭·૭૭ |
| નીકાશ કરતાં આયાત કેટલી ઓછી છે? | ૩·૨૧ | ૫·૧૬ | ૯·૭૨ | ૮·૨૧ | ૯·૯૫ |

---

તેહેવારોની યાદી વીશે કાનજી રવજી નામના સદ્ગૃહસ્થ અમારા ઉપર પત્ર લખી ફરયાદ કરે છે કે એ નક્કી કરનારાઓ એવી ખોટી રીતે તેહેવાર ગોઠવે છે કે જેથી ખરો તેહેવાર હોય તે દીને નોકરીયાત વર્ગે સરકારી આફીસો અને બેંકોમાં કામ ઉપર હાજર થવું પડે છે. આ પત્ર ઉપર ઠેકાણું કે તારીખ ન હોવાથી આ માસીકદ્વારા જવાબ આપવો પડે છે કે હુંડીપત્રીને લગતા કાયદાની રૂએ નામદાર સરકાર એ યાદી નક્કી કરે છે અને તે નક્કી કરતી વેળા આ ચેમ્બરની સલાહ લેવામાં આવતી નથી. તેમ છતાં આ ફરીયાદના ટેકામાં દાખલા રજુ કરવામાં આવશે, તો આ ચેમ્બર એ ફરીયાદ સંબંધી વીચાર કરી ઘટતું કરશે.

---

# આંકડા વગેરે.

## નવી જોઇંટ સ્ટોક કંપનીઓ.

ગયા એપ્રીલ માસમાં બ્રિટિશ હિંદુસ્તાનમાં તથા માઇસોરના રાજ્યમાં સ્થપાયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓની વીગત નામ ઠેકાણા વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧. ઇસ્ટ ઇંડીયન લોન, એંડ બેંકીંગ કોરપોરેશન ... ... | એ. સીકદર એંડ કું. અપર ચીતપુર રોડ કલકત્તા. | ધીરધાર. | ૫૦૦ |
| ૨. નવાબગંજ ટાઉન બેંક .. | ઉપેંદ્રનાથ સેન, નવાબ ગંજ રંગપુર. | ધીરધાર તથા બેંકનું | ૫૦ |
| ૩. કોઇંબતૂર કર્પાગાનીધી ... | એન. રંગીયા ગોંડર, કોઇંબતુર. | બેંકનું તથા ધીરધાર | ૧૦૦ |
| ૪ ગજલક્ષ્મીવીલાસ સહાયનીધી. | ગવસુક્કલા સુનીસામી ચેટીવાલા, જનાગર એન. આર્કટ. | " | ૨૦ |
| ૫. પંગલનાયક બેંક .. | પંગલપદ્મનાભ નાયક, ઉદીપી | " | ૧૦૦ |
| ૬. બ્રીટીશ ઇંડીયા બેંકીંગ એંડ ઇંડસ્ટ્રીયલ કોરપોરેશન ... | જે પગનૂ ઠેકશેલ, મુંબઇ | " | ૧,૦૦,૦૦૦ |
| ૭. કે ડસ સેવીંગ્સ ફંડ ... | રાધારમણ ભટ્ટાચારજી શીલોંગ. | " | ૨૦ |
| ૮. એડવર્ડસ સ્ટીમશીપ કું. ... | હીલ્જર્સ બ્રધર્સ કલકત્તા | સ્ટીમરોનું. | ૫૦૦૦ |
| ૯. કચ્છ સ્ટીમ નેવીગેશન કું. .. | પદમસીંહ હાલાઇ એંડ કું. મુંબઇ. | " | ૨,૫૦૦ |
| ૧૦. સોદાગર ડોકયાર્ડ. ... | ડા. વી. એન બાજેકર મુંબઇ. | ડોકબનાવવાનું. | ૨૦ |
| ૧૧ હીંદુસ્તાન... ... ... | લલીતમોહન ગુપ્ત કલકત્તા. | હીંદુસ્તાન નામનું બંગાલી પત્ર છાપવાનું. | ૧૨૦ |
| ૧૨. જાલપૈગુરી બીના પ્રીંટીંગ વર્કસ. | શાંતીનીધાનરાય જાલપૈગુરી. | છાપવાનું. | ૨૦ |
| ૧૩ કમલા બુકડીપો .. ... | બંગોલ એજંસી કલકત્તા. | પુસ્તકો છપાવનાર તથા વેચનાર. | ૨૫૦ |

| નં૦ નામ. | એડ્રેસ અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧૪. ઓલઇંડીયા સ્ટોર્સ... .. | એચ. એમ. ગાંધી એંડ કું. અમરતાલા સ્ટ્રીટ કલકત્તા. | ઉદ્યોગ ધંધો ખીલવવા માટે ઉપદેશ કરવા સહકાર મંડળો સ્થાપવાં વગેરે. | ૨,૦૦૦ |
| ૧૫. એશીયાટીક એજન્સી ... | કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા. | એજંટ તરીકે કામ કરવું. | ૨૦ |
| ૧૬. એરોડ ... ... ... | ચૌરીંધી, કલકત્તા. | એરોપ્લેનનું. | ૧૦૦ |
| ૧૭. ડીવેલપ્મેંટ ... ... | મીશનરો, કલકત્તા. | એજંટનું. | ૨૦૦ |
| ૧૮. જાદવલાલ સન્સ ... ... | લાલપુર, બીરભુમ. | વેપાર તથા આડત શરાફી વીગેરે. | ૧૦ |
| ૧૯. જેસા એંડ કું. ... ... | લાલબઝાર સ્ટ્રીટ કલકત્તા. | વેપાર તથા આડત. | ૧૦૦ |
| ૨૦. લીંટન બ્રધર્સ એંડ કું. ... | મીશનરો કલકત્તા. | " " | ૧૦૦ |
| ૨૧. એંગોલ ડેરીઝ ... ... | ડેકેએંડ કું. બોબઝાર સ્ત્રીટ કલકતા. | ડેરીનું. | ૫૦૦ |
| ૨૨. સીંકલેરમરે એંડ કું. ... | કલકતા. | વેપાર. | ૬૦૦ |
| ૨૩. ચંડીલ લાખ ફેકટરી ... | એન. સી. સરકાર એંડ સન્સ, કલક તા | ચંડીલ લાખ ફેકટરી લઇ લેવી અને ચલાવવી. | ૨૦૦ |
| ૨૪. ટીંબર મર્ચંટસ એંડ ફર્નીશર્સ. | ઇકોનોમીક ડીવેલપ્મેંટ સ્ટ્રેંડ રોડ, કલકતા. | ઇમારતી વગેરે લાકડાંનો વેપાર. | ૫૦૦ |
| ૨૫. કુરતીયા અદ્‌ભુત આયુર્વેદ ભંડાર | સીલરોય એંડ કું. કુરતીયા. | આયુર્વેદની દવા કરવાની રીતનો પ્રચાર કરવો. | ૨૦ |
| ૨૬. જેમ્સ એલેકઝાંડર એંડ કું.... | જે. એ. લેસ્લી કલતાક. | ઇજનેરનું તથા કંત્રાકટનું. | ૫૦૦ |
| ૨૭ ટેનીન એકસટ્રેકટસ ... | લાયન્સ રેંજ કલકત્તા. | હરડા વગેરે ચીજોમાંથી ટેનીન મેળવવું તથા તેનો વેપાર. | ૪૦૦ |
| ૨૮. ઇંડીયન ઓપ્ટીકલ કું. ... | એસ. કે. બસુ કલકતા. | ચસ્માં વગેરે ચીજો બનાવવી તથા તેનો વેપાર. | ૨૦૦ |

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

| નં૦ નામ. | અધેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૨૯. ક્રુપ્સ એજન્સી ... ... | સી. એચ. સર્વીસ કલકત્તા. | દવા બનાવવી ધાતુ શોધવા વગેરે. | ૩૦૦ |
| ૩૦. બંગૉલ ગાર્ક ટાઇલ એજંસી... | કૅાર્નવોલીસ સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર. | ૧૦ |
| ૩૧. બસુ મીત્ર એંડ કું. ટેલર્સ ... | ધરમતુલા સ્ટ્રીટ, કલકત્તા. | દરજીનું. | ૧૦૦ |
| ૩૨. ઈંડીયા રીસોર્સીઝ ડીવેલપમેંટ. | પોલક સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર અને આડત. | ૧૦૦ |
| ૩૩. બીરભુમ ફાયરબ્રીક એંડ પોટરી વર્કસ ... ... ... | જાદવલાલ સન્સ લબપુર, બીરભુમ. | ફાયરબ્રીક્સ નળીયાં, માટીના પાઇપ વગેરે બનાવવાનું | ૪૦૦ |
| ૩૪. પ્રોમીયર ફર્ટીલાઇઝર્સ કું. ઓફ ઈંડીયા ... ... | ડીવેલમેંટ કોરપોરેશન ઓફ ઈંડીયા કલકત્ત. | ખાતર સાબુ વગેરે બનાવવાનુ. | ૩,૦૦૦ |
| ૩૫. એલ. ઇ; સાલ્સીરચોની (માર્બલ) ... ... ... | ઓલ્ડ ચીના બઝાર સ્ટ્રીટ, કલકત્તા. | માર્બલની ચીજો, નળાયા સ્લેટ વગેરે બનાવવાનું. | ૩૦૦ |
| ૩૬. ઈંડો પાસીફીક કું.... ... | રાધા બઝાર સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર. | ૫૦૦ |
| ૩૭. અલ્હમ્બ્રા હોટેલ એંડ સ્ટોર્સ. | હુસેન બ્રધર્સ એંડ કું | હોટેલ, રેસ્ટોરાં, વગેરેનું. | ૫૦૦ |
| ૩૮. રીઇન્ફોર્સ્ડ કોન્ક્રીટ એન્જીનીયરીંગ ... ... | જેમ્સ મોયેસ જારડીન એસ્પ્લેનેડ ઇસ્ટ, કલકત્તા. | મકાનો બાંધવાનું. | ૩૦૦૦ |
| ૩૯. રાયગંજ લકી સ્ટોર્સ ... | સુધામોય પ્રમાણીક, રાયગંજ, દીનાજપુર. | ઘરના વપરાશની ચીજોનો વેપાર. | ૨૦ |
| ૪૦. સીટી હાઇજીનીક મીલ્ક સપ્લાઇ કુંપની ... ... ... | એસ. ક્રીષ્ણા માચાચર મદ્રાસ. | ડેરીનું | ૫૦૦ |
| ૪૧. લક્ષ્મી ટ્રેડીંગ એંડ ઇંડસ્ટ્રીયલ કોરપોરેશન ... ... | જી. સોમયાજી આયર મદ્રાસ. | વેપાર. | ૧,૦૦૦ |
| ૪૨. મદ્રાસ એન્જીનીયરીંગ વર્કસ.. | જે. ઓ. રાબીન્સન, મદ્રાસ. | એન્જીનીયર. | ૧,૫૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૪૩. મર્કંટાઇલ એંડ એન્જીનીયરીંગ કુંપની ... ... | પ્રાઉડફુટ બ્રધર્સ એંડ કું. મદ્રાસ. | એક્સપોર્ટ ઇમ્પોર્ટ. એજંટ. | ૫૦૦ |
| ૪૪. ખાનદેશ જનરલ સ્ટોર્સ કાં.... | શ્રવણ હીંદુ ચોદરી એંડ કું. મુંબઇ. | હીંદી માલનો સ્ટોર્સ. | ૧૦૦ |
| ૪૫. બરનર એંડ કાં. ( મુંબઇ )... | આર્થર સી. વાર્નર, એસપ્લેનેડ રોડ ફોર્ટ, મુંબઇ. | પૈડાંવાળી ચીજો તથા ગાડાં બનાવવાં તથા તેનો વેપાર. | ૧૦૦ |
| ૪૬. ક્રેસંટ ઓટોમોબાઇલ કાં. ... | અબદુલા ફાઝલભાઇ એંડ કાં. જરીવાલા મેન્શન, હ્યુજીસ રોડ, ફોટ, મુંબઇ. | મોટરકારનું. | ૧,૦૦૦ |
| ૪૭. લાહોર ઓટોમોબાઇલ્સ ... | ગામડીયા ભરૂચા એંડ કાં. મુંબઇ. | ઓટો મોબાઇલ બનાવવાં તથા તેનો વેપાર | ૧,૦૦૦ |
| ૪૮. ઇંડીયન કન્સ્ટ્રક્શન્ સીન્ડીકેટ.. | ગ્રીવ્સ કોટન એંડ કાં. મુંબઇ. | મકાનો બાંધવા વગેરે | ૧,૫૦૦ |
| ૪૯. લફ્ન્સ ( ઇંડીયા )... ... | મુંબઇ. | કપડાં તઇયાર કરી આપનાર તથા તેનો સંગ્રહ રાખનાર | ૫૦૦ |
| ૫૦. એશ્યાટીક મશીનરી સ્ટોર્સ કાં. | એમ. માધવલાલ એંડ કાં. ૨૬૫ હોર્નબી રોડ, મુંબઇ. | મશીનરી તથા હાર્ડવેરના વેપારી | ૫૦૦ |
| ૫૧. દખણ મોટર સર્વીસ ... | સી. એફ. ઓીપર્લી એંડ કાં. | મોટરકાર વગેરેનો વેપાર | ૩૦૦ |
| ૫૨. ઇંડીયન જનરલ ટ્રેડીંગ કાં. ... | અર્નેસ્ટ જ્યોર્જ વ્હીટીક, મુંબઇ. | વેપાર | ૪૦૦ |
| ૫૩. પાયોનીયર રબર એંડ ... ઇંડસ્ટ્રીઝ કાં. ... ... | મનુ સુબેદાર એંડ કાં. ૧૯, બેંક સ્ટ્રીટ, મુંબઇ. | રબર વગેરેની ચીજો બનાવવી તથા તેનો વેપાર | ૫,૦૦૦ |
| ૫૪. પંજાબ પોર્ટલેંડ સીમેંટ ... | ડીલીકનીક્સન એંડ કાં. | સીમેંટ બનાવવી તથા તેનો વેપાર | ૫,૦૦૦ |
| ૫૫. આસામ ઇંડીજીનસ એંડ રૉ મટીરીયલ્સ સપ્લાઇ કાં. ... | ચક્રવર્તી સુરાના એંડ કાં. સીલ્હટ. | આસામ પ્રાંતમાં થતી ચીજોનો વેપાર | ૫૦૦ |

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

| નં૦ નામ. | અધીસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણુ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૫૬. દીલ્હી મોટર એંડ ફર્નીચર વર્કસ ... ... ... | દીલ્હી | મોટરકાર તથા ફર્નીચરનો વેપાર | ૧,૫૦૦ |
| ૫૭ કપુર એંડ કું. ... ... | ગુજરાત | જંગલની પેદાસ માટે કંટ્રાકટ તથા લાકડાંનો વેપાર | ૪૦૦ |
| ૫૮ અપર ઇંડીયા ઇન્વેસ્ટમેંટ ... | ૨૨, અમીનેટેડ પાર્ક, લખનૌ. | વેપાર | ૫૦૦ |
| ૫૯ કાનપુર કું. ... ... | ઓલ્ડ જનરલગંજ કાનપુર | " | ૫૦૦ |
| ૬૦ ટીનાવેલી ટેકસ્ટાઇલ ... | ચારી એંડ કું. મીશન રોડ, કલકત્તા. | કાપડની મીલ | ૩,૦૦૦ |
| ૬૧. ઓરીએંટ મીલ્સ . ... | સી જીવણલાલ એંડ કું. પાંચ કુવા ગેટ, અમદાવાદ. | કાપડ તથા સુતરની મીલ | ૧,૨૦૦ |
| ૬૨ શ્રી સીંધ સરસ્વતી સ્પીનીંગ એંડ વીવીંગ મીલ્સ .. | શીપ રોડ, સક્કર | " " | ૫,૦૦૦ |
| ૬૩. અશોક મીલ્સ ... ... | લાલભાઇ દલપતભાઇ એંડ કું અમદાવાદ. | " " | ૨,૪૦૦ |
| ૬૪ કીલાચંદ મીલ્સ ... ... | કીલાચંદ દેવચંદ એંડ કું મુબઇ | " " | ૮,૦૦૦ |
| ૬૫ સાઉથ ઇંડીયન જીનીંગ એંડ પ્રેસીંગ કું. .. ... | પ્રતાપસીંહ મોહલાલભાઇ ૯૦, એસપ્લેનેડ રોડ, મુંબઇ. | સુતરની મીલ તથા પ્રેસ | ૫૦ |
| ૬૬ તીરહુટ ઇંડસ્ટ્રીયલ કું. . | પંડીત ભુવનેશ્વર મીશ્ર, મીશ્રતોલા, દરભંગા. | ચોખા, તેલ, લોટ, સુખડી વગેરે બનાવવાં | ૫ |
| ૬૭ ઓરીએન્ટલ કેમ્ફર એસ્ટેટ ... | ચેટરજી ગુપ્ત એંડ કું. કલકત્તા. | કપુર બનાવવું | ૧ |
| ૬૮. બોમ્બે મલબાર ફોરેસ્ટ પ્રોડયુસ કુંપની ... ... . | કોઠારી, સુતરીયા એંડ કું મુંબઇ | રબર કોફી વગેરે બનાવવા | ૧૦,૦૦ |
| ૬૯ નોર્થ પરસ્કોલ કોલ કું. ... | એન. સી. સરકાર એંડ સન્સ, કલકત્તા. | ખાણોનું | ૫૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૭૦. ન્યુકુસુંડા કોલ્યરી ... ... | રંજાસ અગરવાલા કલકતા. | ,, ,, | ૬૦૦ |
| ૭૧. જનરલ પ્રોસ્પેકટાગ કું. ... | કલાઇવ બીલ્ડીંગસ, કલકતા. | ,, ,, | ૭૨૦ |
| ૭૨. ટ્રેડર્સ ગીલ્ડ ... ... | નવગામ, રાજશાહી. | જમીન તથા મકાનો ખરીદવાં વગેરે | ૨૦ |
| ૭૩. દખણ રીયલ પ્રોપર્ટી એંડ હાઉસ બીલ્ડાગ કું. ... | એમ. આહમદ બેલ્યા, મદ્રાસ. | જમીન તથા મકાનો ખરીદવાં વગેરે. | ૩,૦૦૦ |
| ૭૪. મદ્રાસ કલોથ માર્કેટ ... | કલ્યાણજી એંડ સન્સ મદ્રાસ. | કાપડના વેપારીએ માટે મારકેટ બનાવવી | ૧,૫૦૦ |
| ૭૫. ગુજરાત લેંડ એંડ બીલ્ડીંગ કુંપની ... ... ... | નંદલાલ એંડ કુંપની અમદાવાદ. | મકાન ખરીદવાં બાંધવા વીગેરે | ૨,૫૦૦ |
| ૭૬. એસોશીયેટેડ ઇંડસ્ટ્રીઝ ... | મનુ સુબેદાર, ૧૯, એંક ઓીટ, કોટ, મુંબઇ. | જમીન ખરીદવી તથા વેચવી | ૨,૦૦૦ |
| ૭૭. કુંડુ પ્રોપર્ટી કું. ... ... | જતીન્મીત્ર લેન કલકતા. | શેરો ડીબેંચરો વગેરેનું | ૭૦૦ |
| ૭૮. ચંદનબેસા ટ્રેડીંગ એંડ બેંકીંગ કું. ... ... ... | મહીરૂદીન આહમદ, ચંદનબેસા, બોગરા. | કંપનીના શેરો સ્થાવર મીલકત વગેરેનો વેપાર | ૩૦૦ |
| ૭૯. સુકતર્સ લોચેબ્બર્સ કું. ... | મીરત. | મંડળના સભાસદો માટે સગવડ કરવી | ૨૦ |
| | કુલ ... | ... | ૧૮૭૩૭૦ |

---

ઉંચી પોલીશી કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો ?

## પોર્ટટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઇનાં પોર્ટટ્રસ્ટની વખારોમાં ગયા એપ્રીલ માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઇ તા. ૨૯-૫-૨૦ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે.—

| માલની જાત. | તા. ૧-૪-૨૦ ને દીને સ્ટોક. | ૧૯૨૦ ના એપ્રીલ માં થયેલી ડીલીવરી. | તા. ૧-૫-૨૦ ને દીને સ્ટોક. | તા. ૧-૫-૧૯ ને દીને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૨૦૬૮૨ | ૩૯૧૯ | ૨૧૭૬૪ | ૭૭૦૪૦ |
| ,, પેટી ... | ૬૬૧૩ | ૨૩૩૮ | ૭૬૮૮ | ૬૪૮૭ |
| રેશમ તથા ઉનના પીસ ગુડસ ગાંસડી ... | ૭૭૬ | ૩૭ | ૮૨૯ | ૧૪૩૫ |
| ,, ,, ,, પેટી | ૯૬૨ | ૮૬ | ૧૧૦૫ | ૧૪૪૫ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીસ ... ... | ૩૦૦૪ | ૧૨૦૫ | ૨૮૪૦ | ૮૬૫૦ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૧૯૦૧ | ૨૮૬ | ૨૦૪૭ | ૪૧૧૮ |
| તાંબુ—ટન ... ... | ૩૭૩ | ૩૨૭ | ૫૪૯ | ૬૪ |
| પીતળ—ટન ... ... | ૭૬૮ | ૧૭૬ | ૧૧૭૭ | ૪૭૦ |

## ખાંડની આયાત

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ગયા એપ્રીલ મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતી:—

| | એપ્રીલ માસમાં ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|
| | હજાર હંડ્રેવેટ | |
| બંગાળ | ૧૭ | ૧૩ |
| મુંબઇ | ૪ | ... |
| સિંધ | ... | ૧ |
| મદ્રાસ | ... | .. |
| બ્રમા | ... | ૧ |
| કુલ | ૨૧ | ૧૫ |

| | એપ્રીલ ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|
| | હજાર હંડ્રેવેટ | |
| યુનાઇટેડ કીંગડમ | ૧ | |
| સ્ટ્રેટ સંસ્થાનો | ... | |
| જાવા | ૧૯ | |
| ચીન | ૧ | |
| જાપાન | ... | |
| ઇજીપ્ત | ... | |
| મોરીશસ | ... | |
| યુનાઇટેડ સ્ટેટ | ... | |
| બીજા દેશો | ... | |
| કુલ. | ૨૧ | |

ધી ઓરમે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, કોર્ટ, મુંબઇ.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | માર્ચ માસમાં | | એપ્રીલથી માર્ચ સુધીમાં | |
|---|---|---|---|---|---|
| | | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૧૯–૨૦ | ૧૯૧૮–૧૯ |
| | | લાખ યાર્ડ. | લાખ યાર્ડ. | લાખ યાર્ડ. | યાર્ડ. |
| કોરાં તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૮૮૯૯૪ | ૯૦૫૪૯ | ૧૧૬૪૦૭૩ | ૧૦૭૬૭૧૧ |
| ,, ,, | આયાત... | ૧૦૩૮૫૫ | ૬૮૭૪૨ | ૮૫૫૩૮૮ | ૮૭૦૦૫૬ |
| રંગીન કાપડ | પેદાશ... | ૩૪૬૮૩ | ૨૮૩૭૬ | ૪૭૫૭૦૬ | ૩૭૪૦૧૫ |
| ,, ,, | આયાત... | ૪૧૧૭૮ | ૮૨૩૧ | ૨૦૮૨૯૮ | ૨૨૭૩૧૯ |

## કાપડની પેદાશ.

માર્ચ માસમાં

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૨૦ |
| મુંબાઈ ... .. | ૩૩૩ | ૪૨૩ | ૨૧૫ | ૨૩૧ | ૯૫૫ | ૧૦૪૭ |
| મદ્રાસ ... ... | ૧૮ | ૧૮ | ૧૨ | ૧૦ | ૩૮ | ૩૩ |
| બંગાલ ... ... | ૬ | ૮ | ૪ | ૪ | ૨૨ | ૨૧ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૧ | ૬ | ૮ | ૩ | ૨૭ | ૧૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૮ | ૧૦ | ૧૨ | ૧૧ | ૪૮ | ૪૬ |
| દેશી રાજ્યો ... | ૧૪ | ૧૫ | ૨૩ | ૧૭ | ૮૬ | ૬૮ |
| કુલ ... ... | ૪૦૬ | ૪૮૫ | ૨૭૮ | ૨૮૧ | ૧૧૮૯ | ૧૨૩૬ |

એપ્રીલથી માર્ચ સુધીમાં.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૮–૧૯ | ૧૯૧૯–૨૦ | ૧૯૧૮–૧૯ | ૧૯૧૯–૨૦ | ૧૯૧૮–૧૯ | ૧૯૧૯–૨૦ |
| મુંબઈ ... ... | ૩૬૬૩ | ૪૮૧૦ | ૨૭૫૮ | ૩૦૬૨ | ૧૧[illegible] | ૧૩૫૨૬ |
| મદ્રાસ ... ... | ૧૯૦ | ૨૨૨ | ૧૫૬ | ૧૪૨ | ૪૧૫ | ૪૬૪ |
| બંગાલ... .. | ૬૮ | ૯૨ | ૫૨ | ૫૮ | ૨૬૭ | ૨૭૮ |
| સંયુક્ત પ્રાંતે ... | ૧૨૭ | ૧૪૪ | ૧૦૯ | ૧૦૪ | ૨૯૩ | ૩૫૦ |
| મધ્ય પ્રાંતો ... | ૧૯૫ | ૨૩૯ | ૧૪૮ | ૧૬૨ | ૫૯૨ | ૬૩૯ |
| દેશી રાજ્યો ... | ૧૬૩ | ૨૩૦ | ૨૩૭ | ૨૮૧ | ૮૬૯ | ૧૦૫૩ |
| કુલ ... | ૪૪૪૫ | ૫૭૮૦ | ૩૪૯૫ | ૩૮૩૮ | ૧૪૫૦૭ | ૧૬૩૯૭ |

## સુતરની નંબરવાર પેદાશ.

હીંદની મીલોમાં સુતરની પેદાશ કેટલી થાય છે તે દર્શાવનારા આંકડા નીચે આપ્યા છેઃ—

નંબર પ્રમાણે પેદાશ ( લાખ રતલ )

| નંબર | માર્ચ માસમા | | એપ્રીલથી માર્ચ સુધીમા | |
|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૮-૧૯ | ૧૯૧૯-૨૦ |
| ૧ થી ૧૦ | ૭૪ | ૬૯ | ૮૭૩ | ૮૪૧ |
| ૧૧ થી ૨૦ | ૩૧૬ | ૨૫૮ | ૩૧૪૫ | ૩૪૬૯ |
| ૨૧ થી ૩૦ | ૧૫૪ | ૧૪૯ | ૧૮૯૨ | ૧૮૩૬ |
| ૩૧ થી ૪૦ | ૧૩ | ૧૨ | ૧૯૧ | ૧૭૦ |
| ૪૧ અને ઉપરાંત | ૨ | ૨ | ૪૫ | ૩૫ |
| કુલ | ૫૬૧ | ૪૯૩ | ૬૧૫૦ | ૬૩૫૭ |

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| | માર્ચ | | એપ્રીલથી માર્ચ | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૮-૧૯ | ૧૯૧૯-૨૦ |
| મુંબઇ. | ૩૯૦ | ૩૫૨ | ૪૨૭૬ | ૪૩૯૭ |
| મદ્રાસ. | ૩૮ | ૩૨ | ૪૨૭ | ૪૪૩ |
| બંગાલ. | ૩૧ | ૨૮ | ૩૨૫ | ૩૫૨ |
| સંયુક્ત પ્રાંતો. | ૩૧ | ૨૦ | ૩૪૩ | ૩૫૧ |
| અજમેર-મેવાડ | ૧ | ૧ | ૨૦ | ૧૯ |
| પંજાબ. | ૩ | ૨ | ૩૯ | ૩૩ |
| દીલ્હી. | ૨ | ૨ | ૨૯ | ૩૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૯ | ૨૬ | ૩૪૨ | ૩૪૧ |
| દેશી રાજ્યો. | ૩૩ | ૨૫ | ૩૪૪ | ૩૮૪ |
| કુલ. | ૫૬૧ | ૪૯૩ | ૬૧૫૦ | ૬૩૫૭ |

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૨૦ ના એપ્રીલ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત નંબર. | બંગાળ. હજાર રતલ. | મુંબઇ. હજાર રતલ. | સિંધ. હજાર રતલ. | મદ્રાસ. હજાર રતલ. | બર્મા. હજાર રતલ. | ટોટલ હજાર રતલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્રે ૩૧ થી ૪૦ | ૧૬૮ | ૧૬૬ | ૬ | ૨૯ | ........... | ૩૬૯ |
| ,, ૪૧ થી ૫૦ | ૬૮ | ૬૨ | ........... | ૧૫ | ........... | ૧૪૬ |
| ,, ૫૦ થી ઉપર | ૧૭૪ | ૧૭૬ | ........ | ૨૯ | ........... | ૩૭૯ |
| રંગીન ૩૧ થી ૪૦ | ૨૧૯ | ૪૭ | ૮૬ | ૧૦૦ | ........... | ૪૫૪ |
| ,, ૪૧ થી ૫૦ | ........... | ૪ | ........... | ........... | ...... | ૪ |
| ,, ૫૦ થી ઉપર | ........... | ........... | ........... | ૨૩ | ........... | ૨૩ |
| ટોટલ: | ૬૩૦ | ૪૫૬ | ૯૩ | ૧૯૮ | ...... | ૧૩૭૮ |



મેટેલીક શીલીંગથી મીલ્ડીંગનો ભ્યારો શોભે છે

| ચીજનું નામ. | એપ્રીલ ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|
| | રૂ. (૧૦૦૦) | |
| કેળવાએલાં ચામડાં... ... ... ... ... | ૩૬૪ | ૬૧૮ |
| દારૂ ... ... ... ... ... ... | ૨૪૮૭ | ૩૩૮૭ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... ... ... | ૬૮૮૭ | ૬૯૦૩ |
| દીવાસળી ... ... ... ... ... ... | ૪૬૩ | ૨૪૧૩ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... ... ... ... | ૫૮૭ | ૫૫૯૧ |
| ત્રાંબું ... ... ... ... ... ... | ૭૬૭ | ૧૮૩૩ |
| લોઢું ... ... ... ... ... | ૫૭૦ | ૮૯૬ |
| લોઢું અથવા સ્ટીલ... ... ... ... ... | ૯૬૭૧ | ૧૩૮૩૫ |
| સ્ટીલ ... ... ... ... ... ... | ૧૯૯૧ | ૪૩૧૮ |
| સીસું ... ... ... ... ... ... | ૩૪૧ | ૨૧૨ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... ... ... | ૯૨૮ | ૪૯૫૫ |
| કેરોસીન તેલ ... ... ... ... ... | ૩૭૦૮ | ૬૫૨૨ |
| અળસીનું તેલ ... ... ... | ૫ | ૧૦૪ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૭૦૭૫ | ૮૮૦૭ |
| રંગ રોગાન વિગેરે ... ... ... ... | ૧૨૮૪ | ૧૧૮૫ |
| કાગળો ... ... ... ... ... ... | ૨૧૫૦ | ૨૭૮૦ |
| રેલ્વે ગાડીઓ તથા બીજો સામાન ... ... ... | ૧૪૩૭ | ૪૧૫૬ |
| રબર ... ... ... ... ... ... | ૧૬૮૨ | ૨૪૦૩ |
| મીઠું ... ... ... ... ... ... | ૬૮૮ | ૧૫૩૭ |
| સાબુ ... ... ... ... ... ... | ૯૭૦ | ૧૭૩૩ |
| સોપારી ... ... ... ... ... ... | ૧૦૫૯ | ૮૧૫ |
| તેજાનો કુલ ... ... ... ... ... | ૧૩૪૨ | ૯૭૩ |
| સ્ટેશનરી ... ... ... ... ... ... | ૫૯૪ | ૭૮૧ |
| ખાંડ ... ... ... ... ... ... | ૮૧૮૮ | ૯૦૭૬ |
| રૂ ... ... ... ... ... ... | ૩૪ | ૨૦૯ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... ... | ૨૭૧૫ | ૬૩૧૦ |
| સુતરાઉ હોઝીયરી ... ... ... ... ... | ૭૬૧ | ૧૪૦૫ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... ... ... | ૧૪૩૭૮ | ૨૩૭૫૨ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... ... ... | ૯૨૦૫ | ૨૩૪૧૯ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... ... ... ... | ૫૨૧૪ | ૨૬૭૦૧ |
| શીવવાના દોરા ... ... ... ... ... | ૧૪૮ | ૭૬૬ |
| સુતરાઉ માલ એકંદર ... ... ... ... | ૩૨૯૭૧ | ૮૪૭૦૯ |
| રેશમ કાચું ... ... ... ... ... | ૨૧૩૦ | ૯૭૧ |
| રેશમના પીસ ગુડઝ... ... ... ... ... | ૪૮૩૯ | ૩૩૬૪ |
| કાચું ઉન ... ... ... ... ... | ૯૨ | ૨૦ |
| ઉનની હોઝીઅરી ... ... ... ... ... | ૪૨ | ૧૩૮ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... ... ... | ૭૮૧ | ૨૬૯૯ |

સ્ટેર્લીંગ શીલીંગથી બીલ્ડીંગનો ખોરડો ચોસે છે.

| ચીજનું નામ. | એપ્રીલ 1919 | 1920 |
| --- | --- | --- |
| | રૂ. (1000) | |
| તંબાકુ ... ... ... ... ... | ૨૦૫૦ | ૨૪૯૫ |
| રમકડાં ... ... ... ... ... | ૩૭૫ | ૪૦૨ |
| છત્રીઓ ... ... ... ... ... | ૪૫૫ | ૧૫૦ |
| છત્રીઓનો સામાન ... ... ... ... ... | ૪૭ | ૨૦૩ |
| લાકડાં ... ... ... ... ... ... | ૮ | ૩૯ |
| કુલ આયાત | ૧૪૭૮૨ | ૨૧૫૯૩૨ |

નીકાશ.

| ચીજનું નામ. | | |
| --- | --- | --- |
| જીવતાં જનાવરો ... ... .. ... | ૩૧૩ | ૨૩૭ |
| મીણબત્તી ... ... ... ... ... | ૫૬૨ | ૨૬૫ |
| સૉલ્ટ પીટર ... ... ... ... ... | ૮૪૯ | ૪૬૫ |
| કોલસા ... ... ... ... ... ... | ... | ૮૨૭ |
| કોફી ... ... ... ... ... ... | ૨૧૩૦ | ૪૨૮૩ |
| કાથા, (સીંદરી) ... ... ... ... | ૫૭૨ | ૧૮૭૨ |
| દોરડાં ... ... ... ... ... ... | ૨૦૨ | ૧૧૧ |
| દવાઓ ... .. ... ... ... ... | ૪૨૯ | ૪૨૯ |
| ગળી ... ... ... ... ... | ૩૯૮ | ૫૫૦ |
| દરડાં બેઠાં ... ... ... ... ... | ૭૭૨ | ૮૪૭ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ ... ... | ૧૨૫૮ | ૧૯૨૫ |
| બ્રસ કરવા માટે રેસા ... ... ... ... | ૨૩૫ | ૨૩૮ |
| ફળ ને શાક ... ... .. ... ... | ૭૦૬ | ૭૩૬ |
| ડાંગર ... ... ... ... ... | ૫૬૦ | ૮૩૭ |
| ચોખા ... ... ... ... ... | ૫૦૮૧ | ૨૦૨૨૮ |
| ઘઉં ... ... ... ... ... | ૫૮ | ૧૩૫ |
| ઘઉંનો લોટ ... ... ... .. .. | ૬૬૮ | ૨૦૨૪ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ .. ... | ૬૯૪૨ | ૨૪૪૬૭ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... ... ... | ૨૨૪૦૯ | ૧૨૭૯૨ |
| લાખ .. ... ... ... ... | ૩૧૪૨ | ૫૮૪૭ |
| કેળવાયલાં ચામડાં ... ... ... ... | ૧૦૨૭૯ | ૬૩૮૦ |
| ખાતર ... ... ... ... ... | ૮૬૪ | ૨૨૫૪ |
| મેંગેનીઝ ઓર ... ... ... ... ... | ૭૨૩ | ૧૦૨૮ |
| ધાતુ કુલ ... ... ... ... ... | ૨૮૩૩ | ૨૮૯૭ |
| અબરખ ... ... ... ... ... | ૬૫૫ | ૧૩૮૧ |
| દીવેલ તેલ ... ... ... ... ... | ૧૩૯ | ૪૫ |
| કોપરેલ તેલ ... ... ... ... ... | ૧૧૪ | ૬૦૨ |

ધી મોરલ ટાઈમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

| | એપ્રીલ | |
| --- | --- | --- |
| | ૧૯૧૯ | ૧૯૨૦ |
| | રૂ. (૧૦૦૦) | |
| અળસીનું તેલ | ૮૦ | ૧૧૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ | ૧૬૪૨ | ૧૩૦૧ |
| ખોળ | ૧૫૮૬ | ૧૪૯૦ |
| અફીણ | ૧૫૦૨ | ૨૧૪૭ |
| રબર | ૮૫૦ | ૨૨૧૧ |
| ટ્રાંવેલી | ૬૮૦ | ૧૪૪ |
| ટોપરાં | ૧૧ | ૩૯૮ |
| કપાસીયા | ૮ | ૧૮૪૦ |
| ભોંયસીંગ | ૩૧ | ૩૪૪૮ |
| અળસી | ૩૨૫૨ | ૩૩૨૦ |
| ખસખસ | ૩૫૨ | ૫૦ |
| સરસવ | ૭૨૫ | ૮૭૮૯ |
| તલ | ૧૧૩ | ૨૧૦૫ |
| તેજાનો | ૧૪૯૩ | ૧૧૬૧ |
| ખાંડ | ૨૧૯ | ૮૨૪ |
| ચા | ૧૬૫૭૫ | ૮૬૮૪ |
| કાચું રૂ | ૩૨૮૭૯ | ૬૮૦૭૧ |
| ટવીસ્ટ અને યાર્ન | ૧૫૬૦૦ | ૧૧૫૪૧ |
| રૂમાલ અને શાલો | ૧૪૨ | ૩૮૩ |
| પીસ ગુડઝ | ૭૬૨૫ | ૭૫૫૭ |
| શણ | ૨૨૩૭ | ૧૬૮૨ |
| જ્યુટ કાચું | ૧૪૭૦૦ | ૧૩૯૯૦ |
| ટવીસ્ટ અને યાર્ન | ૫૫ | ૪૫૨ |
| જુટની બનાવટ | ૩૨૪૧૪ | ૪૯૪૬૪ |
| શમ ( કાચું ) | ૪૭ | ૩૦૮ |
| શમ કુલ | ૧૩૭ | ૩૫૨ |
| ન કાચું | ૩૩૭૯ | ૨૦૭૬ |
| નની ધાબળીઓ ને ગાલીચા વગેરે | ૬૦૦ | ૯૧૮ |
| આકુ બીડી વિગેરે | ૪૨૬ | ૪૭૬ |
| ાકડાં પાટીયાં વિગેરે | ૧૦૭૦ | ૧૯૧૦ |
| દુસ્તાનમાંથી થયેલી કુલ નિકાશ | ૨૦૧૩૮૯ | ૨૮૧૮૧૪ |
| દસ્તાનમાંથી થયેલી સરકારી માલની નિકાશ. | ૯૯૧ | ૩૫૭૫ |

મેટેલીક શીલીંગની સારી ડીઝાઈન ગમશે કે ?

# વેપારી ખબરો.

બેંક ઓફ ટાઇવાને ગઇ તા. ૩૧-૧૨-૧૯૧૯ ને દીને પુરા થયેલા ૭ માસમા કરેલો નફો તથા આગલા નફાની બાકી સાથે લેતા કુલ ૬૨,૯૭૩,૮૫૮ યેન થયા હતા તેમાથી ચાલુ ખર્ચ તથા વ્યાજ માટે ૬,૦૨,૭૭,૫૫૩ યેન વપરાયા હતા અને બોનસ માટે એક લાખ, દસ ટકા લેખે ડીવીડંડ માટે ૧૫,૭૩,૦૦૦ અને રીઝર્વ ફંડમા ઉમેરવામા સાત લાખ યેન ખરચાયા હતા. એ સાથે રીઝર્વ ફંડ ૭૭,૩૦,૦૦૦ યેન જેટલુ થયું હતું બાકી ૧૩,૨૩,૩૦૬ યેન આવતા ૭ માસ માટેના હીસાબમાં લઇ જવામા આવ્યા હતા

ફ્રાન્સની સરકારે મોજશોખની ચીજોની આયાત માટે મનાઇ હુકમ કહાડયો છે જે નીચે જણાવેલી ચીજોને લાગુ પડે છે.–ઝવાહીર, કીમતી મોતી, ઉનની ધાબળીઓ, ઊન વગેરેમાંથી બનેલી શેતરંજીઓ તથા ગાલીચા, ઘેટાના વાળમાથી બનેલી ચીજો, ઘણીક જાતની રેશમી ચીજો, રીબનો, જુટની થેલી, ગુલ વગેરે. વળી તંબાકુ, ખનીજ તેલ, ભારે તેલ, અને ખનીજ તેલ ગાળી લીધા પછી રહેતો કચરો વગેરે ચીજોની આયાત માટે લાઇસન્સ મેળવવુ પડે છે. આ નીયમો સામાન્ય રીતે અલ્જીરીયાને પણ લાગુ પડે છે. વધારે વીગતવાર હકીકત ઇંગ્લંડના બોર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા. ૬ઠી મેના અંકમાં આપવામા આવી છે. આ ચેમ્બરની ઓફીસમાંથી તે વાચવાને માટે મેળવી શકાશે

---

બગદાદ તથાં બસરા ખાતે વેપાર કરતી હીંદી પેઢીઓ વિશેની વધારાની પહેલી તથા બીજી યાદી આ ચેમ્બરને નામદાર સરકાર પાસેથી મળી છે, જેને તે જોવી હશે, તે આ ચેમ્બરની ઓફીસમા આવીને જોઇ શકશે.

યુનાઇટેડ સ્ટેટસમા આવેલી એક પેઢી ચાઇના ગ્રાસ અથવા રેમી નામના ઘાસના વપારી સાથે સબંધ બાંધવા માગે છે વીગત માટે લખો મુંબઇ ખાતેના યુનાઇટેડ સ્ટેટસના વાઇસ કોન્સલને

---

# વેપારી પુછપરછ.

—:*:—

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી પુછપરછને લગતી વીગત આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબેત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું. પુછપરછની ખબર મોકલનારનાં નામ, વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ, તથા વેપારનો વિષય નીચે પ્રમાણે છે.—

મેશર્સ વીકટર બ્લેગ્ડન એંડ કંપની (૪, લોઇડસ એવીન્યુ, લંડન) નીચે દર્શાવેલી ચીજોના ખરીદનારનાં નામ માગે છે તથા તે વેચવા માટે એજંટ નેમવા માગે છે:—સલ્ફાઇડ (ફલેકનેથેલીન) લીસોલ સબ્સ્ટીટયુટ, સોલ્યુબલ ડીસઇન્ફેકટીંગ ફલુઇડસ, કારબોલીક એસીડ (લીકવીડ), કારબોલીક એસીડ (ક્રીસ્ટલ) કોલટાર, પીચ, સાબુ, મીણબત્તી, સાઇટ્રીક એસીડ, ટાર્ટરીક એસીડ, તથા કોસ્ટીક સોડા.

---

કોબર્ગ મેટીંગ એંડ કાર્પેટ કંપની (કોબર્ગ) તરફથી આવેલા પત્રમાં તે જણાવે છે કે કોકોસ ડોરમેટસ અને કોકોસ મેટીંગ બનાવનારી અથવા નીકાશ કરનારી હીંદી પેઢીઓ તરફથી તે માલના નમુના, ભાવ, નુરનો ખર્ચ વગેરે મેળવવાની તેની ઇચ્છા છે. એ માલ હીંદમાં બને અને કેનેડામાં વેચનારા એજંટ તરીકે એ પેઢી કામ કરે એવી ગોઠવણ કરવા માગે છે.

---

હેરોલ્ડ સી લોરી નામથી ચાલતી પેઢી (૯૫, કીંગ સ્ટ્રીટ, ઇસ્ટ ટોરોન્ટો, કેનેડા) તરફથી અમારા ઉપર આવેલા પત્રમાં જણાવ્યું છે કે હીંદ સાથે સીધો વેપારી સંબંધ બાંધવાની તેની ઇચ્છા છે. હાલ કેનેડા ખાતે નીચે જણાવેલી ચીજો આયાત થાય છે:—ચા, કોફી, તેજાનો, ચોખા, ગુંદર, ચુનો, છો, માટી, ચામડા, હાથીદાત, ચીસમ, ધાબળીઓ, ચીનકામ, કારીગીરીની ચીજો, જુટ, હેમ્પ, રૂ, રેશમી માલ, રંગવામા કામ લાગે એવી ચીજો, તેલ, રેસા, નેવર, ઉનનાં જાડાં કપડા, મીણબતી, રોગાન, લાખ, ઇમારતી લાકડા, વીગેરે. એમાંથી મોટો ભાગ હીંદથી આવેલો હોય છે ઇગ્લંડ કે યુનાઇટેડ સ્ટેટસને માર્ગે એ ચીજોનો વેપાર કરવા કરતાં સીધો વેપાર કરવાથી બેઉ દેશને લાભ છે. એ માટેના પ્રયત્નમાં બેંકોની મદદ છે. પર રાજ્યનો જે માલ કેનેડામાં જાય તેની ઉપર જે જકાત લેવાતી હોય તે કરતા પાંચ ટકા ઓછી જકાતે બ્રીટીશ સામ્રાજ્યનો એવોજ માલ ત્યાં આયાત થવા દે છે. કેનેડામાંથી મેગ્નીશીયમ ક્લોરાઇડ, લેધર બેલ્ટીંગ, યાઝંત્રો, નીકાશ કરી શકશે કમીશનથી કામ કરવાને આ પેઢી ગજી છે. વીગત માટે ચેમ્બરમાં પત્ર જોવા મળી શકશે.

---

# વેપારી વીષયો.

## સહકારનાં ધોરણે શરાફી કામકાજ વધારવામાં કેનેડામાં મળેલી ફતેહ.

- સહકારથી કેવું ઉપયોગી કાર્ય થઇ શકે છે તે દર્શાવનારી કેટલીક હકીકત કેનેડામાં સહકારના ધોરણે કામ કરતી બેંકોના ઇતીહાસમાંથી મળી આવે છે. વીસ વરસમાં માત્ર હવે કેનેડામાં એકસોસઠસઠ અને કેનેડાના બાકીના ભાગમાં બસો એવી બેંકો સ્થાપવામાં આવી હતી. એમાં કામ કરનારાઓના અનુભવે એક વાત એ શીખવી કે જેમની પાસે ધન અત્યારે નથી તેમનો અત્યારે વીશ્વાસ કરવામાં આવતો નથી પણ તેઓમાંથી મોટો ભાગ વીશ્વાસ રાખવા લાયક હોય છે અને જો તેમના ઉપર વીશ્વાસ રાખીને કામકાજ કરવામાં આવે તો વેપાર ઘણો વધી શકે.

એ બેંકોની કામ કરવાની પદ્ધતી ખાસ જાણવા લાયક છે. એ શોધનારનું નામ આલ્ફોન્સો ડેસ્જારડીન્સ છે. ઇંગ્લાંડમાં પાર્લામેંટમાં ચાલેલા કામકાજના રીપોર્ટ જે હેન્સાર્ડ નામથી ઓળખાય છે તે તૈયાર કરનારા રીપોર્ટરોમાં એક એ હતો. ત્યાંથી તેણે કેનેડા જઇ ત્યાંની પાર્લામેંટનાં રીપોર્ટ તૈયાર કરવાનું કામ પોતાને જોખમે શરૂ કર્યું અને તેથી એ કામ માટે એને સરકારી રીપોર્ટર નેમવામા આવ્યો. પછી તેણે જોયું કે કેનેડામાં ગરીબ લોકોની સંખ્યા ઘણી હતી અને તેમને જ્યારે નાણા જોઇએ ત્યારે કોઇ આપતું ન હતું બેંકો એવું કામ નજીવું ગણી ર્હીકાગતી નહીં અને હીંદના મારવાડીઓ જેવા ત્યાંના ખાનગી ધીરધાર કરનારાઓ એટલું ભારે વ્યાજ લેતા કે તેમની પાસેથી નાણાં ઉછીના લેવાનું એ ગરીબ લોકોને પોસાયે નહીં સહકારના ધોરણે કામ કરતી યુરોપની બેંકોનો ઇતીહાસ તેણે વાંચ્યો અને એ વીષયનો બરોબર અભ્યાસ અને વીચાર કર્યો પછી કેનેડામા કેવી બેંકો કહાડવી તે પોતાની રીતે નક્કી કર્યું. પહેલી બેંક એણે લેવી નામના ગામમા જ્યાં તે રહેતો હતો ત્યાં ઇ. સ. ૧૯૦૦માં સ્થાપી. એ ગામની વસ્તી માત્ર આઠ હજાર માણસની હતી. શરૂઆત વેળા બેંકની થાપણ માત્ર છવીસ ડાલર જેટલી હતી પણ તે બેંકના કામકાજમાં વધારો થતાં ૧૯૧૯માં ૧૦,૭૬,૦૦૦ ડાલર જેટલી મીલકત, ૨,૪૦,૦૦૦ ડાલર શેરની થાપણ, અને ૭,૧૯,૦૦૦ ડાલર બચાવેલી રકમ રીઝર્વ વીગેરે દેખાડવાને શક્તીવાન બની હતી. શેરોની થાપણ ઉપર શરૂઆતમા તે માત્ર ૭ ટકા અને સેવીંગ્સ ડીપોઝીટ માટે બીજી બેંકો કરતાં એક ટકો વધારે વ્યાજ આપતી. છેલ્લાં પાંચ વરસમાં લડાઇ દરમ્યાન એનું કામ વધીને બમણું થયું છે. એના સભાસદોમાં ધનવાન કોઇ સભાસદ નથી. મધ્યમ સ્થીતીના પણ થોડાકજ હશે. બાકી બધા ગરીબ વર્ગના છે જે ધન તેઓ અગાઉ દાટી રાખતા અથવા સંતાડતા તે ધન હવે તેઓ આ અને આવી બીજી બેંકોમાં વ્યાજે મેલે છે. જ્યારે એવી રીતનું નાણું લેવાની શરૂઆત કરવામાં આવી ત્યારે એવો સવાલ એક જાણકાર આસામીને પુછવામાં આવ્યો હતો કે આ ગામના લોકો પાસે આવી રીતે રહેલું નાણું વીસ કે ત્રીસ હજાર ડાલર જેટલું હશે કે નહીં ? પેલા જાણકારે જવાબ દીધો કે એવું નાણું તો અઢી લાખ ડાલર જેટલું હશે પણ મેળવવું

મુશ્કેલ છે. અત્યારે પણ એ બેંકો જેમની પાસેથી નાણું મેળવી શકે છે તેમની પાસેથી બીજા કોઇને નાણું મળી ન શકે. તેનું કારણ એ છે કે એ બેંકનો પાયો પ્રમાણીકપણા ઉપર રચાયલો છે. એક સભાસદ અત્યારે એમ ગર્વ લઇ શકે છે કે અમારી બેંક બીજી બેંકો કરતાં જુદીજ જાતની છે. જો તેમ ન હોત તો અમે એનો કારભાર કોઇને પણ સોંપી શકીયે છીયે તેમ બની શકયું ન હોત. અત્યારે એ બેંકનો સભાસદ થવા કે એમાં એક ડોલર પણ અનામત મેલવા અગાઉ પ્રમાણીકપણા માટેનું સરટીફીકેટ રજુ કરવું પડે છે. જેમને ઓળખતા ન હોઇએ કે જેમની ઉપર વીશ્વાસ રાખી શકીયે નહીં એવા એક પણ માણસને એમાં દાખલ થવા દેવામાં આવતો નથી. દાખલ થવા માટેની ફી પાંત્રીસ સેંટ (લગભગ એક રૂપયો) જેટલી છે અને શેર પાંચ ડોલરનો (લગભગ બાર તેર રૂપયાનો) છે. એ શેરનાં નાણાં દર અઠવાડયે દસ સેંટ પ્રમાણે હફતેથી આપી શકાય છે. એ શેરનાં નાણાં પાછાં લઇને સભાસદ તરીકેનું રાજીનામું આપી શકાય છે અને એવી રીતે નાણાં પાંછાં મળી શકે એમ હોવાથી સભાસદોમાં દાખલ થવાને કોઇ અચકાતો નથી. સીતેર લાખ ડોલર જેટલું કામકાજ કરતાં એક પાઇ જેટલી રકમ પણ લ્હેણું વસુલ ન થવાથી ખોટ ખાતે લખવી પડેલી હોય એવી નથી. આ સર્વ નાણું પરગામ કે પરમુલકમાં જવા ન દેતાં ગામમાંજ રાખ્યું છે. કોઇ પણ સભાસદે વધારે શેર લીધા હોય તો પણ બેંકની વાર્ષીક સભામાં તેને એકજ મતનો અધિકાર રહે છે. નવા સભાસદને દાખલ કરતી વેળા તેને વીશે સર્વે સભાસદોના મત બેલટથી અર્થાત છુપી રીતે લેવામાં આવે છે. વહીવટ માટે ત્રણ કમીટીઓ નેમાય છે. એક કમીટી વહીવટનું નીયમીત કામ કરે છે, બીજી કમીટી નાણાંનો ધીરધાર વીશેની સંભાળ લે છે અને ત્રીજી કમીટી બેંકના કામકાજ ઉપર દેખરેખ રાખે છે. વહીવટ કરનારી અર્થાત પહેલી કમીટીને નાણાંની ધીરધાર કરવાની મુદ્દલ સત્તા નથી. ધીરધાર સંબંધી કમીટીમાં જે ઠરાવ સર્વાનુમતે થાય તેજ અમલમાં આવે છે. કઇ અને કેટલી જામીનગીરી સ્વીકારવી તે નક્કી કરવાનું કામ એ ધીરધાર કમીટીનુંજ ગણાય છે. દેખરેખ કમીટીના કોઇ પણ ત્રણ સભાસદો ચોપડા તપાસી શકે છે અને જરૂર લાગે તો બેંકનું કામકાજ અટકાવી શકે છે. આ રીતે કામ કરવાથી આવી બેંકમાં નાણાં મુકનારને બીજી બેંકોની માફક સધર જામીનગીરી મળે છે અને તે છતાં બેંકો એવી રીતે કામ લઇ શકે છે કે નાણાં ઉછીનાં લેનારના હીત માટે સૌથી વધારે કાળજી રાખી શકાય અને વળી બેંક માટે વ્યાજની આવક મેળવી શકાય. એ ઉપરાંત વેપારને ખીલવવામાં આવી બેંકો ઘણી મદદગાર થઇ પડે છે. કોઇ પણ સભાસદ લોન માટે અરજી કરી શકે છે. તેની આવક કેટલી છે અને તેમાંથી લોનનાં નાણાં કેટલા પ્રમાણે પાછાં આપી શકશે તે તપાસી તેના પ્રમાણમાં બેંક લોન આપે છે. તેમ છતાં એવી લોન ગમે તે કામ માટે લઇ શકાતી નથી. શા કામ માટે એ નાણાં જોઇએ છે તે દર્શાવનારી વીગત સ્પષ્ટ રીતે અરજીમાં રજુ કરવી પડે છે અને જો એ સભાસદની આવક એથી વધે એવું હોય તોજ તેને નાણાં ધીરવામાં આવે છે. નાણાં ઉછીનાં મેળવવા માટેની અરજીઓ તો હંમેશાં એટલી બધી મળે છે કે તેના અરધા ભાગનેજ પહોંચી વળવાનું બની શકે છે. કેટલીક વાર તો અરજીમાં માગેલી રકમના અરધા ભાગ જેટલીજ લોન અપાય છે તેમ કરવામાં એવો હેતુ હોય છે કે એ સભાસદ કરકસર કરીને ઓછાં નાણાંથી પોતાનું કામ કરી લે એવી તેને ફરજ પડે. લગ્ન માટે ઘરેણાં ચઢાવવાને કે એવા કોઇ કાર્ય માટે નાણાં ધીરવામાં આવતાં નથી, પાડોશીને નાણાં ધીરવા માટે કે નકામો ખર્ચ

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

કરેલો હોય તેના બીલ ચુકવવા માટે પણ એ નાણું ધીરાતાં નથી. જેમાં જોખમ વધારે હોય એવાં સાહસ માથે લેવા કાજે પણ નાણું પુરાં પાડવામાં આવતાં નથી. માત્ર જેથી એ લોન લેનારની આવક વધે અને તેમાંથી એ નાણું પાછાં ઝટ ભરી શકે એવી રીતે તેને સુખી કરવા જેવી સ્થીતી હોય ત્યાંજ નાણા ધીરવામાં આવે છે. દરેક અકટોબર માસમાં છ કે સાત હજાર ડાલર જેટલી રકમ એવી નાની રકમની લોનમાં રોકવામા આવે છે કે જેનો લાભ લેનારાઓ તેમાંથી પોતાના કુટુંબ માટે અનાજ કોલસો વગેરે માલ છ કે બાર માસ માટે સસ્તે ભાવે લઇ રાખી શકે. મકાનો બાંધવા માટે જોઇતી રકમ પુરી પાડનારી ધીરધાર કંપનીઓ કરતાં વધારે સારી સગવડ આ બેંકો આપે છે કેમકે જે પ્રમાણીક કુટુંબો એવાં ઘરોમાં રહે તેમને માટે બહુજ ઓછે નફે ઘર બાંધી આપવાનું કામ આ બેંકો કરે છે. એ પ્રમાણે ખેડુતો તથા કારીગર વર્ગ પોતાને માટે જોઇતાં ઓજારો ખરીદવાને માટે નાણા બેંક પાસેથી મેળવે છે આ બધા કામકાજમાં વ્યાજનો દર ઘણો ઓછો હોય છે. ઘણીક વાર તો એ દર ૨½ ટકા જેટલો હોય છે. એવી રીતે નાણાં ઉછીના લેનારને એથી જે લાભ થાય છે તે નોંધવા લાયક છે. કોઇ સભાસદે વેપાર માટે માલ મંગાવ્યો હોય તેનાં નાણા બે મહીને આપવાનાં હોય પણ જો વહેલાં આપે તો અમુક ટકા વળતરના મળે તેણે એ માલ બીજાને વેચેલો હોય અને તેનાં નાણાં મળવાની વાર હોય તો એ વળતર મેળવી શકાય નહીં. આવે પ્રસંગે બેંકમાથી એ નાણા ઉછીના લઇને ભરી દેવાથી વળતર મેળવી શકાય અને જેને માલ વેચ્યો હોય તેની પાસેથી નાણા મળેથી બેંકને લોન પાછી આપી દેવાય. વળી એ રીતે રોકડાં નાણાં બીલ માટે આપવાનું બને તો તે સભાસદની સાખ વધે અને બીજો માલ વધારે સારે ભાવે પણ મળે. એક વેળા એવું બન્યું કે એક ગાધીની પાસેથી અઢીસો ડાલરનો માલ એક સભાસદને જોઇતો હતો તે તેણે ખરીદી બેંકની મદદથી બીલના નાણા રોકડાં આપ્યાં પેલા વેચનારને નાણાંની એટલી જરૂર હતી કે તેણે બીજો માલ સહેજ ઓછે ભાવે આપવાની તુરતજ માગણી કરી પણ એ સભાસદે તે લેવાની ના પાડી; પેલા વેપારીને એટલી ગરજ હતી કે તેણે પોતાનો માલ અરધી કીંમતે આપવાનું કહ્યું અને એ સભાસદે બેંકને પુછીને એ બધો માલ અઢારસો ડાલરનો હતો તે નવસો ડાલરની કીંમતે મેળવ્યો. એ નવસો ડાલર બેંકમાંથી લેતી વેળા તેણે હમેશાની રીત પ્રમાણે એક જામીન આપવો પડયો પણ તેમા એને કાંઇ મુશ્કેલી ન પડી કેમકે એટલી સસ્તી કીંમતે મેળવેલો માલ સહેલાઇથી વેચીને નાણાં બેંકને ભરશે એમ ખાતરી આપવાને કોઇ મિત્ર આનાકાની કરે નહીં. એ સભાસદે તે પછી માલ એટલા સસ્તા ભાવે વેચવા માડયો કે એને સારો નફો થવા છતાં એની ઘરાકી ઘણીજ વધી ગઇ અને પરીણામે એણે એક લોન ધાર્યા કરતાં પણ વહેલી ભરી દીધી જેથી બેંકને વ્યાજ તરીકે આપવાની રકમ પણ ઓછી થઇ. એકંદરે એ બીજી લોનની મદદથી મેળવેલા માલ ઉપર એણે બારસો ડાલર નફો કર્યો. એ લોન લેનારને નફો મળવા ઉપરાંત લોકોને માલ સસ્તો મળ્યો અને બેંકના નાણાં જેટલા દીવસ રોકાયાં એજ તેટલા દિવસનું રીતસરનું વ્યાજ તેને મળ્યુ. એ પ્રમાણે સી ગરનો સીવવાનો સંચો કે ટાઇપરાઇટર ખરીદવાની જરૂર હોય, તે વેળા તુરત નાણાં આપવાથી જેટલી કીંમતે મળી શકે તેની સરખામણીમાં દર મહીને થોડી રકમ ભરવાની સગવડે તે માલ મેળવવા જતાં આપવી પડે તે રકમ ઘણીજ

વધારે હોય જો તેવી વેળા આખી રકમ એકી બેળા ભરી દેવા માટે નાણાંની સગવડ બેંક માંથી મળી શકે તો ઘણો લાભ થાય. કેટલીક વાર એ રીતે માલ મેળવતાં કીંમતમાં અરધ ભાગ જેટલો ફેર પડી જાય છે. પચીસ ડાલરની કીંમતે બેંકની મદદથી સીવવાના સંચે મેળવનાર એક ડોશીને એ રકમના વ્યાજ માટે ત્રણ ડાલરથી વધારે રકમ ભરવી પડ નથી અને તે છતાં પોતાની સગવડે બેંકને નાણાં પાછાં આપવાની રાહ તેને મળી હત પણ જો દર અઠવાડીયે કે મહીને અમુક રકમ આપવાની શરતે એ સંચો તેણે ખરીદ્યે હોત તો લગભગ પચાસ ડોલર જેટલી કુલ કીંમત આપવી પડત.

એક ડોશીએ પોતાનું ઘર ગીરો મુકીને પઠાણ પાસેથી-૪૨૯ ડાલર ઉછીના લીધા હત અને તેના ઉપર જબરૂં વ્યાજ ભરતી હતી. કેટલીક વાર સુધી ભારે તકલીફ લઇ હાડમારી વેઠીને પણ તેણે એકસો ડોલર બચાવ્યા પણ તે રકમ લઇને એટલું દેવું ઓછું કરવાની પઠાણે ના પાડી. જો આખી રકમ એક સાથે પાછી આપે તોજ તે લેવાની પઠાણે હા પાડી. આમ એકી રકમ ભરવાની અશકતીને લીધે બચાવેલી રકમ પડી રહી અને પાછળથી ખરચાઇ ગઇ. એવું ઘણી વાર બન્યું અને એ બધો વખત વ્યાજ ભરવાનું ચાલુ રહ્યું. છેવટે થાકીને તેણે બેંકનો આશ્રય લીધો. બેંકે એને જોઇતી રકમ ધીરીને ભારે વ્યાજમાંથી છોડવી. અહીં વ્યાજનો દર ઓછો હોવાથી મુદ્દલમાં થોડી થોડી રકમ આપવાનું એને માટે વધારે સહેલું થઇ પડયું. બેંકની પાસેથી લોન લેતી વેળા દર મહીને બે ડાલર ભરવાની કબુલાત આપી હતી તેને બદલે દર મહીને ત્રણ ડોલર ભરવાને તે શકતીવાન થઇ અને ચાર વરસમાં તો મુદ્દલ રકમ પણ ભરી દઇને દેવામાંથી તદ્દન છુટી થઇ. છેલ્લો હપતો ભરતી વેળા તેને હર્ષનાં આંસુ આવ્યાં. જુના માગનારને એણે સતાવીસ વરસ સુધી વ્યાજજ આપ્યું હતું.

ગ્રીચર કંપની જેવી દવાની દુકાન રાખનાર એક વેપારીએ પોતાનું કામકાજ શરૂ કરતી વેળા ઓછી થાપણથી ચાલશે એવું માનવાની ભુલ કરી હતી તેથી એની દુકાનમાં કોઇને કાંઇ ચીજ જોઇતી વેળાએ ન મળે એવું ઘણીવાર બનતું. જો તેણે પોતાનું મકાન પંદર હજાર ડાલરની કીંમતનું હતું તે ગીરો મુક્યું હોત તો તેને જોઇતી રકમ તુરત મળી હોત પણ એ મકાન ગીરો મુકવું જેટલી સહેલાઇથી બને તેટલી સહેલાઇથી તે છોડવાય નહીં માટે મકાન ગીરો નહીં મુકવાં બીજી બેંકોમાંથી જ્યારે જોઇએ ત્યારે નાણાં ઉછીના મેળવવાં અને પછી થોડી મુદતમાં તે ભરી દેવાં એવી રીત એણે રાખી પણ તેમ છતાં એ પોતાની દુકાનમાં જે જે પ્રકારનો માલ જોઇએ તે સઘળો વસાવવા શકતીવાન થયો નહીં, કેમકે બેંકને નાણાં પાછાં આપવાની અથવા લોન ફરી તાજી કરવાની મુદત ઘણી વાર નડતી અને તે વેળા દુકાનનો બધો માલ કલીયરન્સમાં મુકવાની ફરજ પડતી. છેવટે જ્યારે તેણે એ મુશ્કેલીઓ આ કો-ઓપરેટીવ બેંક પાસે વર્ણવી ત્યારે તેની પાસેથી છ હજાર ડોલર જેટલી મોટી રકમ મકાન ગીરો મુકીને મેળવી શકયો. પછી કો-ઓપરેટીવ બેંકે એને વીશેશ સગવડ એ આપી કે છ હજાર ડોલરની હદ સુધી જ્યારે જોઇએ ત્યારે નાણાં ઉપાડે અને ફાવે ત્યારે તેમાંથી ગમે તેટલાં નાણાં પાછાં આપે. જેટલી રકમ જેટલો વખત વપરાય તેટલીજ રકમનું તેટલીજ મુદતનું વ્યાજ આપવું પડતું. આ પ્રમાણે થવાથી એણે પોતાની દુકાનમાં જોઇએ તે સર્વ પ્રકારનો માલ વસાવ્યો અને પછી એનું કામ એવું સરસ રીતે ચાલ્યું કે એક વરસમાં એના નફામાં છસો ડોલર જેટલો વધારો માલમ પડયો. સભાસદોની સગવડ એવી રીતે જાળવવામાં

કોઓપરેટીવ બેંકની પધ્ધતી બીજી બેંકો કરતાં ઘણી રીતે જુદી પડે છે બીજી બેંક પાસે જો એક સભાસદની અરજી સો ડોલર માટે હોય અને દસ સભાસદોની અરજી દસ દસ ડોલર માટે હોય તો તેમાંથી સો ડોલર માટેની એક અરજી પ્રથમ પસંદ કરવાની વ્રત્તી બીજી બેંકોને રહે છે ત્યારે કો-ઓપરેટીવ બેંક દસ દસ ડોલર માટેની દસ સભાસદોની અરજી પહેલી સ્વીકારવાનું વધારે પસંદ કરે છે એ પ્રમાણે વધારે સંખ્યામાં અરજીઓ સ્વીકારી શકાય તે માટે એમ ઠગવવામાં આવ્યું છે કે છ હજાર ડોલર કરતા વધારે રકમની કોઇ લોન આપવી નહીં વળી કોઇપણ સભાસદ વધારેમાં વધારે કેટલા શેર લઇ શકે તે પણ દર વર્સે નક્કી કરવામા આવે છે અત્યારે એવી હદ છમો શેરની છે જેની કીંમત ત્રણ હજાર ડોલર થાય છે તેમ છતા છમો શેર રાખનારને એક શેર રાખનારના કરતાં કોઇ પણ રીતે વધારે હક કે લાભ રહેતો નથી લોનની સંખ્યામાંથી પોણો ભાગ તો એકથી એકમો ડાલર માટેની હોય છે. ૧૯૧૮મા ત્રણ લાખ ડાલરની રકમની લોનો આપવામા આવી હતી તેમાં નેવું ટકા જેટલી લોન માટે માત્ર અંગત જામીનગીરીજ લીધેલી હતી એક સારો જામીન મળે તો પછી વધારે જામીનગીરીની જરૂર ગણાતી નહીં કેટલીક મોટી સંખ્યામા આવી રીતે લોન અપાઇ છે તે બીજી બેંકોવાળા જુએ તો હેબક ખાઇ જાય! તેમ છતા કો-ઓપરેટીવ બેંકને એમા નુકશાન લાગ્યુ નથી તેનું કારણ એજ છે કે જે માણસો સાથે કામ પાડવામાં આવે છે તેમની પસંદગી ઘણી સભાળથી કરાય છે પચાસ ડોલરની રકમની લોનોનો મોટો ભાગ તો એ કો-ઓપરેટીવ બેંકના શેરો ધરાવનારાઓને તેમના શેરોની સંખ્યા ધ્યાનમા લઇને આપવામાં આવેલો દેખાશે એવી વેળા એક જામીન લેવાનું પણ માંડી વાળવામા આવે છે કેમ કે જો એવે પ્રસંગે એ લોન લેનારને કોઇની અંગત જામીનગીરી માગવાની ફરજ પાડવામા આવે તો કદાચ પાછળથી એમ પણ બને કે એ વેળા જામીન થનાર પોતે કરેલા ઉપકારના બદલામા પાછળથી ત્રણસો ડોલરની રકમ માટેના જામીન ખત ઉપર એ સભાસદની સહી માગે તો તેનાથી શરમને લીધે ના પડાય નહીં અત્યાર સુધીમાં એક પણ વાર એવું બન્યું નથી કે જામીન પાસે નાણા માગવાં પડયાં હોય જે સભાસદ પોતે લીધેલી લોનના નાણા મુદત પાકે તે દીને આપી ન જાય તેને બેંકના સભાસદોના લીસ્ટ-માથી દુર કરવાનો અધીકાર બેંકને છે એ સભાસદ લોન લેતી વેળા તે પાછા આપવા માટે સગવડ ભર્યો વખત પસંદ કરે એટલી એને માટે છુટ રાખવામાં આવે છે પણ એકવાર મુદત નકી કરી તો તે અગાઉ અથવા તે દીને તેણે નાણા આપવાજ જોઇએ. વળી કોઇ પણ લોન માટેની અરજી મંજુર કરવી કે નહીં તે નકી કરનારી કમીટીના સભાસદોને જો તેમણે બોલાવ્યા વગર અરજી કરનાર મળવા જાય કે બીજી રીતે ત્રાસ આપે તો તેટલાજ કારણને લીધે અરજી નામંજુર થવાનો સભવ રહે છે અને કોઇ વાર તો એ માટે બેકના સભાસદમાંથી પણ કમી થવાનો સભવ ધ્યાનમા રાખવો પડે છે. એક સભાસદે એકવાર ધમકી આપી કે લોન માટેની અમુક અરજી મંજુર નહીં થાય તો તે બેકની સાથેનો પોતાનો સંબંધ છુટો કરશે. આ સાભળતાંજ કો-ઓપરેટીવ બેકના મેનેજરે એ સભાસદના જેટલા નાણા એ બેંકમાં હતાં તેટલા પાછા આપી દઇ એની સાથે બેકનો સંબધ બધ કર્યો. એ સભાસદે પોતાની ભુલ જોઇ અને સંબધ ચાલુ રાખવા માગ્યો પણ મેનેજરે ના પાડી. અને બેંકની વહીવટ કમીટીએ તથા દેખરેખ કમીટીએ મેનેજરનો ચુકાદોજ બહાલ રાખ્યો. તે પછી તેણે સભાસદ તરીકે પોતાનો દાખલ

કરવા માટેની અરજી ઘણીવાર આપી ત્યારે કેટલેક વરસે એની પાસે સંપૂર્ણ માફી માગ... પત્ર લખાવી લઇને એને બેંકમાં ફરી દાખલ થવા દીધો.

આ કો-ઓપરેટીવ બેંકમાં માત્ર મેનેજરનેજ પગાર આપવામાં આવે છે. બાકી બધા સ્વયંસેવક હોય છે. પણ એ સ્વયંસેવકોને એટલું વીવીધ પ્રકારનું કામ કરવાની અને તેમાંથી એટલું શીખવાની તક મળે છે કે બીજી કોઇ પધ્ધતિથી એ પ્રમાણે બની ન શકે. પોતે જે ગામમાં રહેતા હોઇએ તે ગામના લોકોને ઉન્નતિ માર્ગે જવામાં મદદ કરવાનો ઉત્સાહ એથી વધે છે અને એમાં મળતો આનંદ ઓર છે. શેરનાં નાણાં જ્યારે જોઈએ ત્યારે પાછાં મળી શકે એવી ગોઠવણ છતાં આ કો-ઓપરેટીવ બેંકની થાપણ વધતીજ રહી છે. અત્યારે એમ કહી શકાય કે જોઇંટ સ્ટોક કંપનીના શેરોમાં રોકવામાં આવેલી થાપણ જેમ ભરાઇ પડી તે કહાડવી મુશ્કેલ ગણાય તેવી કાંઇપણ મુશ્કેલી વગર આ બેંકની થાપણે એની જગા લીધી છે. તેમ છતાં એમાંથી મોટી રકમ એકાએક પાછી લઇ જવામાં આવે તો પણ બેંકના કામને હરકત ન પહોંચે એવું કરવા માટે રીઝર્વ ફંડમાં મોટી રકમ એકઠી કરવાની જરૂર ઉપર હંમેશાં ભાર મેલવામાં આવે છે. બેંક જે નફો કરે તેમાંથી પહેલે રીઝર્વમાં કેટલું લઇ જવું તે નકી થાય છે અને પ્રોવીડંટ ફંડની રકમ વધારવામાં આવે છે. આ પ્રોવીડંટ ફંડનો હેતુ એ છે કે થાપણ ઉપર દર વરસે આપવાના વ્યાજનો દર ટકાવી રાખવો અને કોઇ મકાન ખરીદવું કે એવું અણચિંતવ્યું કામ આવી પડે તો તે વેળા કામ લાગે એવે વખતે પણ રીઝર્વ ફંડને અડકવું નહીં એવો હેતુ છે. અત્યાર સુધીમાં રીઝર્વ ફંડ ત્રીસ હજાર ડાલર જેટલું થયું છે પણ સભાસદોમાં તે વહેંચી નાંખવાની મનાઇ કાયદાથી કરવામાં આવી છે. જો કોઇ કારણથી બેંકનું કામકાજ આટોપીને બંધ કરી દેવાનું ઠરાવવાનો પ્રસંગ થાય તો આ રીઝર્વ ફંડ લોકોપયોગી કામમાં વાપરવું એમ એ કાયદામાં ઠરાવ્યું છે. એ રીઝર્વ ફંડ તથા પ્રોવીડંટ ફંડમાં સારી રકમો મુકાય તે પછીજ શેરો ઉપર વ્યાજ અપાય. આમ હોવાથી એ વ્યાજની રકમ વધતી ચાલી છે. હવે એવો વખત આવ્યો છે કે લોન માટેના વ્યાજનો દર ઘટાડી શકાય; કોઇ પણ સભાસદ એક હજાર શેર લઇ શકે એવું કરવાની અને થાપણ ઉપર આપવાના વ્યાજનો દર બાર ટકાનો કરવાની ધારણા છે. એટલું થાય તો એ હજાર શેર જેની પાસે હોય તે ઘડપણમાં એમાંથી થતી આવક ઉપર ગુજારો કરી શકે. સભાસદને માટે એથી સગવડ મેળવી આપવી એવી આ બેંક સ્થાપનારની ઇચ્છા છે આ બેંક શેરોનાં નાણાં લે છે પણ તે શીવાય કોઈપણ પ્રકારની અનામત સ્વીકારાતી નથી એટલે શેરો શીવાય એને માથે કાંઇપણ દેવું રહેતું નથી. એ પ્રમાણે થાય તેટલા માટેજ એમ ઠરાવ્યું કે શેરોનાં નાણાં પાછાં લઇ શકાય. એ નીયમ કરતી વેળા ઘણી તરફથી એની વીરૂદ્ધ સલાહ મળી પણ સ્થાપકે એ નીયમને વળગી રહેવામાંજ ડહાપણ માન્યું, તો તેથી અત્યારે એ બેંકની આવી સારી સ્થીતી છે. એનું બંધારણ સ્વીકારનારો કાયદો પ્રાંતીક સરકાર પાસે ૧૯૦૬માં મેળવ્યો. કેનેડાનાં આખાં સંસ્થાન માટે આવો કાયદો ૧૯૦૯માં તથા ૧૯૧૦માં માગવામાં આવ્યો પણ ન મળ્યો. તેમ છતાં એ સંસ્થાના જુદા જુદા સર્વે ભાગમાં એના નમુના પ્રમાણે કો-ઓપરેટીવ બેંકો સ્થપાતી રહી છે. હજી એવી બધી બેંકોનું ભેગું મંડળ સ્થપાયું નથી જો કે તે માટે કાયદાથી સગવડ કરવામાં આવી છે; પણ સેંટ્રલ બેંકની ગરજ લેવી બેંકથી પુરી પડે છે. કેનેડાના સંસ્થાનમાં વસતી પ્રજા બધી લગભગ એક બીજામાં ભળી જાય એવી એક વર્ગની હોવાથી આ કો-ઓપરેટીવ બેંકોની હીલચાલને બહુ સરલતા મળી છે. એની ફતેહ જોઇ યુનાઇટેડ સ્ટેટસમાં

કેટલીક પ્રાંતીક સરકારોએ પોતાના મુલકમાં સહકારી સંસ્થાઓ સ્થાપવા માટે મી. ડેનઝરકીન્સને ૧૯૦૮ માં બોલાવ્યો અને કેટલાક ભાગોમાં એવી સંસ્થાઓ સ્થપાઇ પણ ખરી. બાકીના ભાગના લોકોને એ હીલચાલ માટે એટલી શ્રદ્ધા ન થઇ તોપણ એમાં કાંઇક સારૂં તત્વ છે એમ લાગવાથી તેમણે યુરોપના જુદા જુદા દેશોમાં પ્રતીનીધીઓ મોકલી સહકારની હીલચાલ વીશે માહીતી મેળવવાનાં પગલાં ભર્યાં. તેને પરીણામે એ હીલચાલ વધતી જાય છે અને સહકારની સંસ્થાઓ ઉપર અત્યાર અગાઉ મુકાયલા અંકુશ ઘટતા જાય છે. એ હીલચાલને જે હરકતો નડે છે તે સર્વેનું મુળ એકજ છે કે કો-ઓપરેશન અથવા સહકાર અને જોઇંટ સ્ટોક એ બે પદ્ધતિ વચેનો તફાવત કેટલાક જણ સમજી શકતા નથી. ગમે ત્યા છુટા છવાયા રહેનારા લોકોને માટે જોઇંટસ્ટોક કંપની ચાલી શકે. તેમને માટે કો-ઓપરેટીવ સંસ્થા કામ કરી ન શકે. સહકારી સંસ્થાનો હેતુ નૈતીક ઉન્નતીદ્વારા સંપત્તી વધારવાનો છે. જોઇંટ સ્ટોકમાં નૈતીક ઉન્નતી તરફ ભાગ્યેજ લક્ષ અપાય છે. ખેડુતોને લાંબી મુદતની લોન ખેતીની સુધારણા માટે આપવાનું કામ અને સાધન વગરનાં પ્રમાણીક માણસોની ટુંક વખત માટેની ગરજ સંભાળી લેવાનું કામ એ બે પણ જુદીજ બાબતો છે. હીંદમાં દેવામાં દટાઇ ગયેલા ખેડુતોનો ઉદ્ધાર કરવામાં એવી લાંબી મુદતની લોનનું કાર્ય ઉપયોગી થઇ પડે પણ ટુંક મુદત માટે સગવડ આપવાનું કાર્ય પણ તેટલુંજ જરૂરનું અને ઉપયોગી છે. સહકારની હીલચાલ કાંઇ માત્ર ખેડુતોને કાજેજ નથી. સર્વ જાતના લોકો માટે સર્વ તરેહના પ્રસંગોને અનુકુળ થઇ પડે એવી રીત તો ઉપર લેવી બેંકની પદ્ધતી વર્ણવી છે તેજ છે. એની સાથે જેના લાભ સરખાવી શકાય એવી તો યુનાઇટેડ સ્ટેટસમાં મોરીસ નામના વિદ્વાનની સુચના પ્રમાણે સ્થપાયલી બેંકોનેજ ગણી શકાશે પણ મોરીસની સુચના પ્રમાણેની બેંકો વ્યાજ વધારે લે છે અને તેનો લાભ શેરો ધરાવનારને મળે છે. સ્વાશ્રયની ટેવ પાડવી અને ખીલવવી એ કાર્ય તો કો-ઓપરેટીવ બેંકથીજ બની શકશે. સરકારી મદદની એમાં જરૂર નથી એટલુંજ નહીં પણ એવી મદદ કોઇવાર સહકારી સંસ્થાઓની ઉન્નતીમા ભારે વીઘ્નકર્તા થઇ પડે છે. કેનેડામાં લેવી બેંક છે તેવી સેંકડો બેંકો અન્ય સ્થળોએ સ્થાપી શકાય અને ઇટલીની બેંક ઓફ મીલન જેણે બત્રીશ ટકા વ્યાજ આપ્યું તેવી મોટી બેંક પણ દરેક દેશમા બે ત્રણ સ્થાપી શકાય. લેવી બેંકના જેવીજ કેટલીક બેંકો આયર્લંડમાં અને દક્ષીણ અમેરીકાના કેટલાક દેશોમાં છે. હીંદમાં કો-ઓપરેટીવ બેંકોનું કામકાજ લગભગ એજ ધોરણ ઉપર કેટલેક ઠેકાણે છે. હીંદમાં કો-ઓપરેટીવ ક્રેડીટ સોસાયટી નામથી એને ઓળખવામાં આવે છે અને એવી સોસાયટીની સંખ્યા હીંદમાં પાંચ હજાર કરતાં પણ વધારે છે. જાપાનમાં એવી સંસ્થાઓની સંખ્યા આઠ હજારની છે. ઇટલીમાં ઘણી મોટી બેંકોથીજ કામકાજ ચલાવવાનું ધોરણ છે એટલે તેની સાથે સરખામણી કરી શકાય તેમ નથી. જરમનીમાં કો-ઓપરેટીવ બેંક જેવી સંસ્થા ઓગણત્રીશ હજારની હતી તે ઘટીને હવે કેટલી રહી છે તે ખબર નથી રશીયામાં એ કરતાં પણ વધારે છે અને તેની લાગવગ એટલે સુધી વધી ગયેલી છે કે ત્યાંની સરકાર પણ એને કાબુમા રાખી શકતી નથી. સભાસદોની સંખ્યા અને ડીપાઝીટની રકમ એ બે બાબતોમા જરમનીજ શ્રેષ્ટ છે ત્યાં સભાસદોની સંખ્યા નેવું લાખની હતી અને લડાઇ દરમ્યાન સરકાર પોતાને માટે જોઇતાં નાણાં ખાનગી બેંકો પાસેથી જેટલાં મેળવી શકી તે કરતાં પણ વધારે રકમ કો-ઓપરેટીવ બેંકો પાસેથી મેળવી શકી હતી. એના સભાસદો કાંઇ બધારે ધનવાન ન હતા પણ તેમની સંખ્યા મોટી હતી અને સરકારને મદદ કર-

ધી સોરભ ટાઇપ માર્ટ ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ

નો ઉત્સાહ તેમનામાં ઘણો પ્રબળ હતો. હવે તેઓ ફરીથી ઉદ્યોગ ધંધો નવેસરથી જમા વવા માટે પ્રયત્ન કરવા લાગ્યા છે. લેવી બેંકની માફક કામ કરનારી સંસ્થાઓ ઉદ્યોગ હુન્નરને ઉત્તેજન આપી જન સમાજની નૈતીક ઉન્નતી સાધવામાં એટલી ઉપયોગી થઇ પડી છે કે તેની જેટલી પ્રસંશા કરીયે તેટલી ઓછી ગણાય.

---

## હીંદમાં બનતા રેસા.

જુટનો પાક હીંદમાંજ મુખ્યત્વે થાય છે અને બીજા દેશોને એ પાકની પેદાશનો માલ જોઇએ તે માટે હીંદ ઉપર આધાર રાખવો પડે છે એ વાત એકંદરે ખરી હોવા છતાં લડાઇ દરમ્યાન જ્યારે હીંદથી જુટનો માલ નીકાશ કરવામાં સ્ટીમરોની જોઇતી સગવડ ન મળવાથી હરકત થઇ ત્યારે જુટને બદલે પોતાને સવળ પડતા રેસાનો ઉપયોગ બીજા દેશોમાં થવા લાગ્યો. એ રીતે જુટ વગર ચલાવવાની તજવીજ અથવા તેને બદલે કામ સારી શકે એવા બીજા રેસા શોધી કહાડવાની તજવીજ તે દેશોમાં હજી પણ ચાલે છે એટલે તેવા પ્રયત્નો સફળ થાય તેટલે દરજ્જે હીંદના જુટના ઉદ્યોગને કાયમનું નુકશાન થયું ગણવું પડશે. તેમ છતાં હજી એવા પ્રયત્નો સફળ થવાને વાર છે એટલા વખતનો લાભ લઇ જુટની પેદાશ હીંદમાં વધારવાના પ્રયત્નો કરવાની જરૂર છે. અત્યાર સુધી એનો પાક બંગાળા તથા આસામ સીવાય હીંદના બાકીના ભાગમાં કરવામાં આવતો નહીં; પણ હવે નામદાર સરકારનાં ખેતીવાડીખાતાં તરફથી એ પાક બીજા પ્રાંતોમાં પણ કરી શકાય તે માટે યોગ્ય જમીન શોધવાના અને ખેતીની રીતમાં જરૂર પ્રમાણે સુધારા કરવાના પ્રયત્નો કરવામાં આવે છે અને એમાં કેટલેક અંશે ફતેહ પણ મળી છે. શણના રેસાને સુંવાળા બનાવવાની રીત શોધવામાં આવી છે જેનો ઉપયોગ કરવાથી કેનવાસ બનાવવામાં શણનો વધારે સારી રીતે ઉપયોગ થઇ શકશે. ઢાકા જીલ્લામાં ઉંચી સપાટીવાળા ભાગમાં એક જાતના રેસા (જેને અંગ્રેજીમાં સીદા Sida-શબ્દથી ઓળખવામાં આવે છે તે) ઉગાડવામાં આવ્યા હતા અને તેનો ભાવ પ્રથમ પંકતીના જુટ કરતાં પણ વીસ ટકા વધારે ઉપજ્યો હતો. એ જાતના રોપા હીંદમાં છેક અજાણ્યા નથી. ૧૮૮૧ ના વરસમાં એગ્રી—હોર્ટીકલ્ચરલ સોસાયટી ઓફ ઇંડીયા નામના મંડળના ચોપાન્યામાં એ રેસા વિશે કેટલીક વીગત આપવામાં આવી હતી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે રેસાના બે નમુના રાજશાહી જીલ્લામાંથી બલીહરના રાજાએ ઇંગ્લંડ મોકલ્યા હતા. તેની તપાસને પરીણામે રજુ કરવામાં આવેલા રીપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે પહેલા નમુનાવાળા માલને જોઇએ તેટલી મુદત સુધી ભીંજવવામાં આવ્યો ન હતો જ્યારે પાછળથી મોકલેલા બીજા નમુના માટે એમ કહેવું પડયું કે એને જોઇએ તે કરવાં વધારે સમય ભીંજવી રાખવામાં આવ્યો છે. એની પણ પૂર્વે ૧૮૩૨ માં રોકસબર્ગ નામના વિદ્વાને એ રેસાવાળા રોપાના સંબંધમાં અભિપ્રાય આપ્યો હતો કે એમાંથી ઘણા નાજુક સુંવાળા રેસા પુસ્કળ મળી શકે છે અને તેને ઘણી રીતે કામમાં લઇ શકાય છે. ૧૮૫૫ માં રૉયલ નામના વિદ્વાને કેટલીક હકીકત બહાર પાડી હતી તેમાં જણાવવામાં આવ્યું હતું કે એ રેસાને ભીંજવવા તથા સુકવવા માટેની મહેનત દસ દિવસ સુધી લીધા પછી એ રેસાની બનેલી અરધા ઇંચ જેટલી જાડાઇની દોરી ચારસો રતલ જેટલું વજન ઝીલી શકી હતી. કેપટન થૉમસને તે વેળા એવો અભિપ્રાય આપ્યો હતો કે એ રેસાની લંબાઇ, રેશમ જેવી કુમાશ, અને મજ-

---

મુતાબ જોતાં એને માટે ઈંગ્લંડમાં સારો ભાવ ઉપજવો જોઈએ. ૧૮૮૬ માં લંડન ખાતે ભરાયેલાં પ્રદર્શનમાં રજુ કરવામાં આવેલા એક નમુના માટે ઘણી પ્રશંસા કરવામાં આવી હતી. એનો રૂપેરી રંગ એવો મોહક હતો કે જુટનો ઉપયોગ ન કરી શકાય ત્યાં એ રેસા વાપરી શકાય એમ લાગ્યું અને તે પ્રમાણે ઉપયોગમાં લેવામાં આવતાં સાદાં સુતરાળાં કાપડને બદલે એ રેસામાંથી બનેલો માલ વાપરી શકાશે એમ અભિપ્રાય આપવામા આવ્યો હતો. ૧૮૯૦ માં ઉપર જણાવેલા ચોપાનીયામાં આવેલા એક લેખમાં એવી વીગત રજુ થઇ છે કે એ રેસાની એક જાત (અંગ્રેજીમાં જેને Sida Rhombifolia શબ્દોથી ઓળખવામાં આવે છે તે) ની પેદાશ માટે એક ઠેકાણે પ્રયત્ન કરવામા આવતાં એકર દીઠ પાંચ મણ અને ઓગણીસ શેર જેટલા એ રેસા મળ્યા હતા. એ રેસા ખેંચી કહાડવાના કામમાં સંચાની મદદ લેવી મુશ્કેલ પડી પણ છેવટે જ્યારે રેસા કાઢવામાં આવ્યા ત્યારે જુટ કરતાં વધારે સારા નીવડયા. ૧૯૦૭ માં એ રેસા ઇંગ્લંડ મોકલવામા આવ્યા ત્યારે તેને માટે ટન દીઠ બારથી અઢાર રૂપયાનો ભાવ મળી શકયો હતો. જો એ રેસા ચારસો કે પાંચસો રતલ જેટલા જથામાં મોકલી શકાય તોજ એને માટે હજી વધારે સારી રીતે તપાસ લઇ શકાય (વાંચો અંગ્રેજીમાં સર જ્યોર્જ વોટસની ધી કમર્શીયલ પ્રોડકટસ ઓફ ઇંડીયા—પાનું ૯૯૧) એટલી તપાસમાં ફતેહ મળે તો હીંદમાં એ રેસાની પેદાશ કરવાનો ઉદ્યોગ જમાવવા માટે વધારે પ્રયત્ન થઇ શકે. સીસલ હેમ્પ નામની જાતના રેસાના રોપાની પેદાશ હમણાં બહુજ નાના પાયા ઉપર છે પણ એમાં સુધારો વધારો કરવા માટે પ્રયત્ન ચાલે છે. ૧૯૧૧ માં માંડલે ખાતે વાવેલા પાકમાંથી એકર દીઠ આઠસો ચાળીસ રતલ જેટલા સુકા રેસા મળી શકયા હતા. રેસાની એ શીવાય પણ ઘણી જાત હીંદમાં થાય છે જે વીશે કેટલાક છુટક ઇશારા ૧૯૦૭ મા લંડન ખાતે પ્રગટ થયેલા વર્લ્ડસ કમર્શીયલ પ્રોડકટસ નામના ગ્રંથમાં ૩૧૨ થી ૩૨૫ સુધીમાં નજરે પડે છે. એવા રેસા આપનારા રોપાઓના ગુણ દોષ વીશે તથા હીંદમા હાલ તે ઉગાડવાનું કયાં બની શકે તેમ છે તે વીશે સંપૂર્ણ તપાસ લેવાની હજી ઘણી જરૂર છે. હીંદની ઔદ્યોગીક તથા વ્યાપારીક ઉન્નતી માટેના પ્રયત્નોમાં આવી તપાસ પણ અગત્યનો ભાગ લેશે એમાં શક નથી.

---

## હીંદની સ્ટીમરો અને બંદરો.

દુનીયામાં બધા સમુદ્ર અને સાગરોના મધ્યમાં ભુમધ્ય સમુદ્ર છે એમ કહેવાય છે પણ ખરૂં મધ્ય સ્થળ તો હીંદની આસપાસનો દરીયો છે. હીંદની સાથેના દુનીયાના વેપારનું એ મધ્યબીંદુ હોવા ઉપરાંત પુર્વના દેશો જેવા કે ચીન જાપાન આસ્ટ્રેલીયા વગેરે સાથે આફ્રીકા અને યુરોપનો વેપાર એજ માર્ગે ચાલે છે એટલે વહાણવટીઓના કામકાજનું મધ્યબીંદુ એજ છે અને તેમાં પણ જે વેળા સ્ટીમરમાં ભરી જવા માટે બીજો માલ ન મળે તે વેળા હીંદનો માલ તો હાજર છે જ કેમકે હીંદ પાસે પોતાની સ્ટીમરો ન હોવાથી પરદેશોની સ્ટીમરોનો આશ્રય મેળવવા માટે હીંદુસ્તાન હંમેશાં ટાંપીને બેઠેલું હોય છે. વળી દરિયા કાંઠે બંદરોની સગવડ ન હોવાથી જે થોડાં બંદર છે ત્યાંજ સઘળુ કામકાજ કરવું પડે છે. હવે બીજાં બંદરો ખોલીને અને હાલનાં બંદરોએ સગવડ વધારીને વેપારીઓની અગવડ દૂર કરવાના પ્રયત્નો થાય છે તે કરતા પણ વધારે ધ્યાન પૂર્વક હીંદીઓની માલેકીની સ્ટીમરોની સંખ્યા વધારવા માટે ખટપટ ચાલી રહી છે. હીંદી વેપારીઓ સ્ટીમરો ખરીદ કરે છે જે

કીનારા ઉપર ફેરવવામાં આવશે અથવા પુર્વ આફ્રીકા કે ઈરાની અખાતના બંદરે જા આવ કરશે. લોયલ્ટી જેવી જે સ્ટીમરો સીંધીયા કંપનીએ ખરીદી છે તે યુરોપનાં બંદરોએ પણ આવ જા કરે એવી છે. હીંદનો વેપાર વધતો જાય છે તેથી વધારે સ્ટીમરોની જરૂર ઘણી છે. હીંદમાંની રેલ્વેઓનો સગવડ જોઈએ તેટલી ન હોવાથી કીનારે ફરતી સ્ટીમરોને પણ વીશેષ કામ મળે છે. દાખલા તરીકે આ રેલ્વે મારફતે મોકલવા કરતાં કોસ્તા ઉપર ફરતી માલ સ્ટીમરો મારફતે મોકલવાનું સસ્તુ પડે છે તે સ્ટીમરોની સંખ્યા હીંદીઓ ખરીદે તેમાં જે મુશ્કેલી પડે તે કરતાં વધારે મુશ્કેલી એ સ્ટીમરો ફેરવવામાં એમને નડે છે અને તે એ છે કે સ્ટીમરો ઉપર કામ કરનારા સારા અમલદારો પુરતી સંખ્યામાં મળતા નથી અને એ કામ શીખવવા માટેની તાલીમશાળાઓ જેવી ગોઠવણ નથી. એવી શાળાની ગોઠવણ કરી આપવાની યોજના ઉપર હાલમાં કલકત્તા ખાતે વિચાર ચલાવવામાં આવે છે તે ખુશી થવા જોગ છે. હીંદના બંદરોમાં મુખ્ય પાંચ કલકતા, મુંબઇ, રંગુન, મદ્રાસ અને કરાંચી છે. એ સર્વ ઠેકાણે પોર્ટ ટ્રસ્ટ સ્થપાયાં છે. બંદરની સંભાળ લેવી, ત્યાં જોઇતી સગવડ પુરી પાડવી, આયાત નીકાશ થતા માલ ઉપર બંદર વેરો લઇ તેમાંથી બંદરનો ખીલવણી કરવી વગેરે કાર્યો માટે તેમને બહોળી સત્તા આપવામાં આવી છે. એડન ઉપર રાજકીય સત્તા મુંબઈ સરકારની ગણવામાં આવે છે પણ એડન સાથેનો વેપાર પરદેશો સાથેના વેપારમાં ગણાય છે. મે મહીનાથી સપ્ટેંબર સુધી પશ્ચિમ કીનારા ઉપરના બંદરો તરફનો દરીઓ તોફાની રહેતો હોવાથી માલની લાવ લઇ જા માટે તે નકામા પાડે છે. હીંદના પુર્વ કોસ્તા તરફનાં બંદરો પણ સગવડ વગરનાં છે. મદ્રાસ ખાતે સ્ટીમરો લંગર નાંખી શકે એવી ગોઠવણ કરવાના પ્રયત્નો કેટલેક અંશે ફત્તેહમંદ થયા છે. કલકત્તાનું બંદર દરીયાથી જરા આઘે છે એટલી એને મુશ્કેલી નડે છે. વળી ત્યાં હુગલી નદીમાં કચરાના થર બાઝે છે. બીજા બંદરોએ માલ લાવવા લઇ જવા માટે રસ્તાની સગવડ નથી અને કેટલાંક તો દરીયામાં પડતી નદીના કીનારે દરીયાથી આઘા છે.

પંજાબ, સીંધ, સંયુક્ત પ્રાંત્તો, અફઘાનીસ્તાન, તથા બલુચીસ્તાન સાથેના વેપાર માટે મુખ્ય બંદર કરાંચી છે. ત્યાં મહાસાગરમાં ફરે એવી મોટી વીસ સ્ટીમરો દરીયા કાંઠે રહી શકે છે. સર્વ સ્ટીમરો એકજ લાઇનમાં રહી શકે એટલા કીનારા ઉપર સ્ટીમરને રાખવાની તથા માલ ઉતારવા ચઢાવવાની અને વખારની સગવડ છે. મુંબઇની જાહોજલાલીનું તો જેટલું વર્ણન કરીયે તેટલું થોડું છે. મેલ સ્ટીમરો ૧૮૩૮માં મુંબઇ આવતી થઇ તે પછી આજ સુધીમાં મુંબઇનો વેપાર ઘણોજ વધી ગયો છે. ૧૯૧૮–૧૯માં મુંબઇ બંદરે થયેલી આયાત ૯૬૧ લાખ પાઉંડ અને નીકાશ ૬૭૯ લાખ પાઉંડ જેટલી હતી. રેલ્વે સાથે જોડાણની સગવડ મુંબઈ બંદરે બહુ સરસ છે. બંદરની લંબાઇ દસ માઇલ જેટલી છે. સીજરી તરફ વખારો વગેરેની સગવડ ઘણી સારી છે. ત્રોંબે ખાતે તેલની સ્ટીમરો ખાલી કરવા માટેની સગવડ ઉત્તમ છે. ખલાસીઓ તથા સ્ટીમર ઉપર જોઇતા અમલદારોને માટેની તાલીમ અને શિક્ષણ આપનારૂં ખાતું મુંબઇમાં સ્થાપવાની જરૂર છે. સુરત, ભરૂચ, વગેરે બંદરો ખીલાવવા માટે પણ સારો પ્રયત્ન કરવો ઘટે છે. માઇસોરનાં રાજ્ય તરફથી નજીકમાં દરીયા કીનારે બંદરની સગવડ મેળવવા માટે, અને કોચીન ખાતેના સતાવાળાઓ તરફથી કોચીનનું બંદર ખીલવવા માટે, પ્રયત્નો કરવામાં આવે છે તે પ્રશંસાપાત્ર છે. અને ભાવકલ ખાતે એવું બંદર થાય એવી યોજના પણ તૈયાર થઇ છે એમ કહેવામાં આવે છે.

---

હીંદમાં રેલ્વેવાળાઓને પોતાના દર અતીશય વધારી દેતાં અટકાવવા અને વેપાર માટે રેલ્વેના કરતા પણ વધારે સસ્તાં સાધનો પુરાં પાડવા માટે બંદરોની સંખ્યા તથા સગવડમાં ઘણો વધારો કરવાની અતીશય જરૂર છે.

---

## રસાયણી ચીજોનો ખપ અને ઉદ્યોગ.

હીંદની ઉન્નતી માટે અમુક પ્રકારની રસાયણી ચીજો બનાવવાના ઉદ્યોગની હીંદમાં બહુ જરૂર છે. હાલમાં એવી ચીજો બનાવવા માટે હીંદમાં પ્રયત્નો કરવામાં આવે છે એમાં અગ્રસ્થાન સલ્ફ્યુરીક એસીડનું છે. બરમા માઈન્સ કંપની લીમીટેડ બરમાની ખાણોમાંથી મળેલા જસત-વાળા પદાર્થોને સાકચી ખાતે લાવી ત્યાં શુદ્ધ કરવા માટે કારખાનું કાઢનાર છે. એ કાચો માલ મોટે ભાગે ઝીંક સલ્ફાઈડ હોય છે એટલે તેને શુદ્ધ કરવાની ક્રીયા દરમ્યાન સલ્ફ્યુરીક એસીડ બનશે અને તે એટલો સસ્તો પડશે કે યુરોપમાં એ એસીડ બનાવવા માટે થતા ખર્ચ કરતાં વધારે મોંઘો નહીં પડે. અત્યાર સુધી હીંદમા એ માલ મોટા પાયા ઉપર બનતો ન હતો. જે થોડોક બનતો તેને માટે ઇટલી તથા જાપાનથી આયાત કરવામાં આવેલા ગંધક ઉપર આધાર રાખવો પડતો. લડાઈ દરમ્યાન એ માલની આયાત ૩૧૯૭ ટન ઉપરથી ઘટીને ૨૧ ટન જેટલી થઇ ગઇ અને તૈયાર સલ્ફ્યુરીક એસીડ ઈંગલંડથી આવતો તેની આયાત ૧૯૧૪મા ૧૫૨૮ ટન જેટલી હતી તે ઘટીને ૧૯૧૮માં ૩ ટન જેટલી થઇ હતી એટલે અંશે અત્યાર સુધી હીંદ પરાધીન છે પણ ઉપર દર્શાવ્યું તેમ એ સ્થીતી જલદી સુધરવાનાં ચીન્હ દેખાય છે.

બીજો અગત્યનો રસાયણી પદાર્થ નાઇટ્રીક એસીડ છે પણ તેનો ખપ હીંદમાં બહુ થતો નથી અને પેદાશ હીંદમાં જોઇએ તેટલી છે. હાઇડ્રોક્લોરીક એસીડ પણ અગત્યની વસ્તુ છે પણ એની પેદાશ હીંદમાં પોતાની હાજત માટે પુરતી છે અને તેથી એની આયાત બહુ થોડી રહે છે.

બ્લીચીંગ પદાર્થોની આયાત હીંદમાં લડાઇ દરમ્યાન વધીને ૫૦૧૨ ટન જેટલી થઇ હતી. ૧૯૧૭–૧૮મા જાપાનથી માલ ૩૦૯૨ ટન જેટલો આવ્યો હતો. લડાઈ દરમ્યાન એના ભાવ એટલા વધી ગયા છે કે ઈંગ્લંડથી આયાત થતો એ માલ ૩૪૪૫ ટન ઉપરથી ઘટીને ૧૮૮૯ ટન જેટલો થઇ જવા છતા એની કીંમત ૧૯૨૧૬ પાઉંડને બદલે ૩૦૪૪૮ પાઉંડ જેટલી થઇ હતી.

સોડાવાળી ચીજોની આયાતમાં પચાસ ટકા જેટલો વધારો લડાઇ દરમ્યાન થયો હતો. સોડાએશ ઈંગ્લંડથી ૧૯૧૪માં ૨૨૧૯૨ ટન જેટલી હીંદમાં આવી હતી જ્યારે ૧૯૧૮માં એ આયાત ૨૭૬૯૮ ટન જેટલી હતી જેની કીંમત ૧૪૬૫૭૬ પાઉંડ હતી. બાઇકારબોનેટ ઓફ સોડાની આયાત પણ વધીને ૧૯૧૮માં ૪૯૦૩ ટનની થઇ હતી તેની કીંમત ૩૮૦૭૨ પાઉંડ હતી. કોસ્ટીક સોડાની આયાત ઇંગ્લંડથી ૧૯૧૪માં ૫૧૫૩ ટન જેટલી થઇ હતી તે ઘટીને ૧૯૧૮માં ૨૮૫૦ ટન જેટલી હતી પણ તેના તેના ભાવ વધી ગયેલા હોવાથી ૧૯૧૪માં આયાતની કીંમત ૫૦૨૨૪ પાઉંડની હતી તેને બદલે ૧૯૧૮માં ૯૧૬૭૪ પાઉંડ હતી. સોડીયમબાઇક્રોમેટ ૧૯૧૮માં ૩૭૬ ટન જેટલું આયાત થયું હતું તેની કીંમત ૩૨૮૪૦ પાઉંડ હતી. સોડા ક્રીસ્ટલની આયાત ૧૯૧૮માં માત્ર ૮૩ ટન જેટલીજ હતી. હીંદમાં જાપાનથી સોડા કંપાઉંડસની આયાત પાંચ ટનથી વધીને ૬૫૮ ટન જેટલી થઇ હતી.

---

પૂર્વ આફ્રીકાથી સાફ કર્યા વગરનો સોડા મગદી સોડા કંપની હીંદુસ્તાનમાં મોકલે છે અને તેને કલકત્તા ખાતે સાફ કરવામાં આવ્યા બાદ ઇંગ્લંડથી આવેલા માલ સાથે એ હરીફાઇ કરે છે. નોર્વે, જર્મની, તથા ઇંગ્લંડથી દર વરસે એક હજાર ટન જેટલો કેલ્શયમ કારબાઇડ હીંદમાં લડાઇ અગાઉ આયાત થતો હતો તે લડાઇ દરમ્યાન ઘટીને ૧૯૧૭–૧૮માં ૬૪૮ ટન જેટલો રહ્યો હતો. એ આયાત પાછી વધવાની આશા રાખવામાં આવે છે.

ડીસઇન્ફેક્ટંટ ૮૮ ટકા ઇંગ્લંડથીજ આવે છે ૧૯૧૮માં એ આયાત ૧૯૮૨ ટન જેટલી હતી જેની કીંમત ૮૩૩૭૫ પાઉંડ હતી. બાકીની આયાતમાં ઘણો ભાગ જાપાનનો હોય છે.

પાઉડર એટલે કે ભુકા જેવો પદાર્થ હીંદમાં મોકલનારે એને કાચની બાટલી કે બરણીમાં મોકલવાની સંભાળ રાખવી પડે છે. જો ધાતુના વાસણમાં મોકલાય તો હીંદમાં પડતી ઠંડી કે ગરમીની અસર ધાતુની વસ્તુની અંદર પણ પહોંચે છે અને તેથી એ ભુકો બગડે છે. નાઇટ્રીક સલ્ફ્યુરીક અને એવા એસીડ માટે અઠાવીસ રતલની બરણીઓ વધારે પસંદ કરવામાં આવે છે. એવી બે બરણીઓ ભાંગી ન જાય એવી પેટીમાં ગોઠવીને મોકલાય છે. હીંદના વેપારીઓ એવો માલ આયાત કરતી વેળા હીંદના બંદરે માલ મળે એવી રીતની સી. આઇ. એફ કીંમતથી સોદા કરવા રાજી હોય છે અને એવી સગવડ માટે સ્હેજ વધારે ભાવ આપવો પડે તો પણ તે માટે પણ આનાકાની કરતા નથી.

આસ્ટ્રેલીયા ખાતે ઇંગ્લંડથી જતી રસાયણી ચીજોમાં મુખ્ય સાયેનાઇડ છે જેનો સોનુ શોધવાના કામમાં ઘણો ખપ પડે છે. ૧૯૧૪માં એ જથો ૧૭૭૬ ટન જેટલો હતો જેની કીંમત ૧૫૧૭૪૪ પાઉંડ હતી લડાઇ દરમ્યાન એની આયાત ઘટી હતી. વીકટોરીયા તથા દક્ષીણ આસ્ટ્રેલીયામાં એ બનાવવાનાં કારખાનાં છે પણ તેમાં બનતો માલ આસ્ટ્રેલીયાને માટે પુરતો થઇ પડતો નથી. આલ્કલી બનાવવાં માટેનાં કારખાનાં આસ્ટ્રેલીયામાં ઉભાં કરવા વીશે વીચાર ચલાવવામાં આવે છે. સોડા એશ ઇંગ્લંડથી આસ્ટ્રેલીયા ખાતે ૧૯૧૮ માં૧૩૭૧૪ ટન જેટલી ગઇ હતી જેની કીંમત ૮૧૪૭૦ પાઉંડ હતી. એવીજ બીજી ચીજોની વીગત નીચે પ્રમાણે છે:—

| માલ. | વરસ. | જથો. | કીંમત–પાઉંડ. |
|---|---|---|---|
| કોસ્ટીક સોડા. | ૧૯૧૮ | ૪૩૧૮ | ૧૩૧૧૨૫ |
| બાઇ કારબોનેટ ઓફ સોડા | ,, | ૩૮૩૩ | ૩૧૧૫૪ |
| સોડીયમ બાઇક્રોમેટ. | ,, | ૩૧૦ | ૩૧૯૦૫ |
| કુલ સોડા કંપાઉંડસ | ,, | ...... | ૩૧૨૯૪૯ |
| ટારટરીક એસીડ. | ,, | ૫૯ | ...... |
| કલોરાઇડ એમોન્યા. | ,, | ૫૮ | ૩૧૪૧ |
| કોપરસલ્ફેટ. | ૧૯૧૪ | ૫૨ | ૨૧૬૨૧ |
| ,, | ૧૯૧૮ | ૩ | ...... |
| ડીસઇન્ફેક્ટંટ. | ,, | ૧૬૦૯ | ૮૭૮૨૭ |

હવે વ્હાઇટલેડ અને ઝીંક ઓકસાઇડની પેદાશ આસ્ટ્રેલીયામાં થાય છે અને થોડા વખતમાં એ એટલી વધી જશે કે ત્યાં તેની આયાત કરવાની મુદલ જરૂ રહેશે નહીં એટલુંજ

નહીં પણ કદાચ તેની નીકાશ પણ કરવા લાગશે. ખાતર તરીકે વપરાતી રસાયણી ચીજોમાં ૫૯૩૪ ટન જેટલી સુપરફોસ્ફેટની આયાત ૧૯૧૪ માં થઇ હતી. લડાઇ દરમ્યાન તે છેક ઘટી ગઇ છે. ન્યુઝીલાંડ ખાતે પોટાશીયમ સાઇનાઇડ અને સોડીયમ સાઇનાઇડ ઇંગ્લંડથી ૧૯૧૮માં ૩૩૪ ટન એટલે ૩૪૬૫૧ પાઉંડની કીંમતનું આયાત થયું હતું. ઇંગ્લંડથી સોડા કંપાઉંડની ચીજો ન્યુઝીલાંડ ખાતે નીચે દર્શાવ્યા પ્રમાણે ગઇ હતી.—

| માલ. | | ૧૯૧૪ મા | ૧૯૧૮ માં. |
|---|---|---|---|
| | | ટન. | ટન. |
| સોડા એશ. | ... | ૧૧૩૨ | ૨૪૫૬ |
| બાઇ કારબોનેટ | ... | ૧૦૧૧ | ૧૦૮૯ |
| કૉસ્ટીક સોડા | .. | ૯૬૬ | ૬૪૯ |
| બીજા પદાર્થો | .. | ૭૫૬ | ૮૬૯ |

એ ઉપરાંત ઇંગ્લંડથી બેસીક સ્લેગ ૨૦૦૮૯ ટન જેટલો ૧૯૧૪માં ન્યુઝીલંડ ખાતે ગયો હતો. લડાઇ દરમ્યાન એ આયાત બંધ પડી હતી.

દક્ષીણ આફ્રીકામાં સોડા સાઇનાઇડ ૧૯૧૮ માં ૬૮૬૭૯૭૪ રતલ જેટલો આયાત થયો હતો જેની કીંમત ૩૦૯૯૩૪ પાઉંડ હતી. એમાં લગભગ બધો માલ ઇંગ્લંડથી આવેલો હતો. સાઇનાઇડ પોટાશની આયાત એ વરસમા ૯૧૧૭૩૪ રતલ જેટલી હતી જેની કીમત ૩૮૫૦૨ પાઉંડની હતી. ૧૯૧૮ માં સલ્ફયુરીક એસીડ ૧૦૭૪૦ રતલ અને નાઇટ્રીક એસીડ ૫૧૬૧ રતલ જેટલું આયાત થયું હતું. વપરાશ માટે જોઇતો માલ મોટે ભાગે દક્ષીણ આફ્રીકામાંજ બનાવાય છે. કેલ્સ્યમ કારબાઇડનો ખપ ત્યા ઘણો રહે છે ૧૯૧૮માં તેની આયાત ૫૦૩૮૨૧૯ રતલ જેટલી હતી જેની કીમત ૭૨૬૩૫ પાઉંડની હતી એમાંથી ૩૦૬૯૮૪૦ રતલ કેનેડાથી, ૧૫૧૬૫૧૫ નોર્વેથી, ૩૬૮૧૮૫ રતલ માલ યુનાઇટેડ સ્ટેટસથી આવેલો હતો.

સાબુ બનાવવા માટે કૉસ્ટીક સોડા ૬૨૩૫૨૦૧ રતલ જેટલો ૮૭૭૫૪ પાઉંડની કીંમતે ૧૯૧૮મા આયાત કરવામાં આવ્યો હતો. તેમા ૫૫૧૬૪ રતલ યુનાઇટેડ સ્ટેટસથી આવેલો હતો. જ્યારે બાકીનો માલ ઇંગ્લંડે મોકલેલો હતો.

લેક મગદી બ્રીટીશ ઇસ્ટ આફ્રીકામાં આવેલું છે. ત્યાંથી કારબોનેટ ઓફ સોડા દક્ષીણ આફ્રીકા ખાતે મોકલાય છે. ૧૯૧૮માં એવી રીતે લગભગ વીસ લાખ રતલ માલ ત્યા ગયો હતો જ્યારે ઇંગ્લંડથી ૨૮ લાખ રતલ અને યુનાઇટેડ સ્ટેટસથી માત્ર અઢી લાખ રતલ માલ ત્યા એજ પ્રમાણે આયાત થયો હતો. દક્ષીણ આફ્રીકામાંથી માંસ નીકાશ કરવાનું વધતું જાય છે અને તેને માટે આઇસની જરૂર પડે છે. આઇસ બનાવવા માટે એમોનીયાનો ખપ પડે છે પણ દારૂગોળો બનાવવાના કામમાથી એમોનીયા પણ મેળવાય છે એટલે તેની બહુ આયાત કરવી પડતી નથી. ત્યાં ૧૯૧૮ માં એન્હાઇડ્રસ એમોનીયાની આયાત ૧૧૪૪૦૦ રતલ જેટલી થઇ હતી જેમાં ૬૫૫૬૬ રતલ આસ્ટ્રેલીયાથી અને ૪૮૮૩૪ રતલ ઇંગ્લંડથી આવેલો હતો. કારબોનેટ ઓફ એમોનીયા ૬૩૬૭૨ રતલ જેટલો ઇંગ્લંડથી આવ્યો હતો. ટંકણખાર અગાઉ તો ઇંગ્લાંડથીજ આવતો હતો પણ હવે થોડો થોડો યુનાઇટેડ સ્ટેટસથી પણ આવે છે. ૧૯૧૮માં એની આયાત ઇંગ્લાંડથી ૫૨૬૩૭૬ રતલ જેટલી અને યુનાઇટેડ સ્ટેટસથી ૧૩૩૧૧૮ રતલ જેટલી થઇ હતી. ક્લોરાઇડ ઓફ લાઇમની આયાત ૧૯૧૫માં ઇંગ્લંડથી ૨,૧૦,૧૮,૯૩૨ રતલ જેટલી થઇ હતી ૧૯૧૮માં એની આયાત ૬૧૬૪૩૪ રતલ જેટલી ઇંગ્લંડથી ૮૯૩૦૯૯ રતલ જેટલી યુનાઇટેડ સ્ટેટસથી થઇ હતી.

ટેનીક એસીડની આયાત ૧૯૧૮માં ૨૪૩૨ રતલ જેટલી હતી જેની કીંમત ૯૪૫ પાઉંડ હતી એ માલ યુનાઇટેડ સ્ટેટસથી અને સ્વીટ્ઝરલેંડથી આવેલો હતો.

કેનેડામા રસાયણી પદાર્થોની પેદાશ વધતી જાય છે. ખનીજ પદાર્થોમાંથી બનાવેલા એસીડ અને ગ્લેશીયલ એસેટીક એસીડની પેદાશમાં થતો વધારો ધ્યાન ખેંચે એવો છે. મેગ્નીસાઇટ, ચાયના કેલે, ફટકડી, ગેરૂ, અને ઇપ્સમ સોલ્ટની પેદાશમાં પણ વધારો દેખાય છે. એમોનીયા ક્લોરાઇડ બનાવવા માટે એક કંપની સ્થપાઇ છે. ઇગ્લંડથી કેનેડા ખાતે સોડા કંપાઉંડસનો જુદી જુદી જાતનો માલ કેટલો મોકલવામાં આવ્યો હતો તે નીચે દર્શાવ્યું છે:—

| માલ | ૧૯૧૪માં | ૧૯૧૮મા |
|---|---|---|
| | ટન | ટન |
| સોડા એશ | ૯૩૬૬ | ૮૨૬૩ |
| બાઇ કારબોનેટ | ૨૫૮૪ | ૯૨ |
| કોસ્ટીક સોડા | ૪૪૮ | ૧૦૦ |
| બાઇ ક્રોમેટ | ૨૦૨ | ૮૫ |
| સોડા ક્રીસ્ટલ | ૧૪૭૨ | — |
| બીજી જાતો | ૭૦૨ | ૫૪૮ |

રંગ, રોગાન, વગેરે પદાર્થો હવે કેનેડામા ઘણા બને છે અને દક્ષીણ આફ્રીકા, ચીન તથા જાપાન ખાતે મોકલવામાં આવે છે.

---



---

# સોના ચાંદીની આયાત નીકાશ ઉપર સરકારી અંકુશ.

સોનાની આયાત હીંદમાં છુટથી થવા દેવા માટે હીંદની વેપારી આલમ તરફથી નામદાર સરકારને જે આગ્રહ કરવામાં આવતો હતો તેને માન આપીને એવી છુટ આપવાનું પગલું છેવટે સરકારે લીધું છે; એટલે દરજ્જે એ બીના ખુશી થવા જોગ છે; પણ તેટલા ઉપરથી એમ નથી સમજવાનું કે જે હેતુથી એવી છુટ આપવાની સરકારે અત્યાર સુધી ના પાડી હતી તે હેતુમાં તે નીષ્ફળ થઇ છે. લડાઇ દરમીયાન હીંદમાં સોનાની આયાત થતી અટકાવેવામાં આવી તેને લીધે હીંદમાં સોના માટેની માંગણી વધી ગઇ તેવે પ્રસંગે એ મનાઇ એકદમ રદ કરવા જતાં સોનાના વેપારીઓને લાભ થવાનો ઘણો સંભવ રહે. એ લાભ તેમને ન આપતાં હીંદી સરકારે પોતે લીધો છે. હવે હીંદની સોનાની ભુખ થોડી ઘણી ભાગી છે એટલે હીંદમાં સોનું આયાત કરનારને ઘણો લાભ થવાનો બહુ સંભવ રહેલો ન ગણાય. તેવી સ્થિતી લાવ્યા પછીજ સરકારે સોનાની આયાત માટે છુટ મુકી છે. બીજી રીતે જોઇએ તો ચાંદીનો ભાવ ગડગડે ત્યાં સુધી સોનું ખરીદવાની હીંદી સરકારને કયે વખતે કેટલી ગરજ પડશે તે અગાઉથી કહેવું મુશ્કેલ થઇ પડે અને એવી સ્થીતી હોય ત્યાં સુધી સોનાના બજારમાં હીંદી વેપારીઓ હીંદી સરકારના હરીફની માફક સોનાની ખરીદી માટે માગણી કરે તો તેનો ભાવ કેટલો વધે તે કહી ના શકાય. એવો પ્રસંગ અટકાવવાના હેતુથી મનાઇ ચાલુ રાખવા દીધી હતી પણ હવે હીંદી સરકારે સોનું ખરીદવું પડે એવી સ્થીતી રહી નથી કેમકે ચાંદીનો ભાવ ઘટવાથી નવા રૂપયા પાડવા માટે જોઇની ચાંદી ખરીદી શકશે. એમ થવાથી હવે પરદેશમાં સોનું ખરીદવાં હીંદી વેપારીઓને અટકાવવાનું કારણ બંધ પડ્યું તે પછીજ સોનાની આયાત માટેની છુટ મુકવામાં આવી છે. આ સંબંધમા હીંદી સરકારે પોતાની નબળાઇ બતાવવા જેવો દેખાવ કરીને એવું જણાવ્યું છે કે ચોરી છુપીથી સોનાની અથવા સોનાના સીક્કાની આયાત કરવામાં આવતી હતી. એ હકીકત ખરી હોય અને મોટા પાયા ઉપર એમ થતું હોય એમ માનવાને અમને કારણ પુરૂં પાડે એવો પુરાવો હજી સુધી મળ્યો નથી ત્યાં સુધી એ રીતે ચોરી છુપીથી આયાત થવાની વાત આપણે ખોટી ગણવી એજ વધારે યોગ્ય માગ લાગશે. પણ જો એ હકીક્ત ખરી હોય તો તે એક નબળાઇજ ગણાય અને તે દુર કરવાના સબળ ઇલા-જ લેવા જોઇએ. આપણે તેટલા માટે આશા રાખીશું કે મનાઇ કરેલી કોઇ પણ ચીજની આયાત ચોરી છુપીથી થઇ શકે એવો સંભવ પણ દુર કરવાનાં પગલાં ભરવામાં સરકાર વાર લગાડશે નહીં. ચાંદી ખરીદવાની બાબદમાં સરકારી રાજનીતીને હજી સુધી યોગ્ય રૂપ આપવામાં આવ્યું નથી. ચાંદીના ભાવ વધી જાય તે છતાં પણ એ ખરીદી ચાલુ રાખવાની ભુલ અત્યાર સુધીમાં ઘણી વાર સરકારે કરી છે અને હવે પછી પણ જો હીંદમાં સોનાની આયાત જોઇએ તેટલી ન થાય તો ચલણમાં જોઇવાં સંગીન નાણાં માટે અને ખાસ કરીને હીંદનાં ગામડાંઓમાં ચલતી નોટોના બદલામાં આપવાના રૂપયાનો પુરતો જથો રાખવા માટે ચાંદી ખરીદ કરવાની જરૂર છે એમ માની લેવાને સરકાર ફરીથી તૈયાર થાય તો આશ્ચર્ય પામવા જેવું નથી. તેવો પ્રસંગ આવે તે વેળા ચાંદીના ભાવ વધી ગયેલા હોય તો હીંદને ભોગે પરદેશી પ્રજા લાભ મેળવે એજ એવી રાજનીતીનું પરીણામ હોઇ શકે. એમ બનતું અટકાવવા માટે સોનાના સીકાના ચલણને હીંદમાં વધારે ફેલાવવા, ચાંદીના ભાવ

---

મેટલીક શીશીગથી સારી ડીઝાઇનો શોભે છે.

સસ્તા હોય તે વેળા નીયમીત રીતે હીંદમાં ટેંડરો માગીને ચાંદી ખરીદવી, અને તે ઉપરાંત વધારે સીકાની જરૂર પડે તો વધારે ભાવે ચાંદી ન ખરીદતાં નીકલ વગેરે ધાતુના ચાર આના જેવા સીકાથી ગરજ સારી લેવી વગેરે ઉપાયો લેવા એજ ખરો માર્ગ લાગે છે. નામદાર સરકાર એ માર્ગથી દુર ન જાય તે માટે પ્રજા અને ખાસકરીને દેશી વેપારી મંડળો કાળજી-થી ધ્યાન આપતા રહેશે એવી અમારી ખાતરી છે.

ચાંદીની નીકાશ માટે જે મનાઇ છે તે પણ દુર કરવી એવી હીંદની વેપારી આલમની માગણી હજી નામદાર સરકારે સ્વીકારી નથી. વેપારી આલમ અને સરકાર વચ્ચે એ માટે મજબુત મતભેદ છે. ઇંગ્લાંડ અને અમેરીકા વચ્ચેની હુંડીનો ભાવ સરભર થવાનો સંભવ હજી ઘણો દુર છે તે પાસે આવે ત્યાં સુધી હીંદે બધાને રૂપીયાની કીંમત સોનાની નગદી માટે એક, અને બ્રીટીશ ચલણી નોટો રૂપી નાણામાં (કે જે સ્ટર્લીંગ મની તરીકે ઓળખાય છે તેમાં) ગણતાં બીજી, એમ રાખવું પડશે. જો પહેલી કીમત એક રૂપીયા બરોબર લગભગ સાડાસાત ગ્રેનની, એટલે એક સોવરીનના પંદર રૂપીયા પ્રમાણે ગણે તો ઇંગ્લાંડમાં સોનાનો ભાવ આંઉસ દીઠ હાલ એકસો ત્રણ શીલીંગની લગભગ છે તે પ્રમાણે ગણતાં રૂપીયો સ્ટર્લીંગ ૨૧ પેન્સની બરોબર થાય અર્થાત બે શીલીંગ કરતા ઓછો રહે અને એમ ઘટવાનો સંભવ હોય ત્યા સુધી બે શીલીંગ જેવા ઉંચા ભાવનો લાભ લેવા માટે રીવર્સ કાઉંસીલની માગણી ચાલુ રહે અને તેની સામેનો હિંદી પ્રજાનો પોકાર તથા અસંતોષ અને ગુસ્સો પણ ચાલુ રહે. એ મટાડવા રીવર્સ કાઉંન્સીલ આપવાનુ બંધ પાડવું અને જેઓ નાણું પરદેશ મોકલવા માગતા હોય તેમને માટે ચાંદીની નીકાશની છુટ મૂકવી એજ આ સંજોગોમાં નામદાર સરકાર માટે વધારે સારો માર્ગ છે. પણ જો રૂપીયાની કીંમત અગીઆર ગ્રેન સોના જેટલી અર્થાત સોવરીનના સીક્કાબરો-બર દસ રૂપીયાનો ભાવ રાખવા માટે નામદાર સરકાર જે આગ્રહ અત્યાર સુધી દેખાડતી આવી છે તે સફળ કરવો હોય તો હીંદમાં સોનું જેમ વધારે આયાત થાય તેમ તે સફળ થવાનો વધારે સંભવ રહે. ટેન્ડરોથી સોનુ વેચતાં હજી સુધી તેનો ભાવ સોળ રૂપયાની લગભગમાં ગયો હોય અને ઘણા દહાડા ટક્યો હોય એવું બન્યું નથી. હીંદમાંથી ચાંદીની નીકાશ થાય તો તેટલું ચલણી નાણું મારેલું સાધન ઘટે અને સોનાની આયાત એટલેજ અંશે વધારે કરવી પડે એવી મુશ્કેલી દલીલ તરીકે રજુ કરવામાં આવે પણ તે મુશ્કેલીજ બતાવે છે કે સોવરીનની બરોબર દસ રૂપીયાનો ભાવ ઠરાવવાની રાજનીતિ ખોટી છે અને જો હીંદથી ચાંદીની નીકાશ થવા દેવાય તો સોનાનો ભાવ ચાંદીના ભાવની સરખામણીમાં હાલના કરતાં પણ વધારે નિચો રહે, જેથી સોવરીનની બરોબર પંદર રૂપીયાનુ પ્રમાણ વધારે સહેલાઇથી ટકાવી શકાય અને હીંદના પરદેશો સાથેના વેપારને હુંડીના અસ્વભાવીક ફેરફારથી નુકશાન થતું અટકાવી શકાય. પણ તેમ કરવાને બદલે ચાંદીની નીકાશ થતી અટકાવવા માટે નામદાર સરકાર આગ્રહ રાખશે તો જેમ સોનાની આયાત માટે છેવટે છુટ મેલી છે તેજ પ્રમાણે ચાંદીની નીકાશ માટે પણ છુટ મેલવા વગર તેનો છુટકો થનાર નથી કેમકે ચાંદીનો ભાવ એવો ઘટી જશે કે હીંદથી ચાંદીની નીકાશ થવાનો સંભવ પણ દુર થઇ જાય અને તે વેળા એવી નીકાશ ઉપરનો અંકુશ રહેવા દેવો એટલે ઇવી કરન્સી કમીટીની ભલામણોની વીરૂદ્ધ રીતે કારણ વગર વર્તવાનું થાય તે વેળા એ અંકુશ ચાલુ રાખવા માટે નામદાર સરકાર પણ કાંઇ બહાનું રજુ કરી ન શકે. આપણે આશા રાખીશું કે એવો વખત જલદી આવે. જો હિંદી સરકાર ચાંદી ખરીદે નહીં તો એ આશા સફળ થવાનો ઘણો સંભવ છે એમ હાલના સંજોગો ઉપરથી લાગે છે

---

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સીટ સ્ટ્રીટ મુંબઇ.

# અધિપતિની નોંધ.

કાચનાં કારખાનાં માટે અલાહબાદ જેવી જગાએ કોલસા, રેતી, પાણી, વગેરેની સગવડ સારી હોવાથી ત્યાં બનેલો માલ મુંબઈમાં વેચાવા આવે છે. કેટલાક સંજોગોને લીધે મુંબઈમાં પણ એવાંજ કારખાનાં કહાડવામાં આવેલાં છે તેમની અને અલાહબાદથી આવતા માલ વચે અમુક અંશે હરીફાઈ ચાલી રહી છે. એ કારખાનાંવાળાઓ એવી માગણી કરે છે કે એમના ઉદ્યોગને રક્ષણ આપવા માટે પરદેશથી આવતા માલ ઉપર જકાત નાંખવી. આ ઉપરાંત કેમીકલ એજ નામનું પત્ર જણાવે છે કે કેટલાક એવી પણ માગણી કરે છે કે અલાહબાદ ખાતે બનેલો માલ મુંબઈ આવે તેના ઉપર પણ થોડીક જકાત નાંખવી અથવા તેના ઉપર એવો અંકુશ મેલવો કે જેથી એની આયાત થોડી રહે તેની હરીફાઈ મુંબઈનાં કારખાનાંઓને નડે નહીં. કાચ બનાવવા માટે રેતી વગેરે પદાર્થો જોઈએ તે માટે તથા મજુરી વગેરે માટે મળી કાચ બનાવવાનો કુલ ખર્ચ કેટલો થાય છે તેના ભરોસા લાયક આંકડા મેળવવા માટે સરકાર હાલમાં ગોઠવણ કરે છે. એ આંકડા મળ્યા પછી આયાત જકાત નાંખવાના સવાલ વીશે વીચાર કરવામાં આવશે.

---

હીંદુસ્તાન સાથેના વેપારમાં જે અગ્રસ્થાન ઈંગ્લંડ લડાઈ અગાઉ ધરાવતું હતું તેમાં હવે જાપાન તથા યુનાઈટેડ સ્ટેટસ ભાગ પાડે છે એ વસ્તુસ્થીતીની અસર ઈંગ્લંડનું તથા સામ્રાજ્યનું હીત વીચારનારાઓ ઉપર ઘણી થઈ છે અને તેઓમાંથી કોઈકોઈ તો સ્પષ્ટ રીતે હીંદને જકાત સંબંધી સ્વતંત્રતા આપવાની હીમાયત કરવા લાગ્યા છે. હીંદી સરકારનાં આંકડાખાતાના વડા મી. જી. ફીન્લે શીરાસે થોડા સમય ઉપર ઈંગ્લંડમાં આપેલા ભાષણ દરમ્યાન એજ અભિપ્રાય જાહેર કર્યો હતો કે હવે નીરંકુશ વેપારના હીમાયતીઓએ માત્ર ઈંગ્લંડના સ્વાર્થ પ્રત્યે ન જોતાં આખા સામ્રાજ્યના હીતનો વીચાર કરતાં શીખવું જોઈએ અને દરેક દેશ પોતાના ઉદ્યોગો ખીલવવા માટે જરૂર પ્રમાણે આયાત કે નીકાશ ઉપરની જકાત નાંખે તેમાં વાંધો લેવાની રીત છોડી દેવી જોઈએ. મેન્ચેસ્ટરના વેપારીઓએ એમ બ્હીવાનું નથી કે આ પ્રમાણેની નવી રાજનીતીથી તેમના લાભને હરકત પહોંચશે. જે પ્રમાણે જાપાન તથા અમેરીકાના વેપારીઓ પોતાના વીશ્વાસુ માણસોને ખાસ હીંદુસ્તાન ખાતે મોકલીને ત્યાંના લોકોને કેવો માલ પસંદ પડે છે તેનો અભ્યાસ કરે છે તે પ્રમાણે જો ઈંગ્લંડના વેપારીઓ કરે તો હીંદુસ્તાનના પરદેશો સાથેના વેપારમાં ઈંગ્લંડ જે અગ્રસ્થાન ભોગવે છે તે જરૂર ટકાવી રાખી શકાય. મી. ફીન્લે શીરાસે જે જોખમદારી ભરેલો ઓધ્ધો ભોગવ્યો છે તેને લીધે આવી બાબદમાં એનો અભિપ્રાય ઈંગ્લંડના લોકોને પ્રમાણરૂપ ગણવો જોઈએ અને હીંદની ઔદ્યોગીક રક્ષણની રાજનીતી જો હીંદના લાભ જેવાં ઈષ્ટ હોય તો તે અમલમાં મુકવામાં ઇંગ્લંડે વાંધો લેવાનું અત્યાર સુધી જે વર્તન રાખ્યું છે તે જો લડાઈ પછી હજી પણ ચાલુ રાખે તો સામ્રાજ્યના હીતને નુકશાન થયા વગર રહે નહીં અને તેથી મી. ફીન્લે શીરાસે આપેલી સલાહ વખતસરનીજ છે.

---

ઈંગ્લંડથી રંગીન સુતરની ખરીદી હીંદને માટે મોટા જથામાં થવાથી ત્યાં સ્વાભાવીક રીતે પ્રશ્ન ઉપસ્થીત થયો કે આનો ઉપયોગ શાને માટે હશે ? ત્યાંનું "ટેક્સ્ટાઈલ મરક્યુરી" અનુમાન કરે છે કે હીંદમાં ધોતીયાં બનાવાય તેની કોરને માટે એ રંગીન સુતર મંગાવવામાં

આવ્યુ હશે. અત્યાર સુધી ધોતીયાનો મોટો જથ્થો ઇંગ્લંડથી આયાત થતો હતો અને ત્યા એમ માનવામાં આવતુ હતું કે હીંદમા ગમે તેટલુ સારૂ કાપડ બને તો પણ ધોતીયાની જે આયાત ઇંગ્લંડથી થાય છે તેમા ઘટાડો થવાનો સંભવ નથી. તેમ છતા હવે જો રંગીન સુતરની આયાત ધોતીયાંની કોર માટે હોય તો હીંદમા કોર વગરના ધોતીયા સારી જાતના બનવા લાગ્યાં છે તે જોતાં ઇંગ્લંડથી કોરવાળાં ધોતીયા મંગાવવાંનું ઘટે તો નવાઇ નથી.

---

કાપડની પેદાશ દુનીયામાં જેટલી થાય છે તેમા મોટો ભાગ ઇંગ્લંડમા બનેલો હશે એમ કોઇ ધારે તો તે ભુલ છે. ૧૯૧૦ થી ૧૯૧૩ સુધીના વરસો દરમ્યાન સરેરાશ દરવરસે ૭૮૨૯૫ લાખ રતલ કાપડ દુનીયામા બન્યું હતું જેમા ઇંગ્લંડની પેદાશ ૧૮ ટકા અને યુનાઇટેડ સ્ટેટસની પેદાશ ૨૪ ટકા જેટલી હતી જુદા જુદા દેશોએ સ્થાનીક વપરાશમા લીધેલુ કાપડ બાદ કરવા બાદ્રી જે નીકાશ કરેલી તેનો કુલ ટોટલ ૧૭૫૪૭ લાખ રતલ જેટલો હતો જેમા ઇંગ્લંડનો હીસ્સો ૬૪ ટકા જેટલો હતો જ્યારે યુનાઇટેડ સ્ટેટસનો હીસ્સો માત્ર ૫ા ટકા જેટલો હતો એ કુલ ટોટલમાથી ૨૯ ટકા જેટલો માલ હીંદમા અને ૧૨ ટકા જેટલો માલ ચીનમા આયાત થયો હતો યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની કાપડની પેદાશ વધતી જાય છે અને જાપાનમાં પણ હીંદના કાપડ બજારને હાથમાં લેવાના પ્રયત્ન કાંઇ ઓછા નથી ૧૯૧૯ ના વરસમા જુદી જુદી જાતના કાપડ તથા સુતરનાં કેટલા પેકેજ ઇંગ્લંડથી તથા જાપાનથી મુંબઇમા આયાત થયા હતા તેના આંકડા નીચે દર્શાવ્યા છે.—

| | ઇંગ્લંડથી પેકેજીસ | જાપાનથી પેકેજીસ |
|---|---|---|
| કોરૂ | ૧૨૭૧૧ | ૫૬૧૨૬ |
| ધોયેલા સફેદ | ૨૮૮૭૦ | ૩૧૯ |
| છાપેલાં | ૧૨૭૯૫ | ૧૪૫ |
| ફેન્સી | ૨૮૧૫૫ | ૧૭૧૩ |
| રેશમી | — | ૭૩૮૮ |
| સુતર | ૧૧૧૪૬ | ૧૯૦૦૯ |
| કુલ | ૯૩૬૭૭ | ૮૧૧૫૩ |

આ ઉપરથી દેખાશે કે કોરા કાપડની બાબદમા જાપાન ઇંગ્લંડને ટપી ગયું છે. સુતરમા પણ જાપાનથી થયેલી આયાત ઇંગ્લીશ માલ કરતા વધારે હતી બીજી જાતનાં કાપડમાં પણ એજ પ્રમાણે હરીફાઇ વધે તો નવાઇ નથી.

---

જુટનો માલ બનાવનારી મીલોએ બંગાળાના ઉદ્યોગોમા જે અગ્રસ્થાન મેળવ્યું છે તે વર્ણવવા માટે મુંબઇ ઇલાકામા કાપડ સુતરની મીલોએ મેળવેલુ સ્થાન દર્શાવવુ પડે છે અગાઉ જુટનો કાચો માલ હીંદથી નીકાશ થતો અને ઇંગ્લંડમા ડંડી ખાતેનાં કારખાનાઓમા તે વપરાતો ત્યાથી સંચા કામ અહીં લાવીને કલકત્તામા જુટની પહેલી મીલ સ્થાપવાનું પગલુ ૧૮૫૫મા લેવામા આવ્યુ તેને સાઠ વરસ થઇ ગયા છે તે દરમ્યાન લગભગ પચાસ જુટની મીલો સ્થપાઇ છે અને આ વરસે નવી કેટલીક સ્થપાય છે. હીંદમા જુટનો કાચો માલ લગભગ નેવુ લાખ ગાસડી જેટલો થાય છે તેમાથી માત્ર અરધો ભાગ જેટલોજ હીંદમાં વપરાય છે. નવી મીલો સ્થપાયા પછી પણ એમાથી દસ કે વીસ ટકા જેટલો માલ હીંદમા વધારે વપરાશે તો પણ બાકીનો જુટનો કાચો માલ ઇંગ્લંડ અમેરીકા વગેરે દેશો ખાતે મોકલવો પડશે. ઇંગ્લંડમા એ ઉદ્યોગની

સ્થીતી હાલ અદેખાઈ કરવા જેવી નથી. મજુર વર્ગને મજુરી વધારે આપવા માંડી અને ક
કરવાને વખત ઘટાડયો તો પણ વધારે આવકવાળા બીજા ધંધાઓમાં જોડાવા માટે તેઓ જુટ
મીલો છોડી જવા લાગ્યા છે એ સંજોગોમાં બંગાળાની જુટ મીલોએ માત્ર બીજા દેશોની મી
સાથેજ હરીફાઈ કરવાની રહેશે અને તેમાં તેઓ વધારે ફાવે એવી આશા રાખી શકાય એ ર
હીંદનો જુટની મીલોનો ઉદ્યોગ ખીલતો જાય છે તે ઘણું સંતોષકારક છે પણ હજી હીંદમાં બન
બધો કાચો માલ હીંદમાં વપરાઈ જાય એવી સ્થીતી આવવાને ઘણી વાર છે તે ધ્યાનમાં લઈ
તો હાલની વકનો લાભ લઈને જુટની નવી મીલો કહાડનારાઓને આપણે ધન્યવાદ
આપીશું. તેમને જોઈતું સંચાકામ મળવાને હજી બે ત્રણ વર્ષની વાર લાગશે પણ તે પછી એ
અસરથી હીંદની આબાદી વધશે એમ માનવાને અત્યારે કારણ છે.

---

હીંદને પરદેશ સાથે વેપાર ચલાવવા માટે જોઈતી સ્ટીમરની સગવડ તથા હીંદને જોઈત
ઈંગ્લીશ માલ માટે લડાઈ દરમ્યાન તથા તે પછી પણ કંટ્રોલદ્વારા હદ બહારના આકરા ભાવ લેવા
આવ્યા હતા પણ ઈંગ્લંડની સરકાર પાસે હીંદનો અવાજ પહોંચી શકતો ન હોવાથી હીંદ
પ્રજાએ એ મુશ્કેલી સાંખી લેવી પડી હતી. કંટ્રોલની અન્યાયી અને જુલમી પદ્ધતી કેટલ
હેરાન કરનારી છે તેનો અનુભવ હવે ઇંગ્લંડના લોકો સમજવા લાગ્યા છે. બરમાના જે ચોખ
અગાઉ ઈંગ્લંડ હંડરવેટ દીઠ ત્રણ શીલીંગે જતા હતા તે હવે તેમને સાડીઅડતાળીસ શીલીંગે મળ
શકે તેમ છે પણ ઇંગ્લંડની સરકારનું કંટ્રોલખાતું બેદરકાર હોવાથી એક તરફ માલ ત્યાં પડેલે
છે તે બગડી જાય છે અને બીજી તરફ બાસઠ શીલીંગનો ભાવ ખરચીને હલકા પ્રકારના ચોખ
બીજી જગોએથી મેળવવાની વેપારીઓને ફરજ પડે છે. એ ચોખામાંથી ખેળ બનાવવામ
આવે છે અને કપડાં ધોઈને "કસ્ત્રી" કરનારાઓ એનો ઉપયોગ કરતા હોવાથી વધા
ખર્ચને પહોંચી વળવા માટે તેમણે પોતાનો ચાર્જ પણ વધાર્યો છે. પુડીંગ અને કરી જેવ
ખોરાકીની જે ચીજો માટે ચોખાની જરૂર પડે છે તેનો ભાવ પણ એજ કારણથી વધ્યો છે.
આટલો મોટો વધારો થવાથી પોતાનાં ગજવા ઉપર માર પડવા માંડયો ત્યારેજ બ્રીટીશ વેપારીઓ
જાગ્રત થયા છે. હવે તેઓ કંટ્રોલ કહડાવી નાંખશે એવી વકી રાખવામાં આવે છે પણ જો
હીંદમાં ચોમાસું બરોબર ન નીવડે તો બરમાના ચોખા ઇંગ્લંડ ખાતે નીકાશ કરવા દેતા
પહેલાં હીંદને જોઈએ તેટલા મળે એવી ગોઠવણ કરવી પડશે. પોતાના ઉદ્યોગો ખીલવવા માટે
ઈંગ્લંડ હીંદના ઉદ્યોગોને મારી નાંખે એટલી જકાત મુકવામાં પણ આંચકો ખાધી નથી તો
હીંદ પોતાના ખોરાક માટે બરમાના ચોખા પરદેશ જવા અટકાવે તેમાં કાંઈ ખોટું ગણાશે
નહીં. પોતાની હાજત માટે જેવી જોઈએ તેવી જકાત પદ્ધતી રાખવાનો હક હીંદને મળ્યો
છે એમ કહેવામાં આવે છે પણ તે કેટલું ખરૂં છે તે દર્શાવવાના પ્રસંગો હવે પછી આવશે
ત્યારે તેમાં આવી રીતે જરૂર પડતાં ચોખાની નીકાશ અટકાવવાનો પ્રસંગ પણ એક કસોટી
રૂપ થઇ પડશે. અમારી ખાતરી છે કે કાંઇ કાંઇ બહાનાં કાઢીને એવો માલ નીકાશ થવા
દેવાને પ્રયત્ન કરતાં હીંદી સરકારને અટકાવવા માટે જોઈતી સંભાળ રાખવામાં હીંદી ધારા-
સભાઓ મધેના પ્રજાકીય સભાસદો ગાફેલ રહેશે નહીં.

---

બેહરીન ટાપુ સાથેના હીંદના વેપારમાં મોતીનો વેપાર મુખ્ય સ્થાન લે છે અને લડાઈ
દરમ્યાન મુકાયલા અંકુશોને પરીણામે એ વેપારને નુકશાન પહોંચવાની ઘણી ધાસ્તી રહેતી

---

હતી, પણ મોતીના વેપાર ઉપર મુકાયલા અંકુશ શીવાય બીજી રીતે પણ એ વેપારને નુકશાન પહોંચવાની વીગત ત્યાના બ્રીટીશ પોલીટીકલ એજંટ જેવા જોખમદાર અમલદારે સતાવાર રીતે પુરા પાડી છે તેના જણાવ્યા પ્રમાણે, હીંદથી રૂપયાની તથા ઘઉં, લોટ અને ચોખાની નીકાશ અટકાવવામાં આવી તેને ત્યાના પરીણામે વેપારને પણ નુકશાન પહોંચ્યું હતુ. અને આયાતમા નીચે ઘટાડો થયો હતો:—

| | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|
| | પાઉંડ ( કીંમત ) | પાઉંડ ( કીંમત ) |
| સામાન્ય આયાત | ૧૬,૦૭,૦૪૯ | ૧૩,૫૦,૦૯૦ |
| સોના રૂપાની નગદી તથા નાણાંની આયાત | ૨૫૮૮૯૯ | ૬૪૯૭૩ |
| મોતી | ૧૫૨૧૦૦ | ૩૬૪૦૦ |

હવે એ અંકુશો દુર થયેલા હોવાથી વેપાર પાછો અસલ સ્થીતીએ આવવાનાં ચીન્હો દેખાય છે.

---

ચમન ઇંડસ્ટ્રીયલ રીસર્ચ લેબોરેટરીઝ નામે એક સંસ્થાએ અત્રે (મુંબઇ) ગ્રાંટરોડ ખાતે ઓફીસ ઉઘાડી છે એમની જાહેર ખબર પ્રત્યે વાંચનારનું ધ્યાન ખેંચીયે છીયે. રસાયણ શાસ્ત્રને લગતી તથા ઉદ્યોગ ધંધાને લગતી બાબદો ઉપર સલાહ આપવાનું કામ એ કરે છે તેમાં કેટલાં નાણાં રોકવાં જોઇશે, તેના પ્રમાણમા નફો મળશે કે નહીં, એ માટે જગા, સંચાકામ તથા કાચી જણસો ક્યાં અને કેવી લેવી, એ ઉદ્યોગમાં નફો વધે અને ખર્ચ ઘટે તે માટે શી ગોઠવણ રાખવી, ઉદ્યોગ ને પરીણામે બાકી રહેતા ફાજલ પદાર્થોને કેવી રીતે ઉપયોગમા લેવા, ઉદ્યોગોને લગતી ક્રીયાઓમાં કાંઇ મુશ્કેલી નડે તો તે કેવી રીતે મટાડવી વગેરે સર્વ કોઇપણ ચીજનું પૃથક્કરણનું કામ પણ કરશે.

---

ગુજરાતી ભાષામાં બીજી ભાષાનો ભાવાર્થ દર્શાવવાની મુશ્કેલી બહુ છે એમ જણાવી એ બીજી ભાષાઓનો અભ્યાસ કરવાનો આગ્રહ કરવામાં આવે છે અને તેમાં અંગ્રેજી ભાષાને પ્રાધાન્ય આપવામાં આવે છે. કોઇ પણ ભાષા માટે એમ કહી શકાય કે તેમાં દર્શાવેલા વીચાર ને મુળ ભાષામાંજ વાંચવા કે સાંભળવાથી જેવી સારી રીતે સમજી શકાય તેવી સારી રીતે બીજી ભાષામા કરેલા તરજુમા' દ્વારા બની ન શકે. પણ અંગ્રેજી ભાષા વાપરનારાઓને પણ એવીજ મુશ્કેલી હજી નડે છે એ વાત જાણવા જેવી છે. ધી આયર્ન એજ કેટેલોગ નામનું પુસ્તક યુનાઇટેડ સ્ટેટસના વેપારીઓની ડીરેક્ટરી જેવું છે અને આ ચેમ્બરને હમણાંજ તે પ્રગટ કરનારી કંપની પાસેથી મળ્યુ છે. એ હમણાજ છપાયેલું છે અને તેમા અધીપતીએ નીચે પ્રમાણે ટીકા કરી છે:—

American technical and Manufacturing nomenclature cannot be considered fully standardized. Much of our technical terminology can only be translated with laborious circumlocution, as the language has not the plastic forms of the infected Latin languages, nor the terseness and mathematical accuracy of other civilized tongues employed in the countries of Europe and Asia and their dependencies. It has points of difference, moreovers, from the technical nomenclature of England and her colonies.

આ ઉતારામાં જણાવેલું છે કે યુનાઇટેડ સ્ટેટસના લોકોની ભાષામાં અને ઇંગલંડના લોકોની ભાષામાં ફેર પડે છે અને યુનાઇટેડ સ્ટેટસના લોકો વ્યાપાર ઉદ્યોગને લગતી બાબદમાં શબ્દો એવી રીતે વાપરે છે કે તેમા નથી બીજી ભાષાઓના જેટલી ચોકસાઇ કે સરળતા કે ટુંકામાં અર્થ દર્શાવી શકાય એવી ચતુરાઇ. ગુજરાતી ભાષા વાપરનારા વેપારીઓ બીજી ભાષાઓ શીખશે તો તેમને વીશેશ સગવડ મળશે અને એકંદરે લાભ

થવાનો સંભવ રહેશે એમ એમ. અમારી ખાતરી છે પણ વેપાર માટે પરભાષા શીખ્યા વગર ગુજરાતી વેપારીઓને ચાલી શકશેજ નહીં એમ કહી તેના કારણ તરીકે ગુજરાતી ભાષાની અપકવતા રજુ કરવી એ યોગ્ય નથી એટલું તો અંગ્રેજી ભાષા વાપરનારા યુનાઈટેડ સ્ટેટસના વેપારીઓની સ્થીતી વીશેના આટલા ઉતારા પરથી સ્પષ્ટ રીતે સમજી શકાય તેવું છે. જો સંભાળ રખાય તો ગુજરાતી ભાષામાં પણ વેપારી બાબદો વીશેના પત્રો તથા અન્ય લખાણો એવી સારી રીતે કરી શકાય કે જેમાં ચોકસાઇ, સરળતા, અને ટુંકામાં પણ સહેલાઇથી સમજી શકાય એવી સફાઇ બાબદ ખામી ન રહે.

---

ગુજરાતી, મરાઠી' કેનેરીઝ તથા ઉરદુ ભાષાને બી. એ. ના અભ્યાસ ક્રમમાં સ્થાન આપવાનો ઠરાવ મુંબઇની યુનીવરસીટીએ હમણાં કર્યો છે તેને અમે આવકારદાયક ગણીએ છીયે. વેપારી વીષયોનો અભ્યાસ કોલેજોમાં પણ ગુજરાતી વગેરે સ્થાનીક ભાષાઓદ્વારા કરાવાય તો વીદ્યાર્થી વર્ગને લાભ કર્તા થઇ પડવાનો વીશેશ સંભવ રહે. અત્યારે એ વીષયોનો અભ્યાસ માત્ર કોલેજમાંજ થાય છે. ત્યાંના વીદ્યાર્થીઓ અંગ્રેજી ભાષા સારી રીતે સમજતા હોવાથી તેમને કોઇ પણ મુશ્કેલી હાલમાં નડતી નથી એમ માની લેવામાં આવે તો પણ એ કોલેજ બહારના લોકોને વેપારી વીષયોમાં વીશેશ માહીતગાર કરવાના પ્રયત્નો નવી ગોઠવણમાં (અર્થાત એ વીષયો અંગ્રેજીને બદલે દેશી ભાષાદ્વારા શીખવતા હોય તો) વધારે સફળ થવાનો સંભવ રહે. આ વીષયમાં લાભહાની વીશેની ચર્ચા અન્ય સ્થળે ઘણી વાર થઇ ગયેલી હોવાથી તે વીશે વધારે વીવેચન ન કરતાં અમે એટલું સુચવીશું કે કે અર્થશાસ્ત્ર, શરાફી વગેરે વીષયો પણ દેશીભાષાદ્વારા શીખવે એવી વેપારી હાઇસ્કુલની જે યોજના ૧૯૧૭માં મુંબઇમાં મળેલાં એજ્યુકેશન કોન્ફરન્સમાં રજુ થઇ હતી તેને યોગ્ય લાગે તેવા ફેરફાર સાથે પણ ઉપાડી લેવામાં આવશે તો વેપારી વર્ગને તે લાભ કર્તા થઇ પડશે.

---

હીંદથી જે નામાંકીત વેપારીઓ પોતાની તરફથી અથવા કોઇ વેપારી મંડળ તરફથી ઇંગ્લંડ જાય તેમને આવકાર આપવા માટે ત્યાંની ચેમ્બર ઓફ શીપીંગ તરફથી મેળાવડા કરવામાં આવે એવી ગોઠવણ કરવામાં આવી છે અને તેને માટે ત્યાંની સરકારનાં ઓવરસીઝ ટ્રેડ ડીપાર્ટમેંટ મારફતે આ ચેમ્બરને વિનંતા કરવામાં આવી છે કે એવા વેપારીઓ વીશે અગાઉથી ખબર આપવી જેથી એમને માટે એવી ગોઠવણ કરવાનું બની શકે. એમાં તેમના નામ, ઇંગ્લંડમાં તેમના મુકામનું શીરનામું, તેમની સાથે કેટલા માણસો છે તે વીગત એમણે મુસાફરી માટે ધારેલો હેતું, કયાં કયાં સ્થળોની મુલાકાત લેવી ધારી છે તે વીગત વગેરે જેટલી સંપૂર્ણ હકીકત બના શકે તેટલી જણાવવાની વીનંતી કરવામાં આવી છે.

આ માસીકમાં હવેથી વેપારી પેઢીયો એ મથાળા હેઠળ જાહેર ખબર લેવામાં આવશે એક પાનામાં આઠ જાહેર ખબર આવે એવી રીતે તે લઇશું એટલે કે દરેકને માટે એકેક ઇંચ જેટલી જગા રોકવામાં આવશે પણ તેટલામાં પેઢીનું નામ, કામકાજ, ઠેકાણું, તારનું એડ્રેસ, અને ટેલીફોન નંબર એટલું આપવામાં આવશે એને માટેનો ચાર્જ દરવરસે દરેક પેઢી માટે બાર રૂપયાનો રાખ્યો છે. નમુનો નીચે પ્રમાણે:—

| પેઢીનું નામ. | કામકાજ. | ઠેકાણું. | ટેલીફોન નંબર. | ટેલીગ્રાફ એડ્રેસ. |
|---|---|---|---|---|
| ધી યુનીવર્સલ ફાયર એંડ જનરલ ઇન્સ્યુરન્સ કંપની. | દરેક પ્રકારનો વીમો. | ૨૫, ચર્ચગેટ સ્ટ્રીટ ફોટ, મુંબઇ. | ૩૬૦૦ | Unifire. |

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે

[illegible]

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૩મું. VOL. XIII AUG. 1920 No. 2. આગસ્ટ ૧૯૨૦. અંક ૨ જો.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે છુટક નકલ એકના આના ૬ છે. વી, પી. પોસ્ટથી ૦–૮–૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી બાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિ

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે, માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદીથી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે

ઇન્ડીયામાં ફ્લોરીંગ ટાઇલનું જાણીતું ખાતું–ધી ઓગ્મે ટાઇલ માર્ટ ૨૨ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# ચેમ્બરની કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની ખાસ સભા બુધવાર તા. ૧૬ મી જુન સને ૧૯૨૦ ને રોજ સાંજના ૨-૪૫ કલાકે (સ્ટા. ટા.) ભરવામાં આવી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
,, ,, ચુનીલાલ વી. મેહતા.
,, ,, લલ્લુભાઇ શામળદાસ.
,, ,, મનમોહનદાસ રામજી.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, સુરજમલ લલ્લુભાઇ.
,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી.
સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસી.
શેઠ મોતીલાલ કાનજી.
,, ગુલાબચંદ દેવચંદ.
,, મનુ સુબેદાર.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, માવજી ગોવિંદજી શેઠ
,, રેવાશંકર જગજીવન.
,, બી. એફ. માદન.
,, મોતીલાલ વલ્લભજી.

૧ નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો બેલટ માટેના દીવસો તા. ૨૯ મી જુન ૧૯૨૦ થી તા. ૬ઠી જુલાઇ ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કૃટીનીઅર તરીકે શેઠ વીઠ્ઠલદાસ દામોદર ગોવીંદજીને નીમવામાં આવ્યા હતા.

૧ શેઠ પ્રાણજીવન વસનજી મનજી.
૨ ધી બોમ્બે સ્વદેશી કો-ઓપરેટીવ સ્ટોર્સ કું. લી.
૩ શેઠ જમશેદજી ઇ. સબજા.
૪ " બરજોરજી દોરાબજી પાંડે.
૫ " જમશેદજી પેસ્તનજી પટેલ.
૬ ધી ઇંડીયન સ્ટીલવાયર પ્રોડકટસ લી.
૭ મેસર્સ હરજીવનદાસ જગજીવનદાસ એન્ડ. કું.
૮ મેસર્સ મગનભાઇ અમીન એન્ડ કું.
૯ શેઠ પુરૂષોતમ રવનશી.
૧૦ મેસર્સ મોરારજી એન્ડ હોરમસજી.
૧૧ શેઠ કરસનદાસ રણછોડદાસ.
૧૨ ,, લાલજી રવજી.
૧૩ ,, પુરૂષોત્તમ પ્રાણવલ્લભની કું.
૧૪ મેસર્સ લખમીચંદ ધરમદાસની કું.
૧૫ મેસર્સ ડાહ્યાભાઇ વસનજી એન્ડ સન્સ.
૧૬ મેસર્સ ધનજી દેવસીની કું.
૧૭ શેઠ જેરાજ વસનજી મનજી.
૧૮ મેસર્સ ધુરંધર બ્રધર્સ.
૧૯ " અરદેશર એન. ચાંદાભાઇ.
૨૦ " હોરમસજી કુંવરજી મોદી.
૨૧ " ગુસ્તાદજી ડોસાભાઇ બીલીમોરીઆ
૨૨ શેઠ ચંદુલાલ જમનાદાસ શાહ.
૨૩ " એલ. જી. મહાજની.
૨૪ ધી ન્યુ કૈસરે હીંદ સ્પી. એન્ડ વી. કું. લી.
૨૫ મેસર્સ વિઠ્ઠલદાસ ભગવાનદાસની કું.
૨૬ " રણછોડદાસ ગોવિંદજી આશર.
૨૭ શેઠ રાઘવજી પુરૂષોત્તમ.
૨૮ શેઠ કોઠારી સુરજી ત્રીકમદાસ.
૨૯ મેસર્સ ચાપશી ભારા એન્ડ કું.
૩૦ શેઠ બમનજી દોરાબજી ઠાપડીયા.
૩૧ શેઠ લાડકચંદ ઓધડદાસ વોરા.
૩૨ ધી બોમ્બે ઓટોમોબાઇલ્સ.
૩૩ શેઠ લાલજી પદમશી.

૨ ના. વડી સરકાર તથા મુંબઇ સરકારની ધારાસભામાં ચેમ્બર તરફથી પ્રતીનીધી ચુંટવાના સંબંધમા જે કાયદા કાનુનનો ખરડો કમીટી આગળ રજુ કરવામા આવ્યો હતો તે સબંધમાં એવો ઠરાવ થયો હતો કે દેશી રાજ્યની પ્રજાને ચુંટણીના હકમાથી બાતલ કરવામા આવેલી છે તે સંબંધમા ના. સરકારને પ્રોટેસ્ટ મોકલવો અને ત્યાર બાદ ના. ગવર્નર ઉપર તે સંબંધમાં ડેપ્યુટેશન મોકલવું.

૩. ઇન્ડીઅન કોટન કમીટીની કેટલીક ભલામણો વીશે ના. હિંદી સરકારનો અભીપ્રાય જણાવનારો એક પત્ર ચેમ્બર ઉપર આવ્યો હતો. તે પત્ર ઉપર વીચાર કરવા સારૂ કોટન સબ કમીટીની એક સભા બે લાવવામા આવી હતી અને તે કમીટી તરફથી એક ખરડો તયાર કરવામાં આવ્યો હતો આ ખરડો કમીટી આગળ રજુ થતાં પગાર કરવામા આવ્યો હતો અને તેની એક નકલ ના. સરકાર તરફ રવાના કરવાનો ઠરાવ થયો હતો.

૪ ઇસ્ટ આફ્રીકામાં વસતા હિંદીઓની દીલસોજી ભરેલી સ્થતીના સંબંધમાં ઇમ્પીરીયલ ઇન્ડીઅન સીટીઝનશીપ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો કે તે સંબંધમા એક મુંબઇના શહેરીઓની જાહેર સભા ભરવાનો તેઓનો વીચાર છે અને તે સારૂ એક સબ કમીટી સ્થાપવામાં આવેલી છે. તે સબ કમીટીમાં ચેમ્બર તરફથી પ્રતીનીધી નીમવાની અરજ કરેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતા ઠેરાવ થયો હતો કે શેઠ સોરાબજી એદલજી વોરડન તથા શેઠ માવજી ગોવિંદજીને ચેમ્બરના પ્રતીનીધી તરીકે નીમવામા આવેલા છે એ મતલબનો પત્ર ઇમ્પીરીઅલ ઇન્ડીઅન સીટીઝનશીપ એસોસીએશનને લખી જણાવવો.

૫. ચેમ્બરના સભાસદોનુ લીસ્ટ અને તેઓના શરનામાંની "સ્લીપબુક" સભાસદોને આપતી વખતે કેટલી ફી લેવી, તે સવાલનો વીચાર કરતા ઠરાવ થયો હતો કે "લીસ્ટ" ની ફી રૂ. ૧ તથા "સ્લીપબુક" ની ફી. રૂ ૨ રાખવી.

૬. શેઠ મનુ સુબેદાર તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ ચાર માસ સારૂ ઇંગ્લાંડ જનાર છે. તેઓ આ ચેમ્બર તરફથી બોમ્બે પોર્ટ ટ્રસ્ટમાં પ્રતીનીધી તરીકે હોવાથી તેઓની જગાએ તેમની ગેરહાજરી દરમીઆન ચેમ્બરના પ્રતીનીધીની ચુંટણી કરવાનો સવાલ કમીટી આગળ રજુ કરવામા આવ્યો તે વખતે સભાસદોમાથી પ્રશ્ન થયો કે આ સવાલ આ મીટીંગમા ચર્ચી શકાય કે કેમ? શેઠ માવજી ગોવિંદજીએ દરખાસ્ત મુકી કે તેમ થઇ શકે અને તે દરખાસ્તને શેઠ મોતીલાલ વલ્લભજીએ ટેકો આપ્યો હતો. આ સવાલ ઉપર મત લેતાં સાત મત તરફેણમાં અને એક મત વિરૂદ્ધમા હોવાથી ઠરાવ થયો હતો કે શનીવાર તારીખ ૧૦ મી જુલાઇ ૧૯૨૦નો દીવસ ચુંટણીને સારૂ ઠેરવવો અને તેના ૧૨ દીવસ અગાઉ એટલે કે સોમવાર તા. ૨૮મી જુન સને ૧૯૨૦ ની સાંજના ૪ વાગ્યા પહેલાં (મું. ટા.) જો કોઇ સભાસદ ઉમેદવાર હોય તો તે માટેની દરખાસ્ત કરનાર તથા ટેકો આપનારની સહી સાથે ઉમેદવારી મોકલી આપે એ મતલબનો સરક્યુલર ચેમ્બરના સભાસદોમાં મોકલવો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર, એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૨ મી જુન સન ૧૯૨૦ને રોજ બપોરના બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | શેઠ સોરાબજી એદલજી વોર્ડન. |
| ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ | ઓ. ચુનીલાલ વી. મેહતા. |
| ,, ,, મનમોહનદાસ રામજી. | શેઠ હ સરાજ પ્રાગજી ઠાકરસી |

| | |
|---|---|
| શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી. | શેઠ મોતીલાલ વલ્લભજી. |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી. | ,, મોતીલાલ કાનજી |
| ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી. | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, મનસુખલાલ એ. માસ્તર | ,, માવજી ગોવિંદજી શેઠ |
| ,, લાલજી ગોવિંદજી | ,, બી. એફ. માદન. |

૧. તા. ૮મી જુન સને ૧૯૨૦ ને રોજની મળેલી કમીટીની મીટીંગની મીનીટો સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ દાખલ થવાની અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવા ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૨૯ મી જુન સને ૧૯૨૦ થી તા જુલાઇ સને ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ વીઠ્ઠલદ દામોદર ગોવીંદજીને નીમવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| શેઠ રણછોડદાસ હરજીવનદાસ ગાંધી. | શેઠ પ્રાગજી લીલાધર. |
| ,, નારાયણદાસ ગીરધરદાસ. | મેસર્સ માધવદાસ રઘુનાથદાસ એન્ડ સન્સ. |
| ,, ગોવિંદજી કુબેરદાસ. | મેસર્સ મોહમદ ઉસમાન એન્ડ કું. |
| મેસર્સ ઠક્કર એન્ડ કું. | ,, ચંદુલાલ મણીલાલ એન્ડ કું. |
| ,, ગોપાળજી આપશીની કું. | શેઠ ખીમજી આશર વીરજી. |
| શેઠ હાજી વલી મહમદ મુસા મોતીવાલા. | મેસર્સ નારણદાસ કાનજીની કું. |
| ,, કાનજી દ્વારકાદાસ. | ,, મોહનલાલ એન્ડ કું. |
| ,, સાંગીદાસ જેશીરામ રાયસાહેબ. | ,, ત્રીકમદાસ કરસનદાસની કું. |
| ,, કરસનદાસ તેજપાલની કું. | ,, જમનાદાસ કરસનદાસની કું. |

૩. "જનરલ લેન્ડીંગ રેટ ઑફ ઇમ્પોર્ટ" ના સબંધમાં ખોમ્બે પોર્ટ ટ્રસ્ટના સે રી તરફથી જે પત્ર આવ્યો હતો તે કમીટીની આગલી મીટીંગમાં રજુ કરવામાં આ હતો અને તે ઉપર એવો ઠરાવ થયો હતો કે તેની એક નકલ બોમ્બે આય મર્ચન્ટસ એસોસીએશનના ઓ. સેક્રેટરી મી. જી. બી. ત્રીવેદી ઉપર મોકલાવવી અ તેઓનો અભીપ્રાય મંગાવવો. તે પ્રમાણે મી. જી. બી. ત્રીવેદી તરફથી પત્ર આવવા તે પત્રની તથા બોમ્બે પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી જે પત્ર આવ્યો હતો તેની નો લેવાનો ઠરાવ થયો હતો.

૪. ના. હીંદી સરકારની નાણાં સંબંધી રાજનીતી વીશે કમીટી તરફથી વખ વખત જે "રેપ્રીઝેન્ટેશન" કરવામાં આવ્યાં હતાં તેના જવાબમાં ના. હીંદી સરકાર ફીનેન્સ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તેઓના ખાતા તરફથી જે નોટીફીકેશ તા. ૨ બીજી ફેબ્રુઆરી સને ૧૯૨૦ ને રોજ બહાર પાડવામાં આવ્યું હતું તે શીવાય વીશે કાંઇ તેઓને જણાવવાનું નથી. "રીવર્સ કાઉન્સીલ" ના સબંધમાં જે એક લીસ બહાર પાડવાની કમીટી તરફથી ભલામણ કરવામાં આવી હતી તે સંબંધમાં જણાવ્યું હ કે જે વેપારીઓની અરજીઓ પાસ કરવામાં આવે છે તે વેપારીઓનાં નામ તથા તેમ કેટલી રકમના "રીવર્સ કાઉન્સીલ" મંજુર કરવામાં આવ્યાં છે ને સઘળી વીગ

---

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો?

ના. સરકાર બહાર પાડશે. પણ જે વેપારીઓની અરજીઓ મંજુર કરવામાં આવી નથી હોતી. તેવા વેપારીઓનાં નામ બહાર પાડવાનું ના. સરકારને વ્યાજબી લાગતું નથી. આ પત્ર. કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે ના. સરકારને આ બાબત ઉપર વધુ વીચાર કરવાને ભલામણ કરવી અને વધારામાં લખી જણાવવું કે જે વેપારીઓને "રીવર્સ કાઉન્સીલ" ન મળ્યાં હોય તેવા વેપારીઓનાં નામ ના. સરકારબહાર પાડશે તો તે પ્રત્યે ગેરકુતેહમંદ વેપારીઓને નાપસંદગી બતાવવાનો કાંઈ સંભવ નથી.

૫. મુંબઈ બંદરમાં પરદેશી કાપડ આયાત થાય છે તેના તથા મુંબઈમાંથી હીંદુસ્થાનના બીજા ભાગોમાં દેશી કાપડ નીકાશ થાય છે તેના આંકડાઓમાં કેટલીક વીચીત્રતા જણાવનારો પત્ર ના. હીંદી સરકારના આંકડા ખાતા તરફથી આવેલો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં તેની વીગત વેપારી વર્ગમાં ફેલાવવા લાયક હોવાથી તે ચેમ્બરના માસીકમાં પ્રકટ કરવાનો ઠરાવ થયો હતો.

૬. મેસર્સ આલેમ્બીક કેમીકલ કંપનીને તેઓના વડોદરાના કારખાનાની આબાદીમાં કેટલીક અડચણો હતી તે દુર કરવાના સંબંધમાં કમીટી તરફથી જે તા. ૨૧ મી એપ્રીલ ૧૯૨૦ ને રોજ ના. હીંદી સરકાર ઉપર પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે સંબંધમાં ના. સરકારને ફરીથી પત્ર લખી જણાવવો અને તે પહેલાં તેનો ખરડો આલેમ્બીક કેમીકલ કંપનીવાળા મી. અમીન ઉપર તેઓની મંજુરી સારૂ મોકલી આપવો.

૭. ઇન્ડીઅન રેલ્વે કોનફરન્સના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે તે કોનફરન્સની ટેરીફ કમીટીની બેઠકો બેંગલોર મુકામે સોમવાર તા. ૨૮ મી જુન સને ૧૯૨૦ થી શરૂ થનાર છે તો તે પ્રસંગે કોઈ પણ વ્યાજબી વીશય ઉપર ચેમ્બરને કાંઈ સુચના કરવી હોય તો તેમ કરવાની ભલામણ છે. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે રેલ્વેના ભાડાના દરમાં વધારો કરવાની સુચના અમલમાં મુકાવવાની છે એવું જે લોકોનું ધારવું છે તે જો ખરૂં હોય તો તે સુચના સામે ચેમ્બર નાપસંદગી બતાવે છે તે મતલબનો તાર કોનફરન્સના સેક્રેટરી ઉપર મોકલી આપવો.

૮ ધી સધર્ન ઇંડીઆ સ્કીન અને હાઇડઝ મરચંટસ એસોસીએશનની વાર્ષીક સભામાં જે ઠરાવ પસાર થયા હતા તેની એક નકલ આ ચેમ્બરના અનુમોદન સારૂ તે એસોસીએશનના સેક્રેટરી તરફથી મોકલવામાં આવી હતી. આ પત્ર કમીટીની આગલી મીટીંગમાં રજુ કરતાં એવો ઠરાવ થયો હતો કે હાલ તુરત તે બાબત વીશે વધુ તપાસ કરવી અને તે દરમીયાન કામ મુલતવી રાખવું. આ સંબંધમાં બે ગૃહસ્થો તરફથી તેઓના અભીપ્રાય જણાવનારા પત્રો આવવાથી તે પત્રો વીશે વીચાર કરતાં ઠરાવ થયો હતો કે તે બાબતને લગતો સઘળો પત્રવ્યવહાર ચેમ્બરના માસીકમાં છપાવવો.

૯. ઇન્ટરનેશનલ ઇકોનોમીક કોનફરન્સમાં ઑ. સર ફાઝલભાઈની નીમણુંક વીશે વીચાર કરતાં તા. ૨૫ મી મે સને ૧૯૨૦ ને રોજ મળેલી કમીટીની મીટીંગમાં એવો ઠરાવ થયો હતો કે તે કમીટીના "ટર્મસ ઓફ રેફરન્સ" તથા તેને લગતી સઘળી વીગત મંગાવવી. તે પ્રમાણે કમીટી તરફથી પત્ર લખવાથી તેના જવાબમાં ના. હીંદી સરકારના નાણાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તે સંબંધમાં વર્તમાન પત્રો દ્વારા લોકોમાં જે

---

ખબર પુરી પાડવામાં આવી છે તે ઉપરાંત તેઓને વીશેષ માહીતી નથી. વળી પત્રમાં જણાવ્યું હતું કે વધુ માહીતી તેઓને મળેથી ચેમ્બરને તે સંબંધમાં વીગત જણાવવામાં આવશે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૦. ઇન્ડીઅન કેરીઅર એકટ સુધારવાના સંબંધમાં ના. મુંબાઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં તે પર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી:—

| | |
|---|---|
| શેઠ મનમોહનદાસ રામજી. | શેઠ મોતીલાલ કાનજી. |
| ,, જહાંગીર બમનજી પીટીટ. | ,, રેવાશંકર જગજીવન. |
| ,, લાલજી ગોવિંદજી. | ,, વેલજી લખમશી નપ્પુ. |
| ,, શાન્તારામ મંગેશ કુલકરણી. | ,, મનસુખલાલ આતમારામ માસ્તર. |
| ,, મોતીલાલ વલ્લભજી. | |

૧૧. પહેલાંના જરમન ઇસ્ટ આફ્રીકાના સંબંધમાં ના. સરકાર તરફથી અપર ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સને જે ત્રણ સવાલ પૂછવામાં આવ્યાં હતા તે સંબંધમાં કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતુ. કમીટીએ ઠરાવ કર્યો હતો કે તે સવાલો ના. મુંબાઇ સરકારને પુછાવવામાં આવ્યા હતા કે નહીં, અને જો પુછવામાં આવ્યા હોય તો તે કોયા, અને તે સવાલો સંબંધમાં તેઓ તરફથી વેપારી પેઢીઓનો અભીપ્રાય મંગાવવામાં આવ્યો હતો કે નહીં એમ પુછાવવું; આ સઘળી વીગત જાણવા સારૂ ના. મુંબાઇ સરકારને પત્ર લખેલો તેના જવાબમાં ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો. તે પત્ર કમીટી આગળ રજુ થતાં તે સવાલ ઇસ્ટ આફ્રીકાની સબ કમીટીના અભીપ્રાય સારૂ તે કમીટી ઉપર મોકલવાને ઠરાવ થયો હતો અને વધારામાં મી. મોહનલાલ કરમચંદ ગાંધી., મી. અલાદીના વીશરામ તથા મી. બીહારીલાલ અનન્તાનીનો પણ અભીપ્રાય મંગાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ કાઉન્સીલ ઓફ સ્ટેટમાં ચેમ્બર તરફથી એક પ્રતીનીધી નીમવાનો હક મળવો જોઇએ એ પ્રકારની જે સુચના કમીટી તરફથી કરવામાં આવી હતી. (વધુ વીગત સારૂ જુવો કમીટીની મીટીંગની મીનીટ. તા. ૮ મો જુન સને ૧૯૨૦ બાબત ૭ મી.) તેના જવાબમાં ના. હીંદી સરકારનો પત્ર આવ્યો હતો કે ઇંગ્રેજી વેપારીઓનું પ્રતીનીધીત્વ કાઉન્સીલ ઓફ સ્ટેટમાં અને દેશી વેપારીઓનું પ્રતીનીધીત્વ "નેશનલ એસેમ્બ્લીમાં" રાખવાનું ના. સરકારને વ્યાજબી લાગવાથી દેશી વહેપારનું પ્રતીનીધીત્વ કાઉન્સીલ ઓફ સ્ટેટમાં રાખવામાં આવ્યું નથી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૩. શેઠ વાલચંદ હીરાચંદ તરફથી ચેમ્બરની લાયબ્રેરીમાં પુસ્તકો ખરીદવા સારૂ રૂ. ૫૦૦ પાંચસોની ભેટ મળી હતી તે સંબંધમાં કમીટીના સભાસદોમાં એક સરક્યુલ ફેરવવામાં આવ્યો હતો. તેમના અભીપ્રાય ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે પ્રમુખ તથા સેક્રેટરીની સંમતીથી પુસ્તકો ખરીદવાં અને તે પહેલાં તે સંબંધમાં ચેમ્બરના માસીક મ એક પત્ર લખી જણાવવો કે જો કોઇ સભાસદને તે ફંડમાં ભેટ આપવાની ઇચ્છા હો તો તે ભેટ આભાર સહીત સ્વીકારવામાં આવશે.

---

૧૪. ના. હીંદી સરકારની નાણા સંબંધી રાજનીતીના સંબંધમા ડેપ્યુટેશન મોકલવ સવાલ કમીટી આગળ ફરીથી રજુ થવાથી નીચે જણાવેલા ગૃહસ્થોને ડેપ્યુટેશનમાં ચેમ્બર પ્રતીનીધી તરીકે નીમવાનો ઠરાવ થયો હતો. ( વધુ વીગત માટે જુવો. કમીટીની મીટીંગ મીનીટ. તા. ૨૫ મી મે સને ૧૯૨૦ બાબત ૧૪ મી )

શેઠ જહાંગીર બમનજી પીટીટ ( પ્રમુખ ) — શેઠ બી. એફ. માદન.
,, સોરાબજી એદલજી વોરડન ( ઉપ પ્રમુખ. ) — ,, માવજી ગોવીંદજી

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની ખાસ સભા મંગળવાર જુલાઇ સને ૧૯૨૦ ને રોજ બપોરના બે કલાકે (સ્ટા. ટા ) મળી હતી જે વેળા નીચે ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | ઓ. સર ફાઝલભાઇ કરીમભાઇ. |
| ,, સોરાબજી એદલજી વાડન. | શેઠ વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી. |
| ઓ. શેઠ સુનીલાલ વી. મહેતા. | ,, મોતીલાલ કાનજી. |
| ,, ,, મનમોહનદાસ રામજી. | ,, ફીરોજ જે. બીલીમોરીયા. |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, માવજી ગોવિંદજી શેઠ |
| ,, સુરજમલ લલ્લુભાઇ. | ,, મથુરાદાસ કાનજી મટાણી. |
| ,, લખમીદાસ રવજી તેરશી. | ,, બી. એફ. માદન |
| ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી. | ,, જેઠમલ નારણદાસ |

૧ જે વેપારીઓ તથા પેઢીઓ તરફથી ચેમ્બરમા સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી તેને બેલટ ઉપર મોકલવાનું મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૨ કેમીકલ સરવીસ કમીટીના રીપોર્ટ ઉપર ચેમ્બરની કેમીકલ સબ કમીટી તરફ ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો થયો હતો.

૩ બેપોલી લેન્ડ કંપનીના સબંધમાં ચેમ્બરની બેપોલી લેન્ડ સબ કમીટી તરફ ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો

૪ દેશી રાજ્યની પ્રજાને ચુંટણીમાં મત આપવાનો હક નહી હોવાથી તે સંબંધમા તરફથી જે પત્ર લખવામા આવ્યો હતો, તેના જવાબમાં ઓ. મી૦ સી. એન. મેડન કમીશનર તરફથી પત્ર આવ્યો હતો કે તે સબંધમાં ના. સરકારે પુરતો વીચાર કરેલે અને જે નીર્ણય ઉપર આવેલા હતા તેમાં " નોન ઓફીશીઅલ ઇલેક્ટેડ મેમ્બરોની " હતી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫ તા૦ ૨૯ મી જુન સને ૧૯૨૦ ને રોજે બેલટ પુરો થયો હતો, તે બેલટના પર ઉપર એક રીપોર્ટ શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી તરફથી મોકલવામા આવ્યો હતો. તે વીચાર કરતાં ઓ. મી. બી વી. મહેતાએ દરખાસ્ત મુકી કે તે સવાલ અસાધારણ મળતા સુધી મુલતવી રાખવો અને તે દરખાસ્તને શેઠ લક્ષ્મીદાસ રવજી તેરસીએ

આપ્યો હતો. તેના ઉપર શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ "એમેન્ડમેન્ટ" મુકી હતી કે તે સવાલ મુલતવી ન રાખતાં જે સભાસદોની અરજી સ્વીકારવામા ન આવી હોય તેમને તે મતલબની ખબર આપવી. શેઠ જેઠમલ નારણદાસે ટેકો આપ્યો હતો. આ "એમેન્ડમેન્ટ ઉપર મત લેતાં તે ૭ વીરૂધ્ધ ૫ મતે ઉડી ગઇ હતી જેથી મુળ દરખાસ્ત પસાર કરવાને ઠરાવ થયો હતો.

૬ ફીનેન્સ સબ કમીટી તરફથી એવી ભલામણ હતી કે,

૧. હાલની નાણાં સંબંધી બદલાએલી સ્થીતી જોતાં ના. હીંદી સરકારના નાણાં ખાતા ઉપર તારથી લખી જણાવવું કે હાલની સ્થીતી ઉપર ફરીથી વીચાર ચલાવવાનું કામ પ્રથમ નીમાયેલી કરન્સી કમીટીને સોપવું પણ તે કમીટીમા દેશી વેપારીઓનુ પ્રતાનીધીત્વ વધારવાની ભલામણ કરવી.

૨ ભવીષ્યમાં કાઉનસીલ બીલ્સ લંડનમાં વેચવાનો પ્રસંગ આવે ત્યારે તેવાં બીલ્સ ૨ શીલીંગ "ગોલ્ડ" અગર તો બે શીલીંગ "સ્ટરલીંગ" ના હીસાબથી વેચવાના છે તેનો ખુલાસો તારથી લખી પુછાવવો.

ફીનેન્સ સબ-કમીટીની આ બંન્ને ભલામણો કાયમ રાખવાનો પણ તારને બદલે પત્રથી પુછાવવાનો ઠરાવ થયો હતો.

૭. તા. ૨૯મી જુન સને ૧૯૨૦ ને રોજ જે બેલટ પુરો થયો હતો, તે બેલટના પરીણા- બંધમાં વીચાર કરવા બાબત શેઠ વિઠ્ઠલદાસ ડી. ગોવીંદજી, મોતીલાલ કાનજી, લક્ષ્મીદાસ તેરસી વીગેરે તરફથી ચેમ્બરના સભાસદોની એક અસાધારણ સભા બોલાવવાનિ સારૂ રેશન આવેલું હતું. તે સબંધમાં એવો ઠરાવ થયો હતો કે ચેમ્બરના સભાસદોની એક ારણ સભા મંગળવાર તા. ૨૦મી જુલાઈ સને ૧૯૨૦ ને રોજ સાંજના ૪ કલાકે ટા.) બોલાવવી. શેઠ લખમીદાસ રવજી ટેરસીએ સુચના કરી હતી કે હાલ તુર્ત બેલટ પેપરો રદ ન કરતા જાળવી રાખવા આ સુચના અમલમાં મુકવાનો ઠરાવ થયો હતો.

૮ ઑ. મી. હેઇલી ફીનેન્સ મેમ્બર મુંબાઈ પધારવાના હોવાથી તેઓની ચેમ્બર સાથેની મુલાકાતનો પ્રશ્ન નીકળતાં ઠરાવ થયો હતો કે મુલાકાત વખતે કયા ધોરણ ઉપર વાદવીવાદ કરવો તેનો તેઓ મુલાકાતે આવે તે પહેલાં ફીનાન્સ સબ કમીટીને બોલાવીને નીર્ણય કરવો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૩ મી જુલાઈ સને ૧૯૨૦ને રોજ બપોરના બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.—

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
,, સોરાબજી બેદલજી વાર્ડન.
,, હંસરાજ વાલજી ઠાકરસી.
૨.,, સુર્ય પાચસોની લેઈ ી.
ફેરવવામાં આવ્યો હતો. ગ્રીવજી.
તથા સેક્રેટરીની સંમતીથી ?
એક પત્ર લખી જણાવ

શેઠ ફીરોઝ જે. બીલીમોરીયા.
,, જેઠમલ નારણદાસ.
,, ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, મનસુખલાલ એ. માસ્તર
,, લાલજી ગોવિંદજી.
,, બી. એફ. માદન.
,, વીઠલદાસ દામોદર ગોવીંદજી.

તો તે ભેટ આભાર સહીત તા. ૨૨ મી જુનને રોજ મળેલી સભાની મીનીટો જે સભાસ- ી તે પસાર કરવામાં આવી હતી.

---

૯: ...ની રંગીન લાદીઓ સફાઈદાર અને મજબુત

૨ ઇન્ડીયન રેલ્વે કોનફરન્સ એસોશીએશનના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો. કોનફરન્સની બેઠક બેંગલોર મુકામે તા. ૨૮મી જુનથી મળનાર છે તે પ્રસંગે કમીટીને વ્યાજબી વીશય ઉપર સુચના કરવી હોય તો તેમ કરવાની ભલામણ કરેલી હતી. તે પર એક તાર કરવાનો ઠરાવ થયો હતો કે રેલ્વેના ભાડાના દર વધારવાની યોજના ચર્ચાવાની એવી લોકમા જે વાત ફેલાયેલી છે તે વાત જો ખરી હોય તો તે વીશે કમીટીની એવી દર્શ કે કે વેપારી વર્ગના અભીપ્રાય જાણ્યા વગર એ વીશે વીચાર કરવો નહી જવાબમા પત્ર આવ્યો હતો કે કોનફરન્સમાં તે વીશય ચર્ચાવાનો નથી. તેમ તેને તે વીશય ઉપર નીર્ણય કરવાનો પણ નથી કારણ કે તે ફકત સલાહકારક મંડળ તરીકેજ સ્થાપવામાં આવ્યું હતું આ પત્ર નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૩ ધી ગુજરાત હોઝીઆરી ફેકટરીમા વપરાતી સોયો ઉપર વધારે લેવામા આવતી જકાત સંબંધમાં કમીટી તરફથી કલેકટર ઓફ કસ્ટમ્સને પત્ર લખ્યો હતો તેના જવાબમા મળે પત્રની નકલ ફેકટરીના માલીક ઉપર મોકલી આપતા તેઓ તરફથી ફરીથી પત્ર આવ્યો હ અને કમીટીની દાદ માગી હતી. ઠરાવ થયો હતો કે તે પત્રમાંથી વ્યાજબી વીગત લઇ ફરીથી કલેકટર ઓફ કસ્ટમ્સને પત્ર લખવો

૪ ઇન્સ્યુરન્સ પોલીસી ઉપર સ્ટાપ તરીકે "રેવન્યુ એડહીસીવ સ્ટેમ્પ" વાપરવા છુટ થવી જોઇએ એવી કરાંચી ચેમ્બર ઓફ કોમર્સ તરફથી ના. સરકારને ભલામણ કરવા આવવાથી તેઓએ કરાચી ચેમ્બર ઓફ કોમર્સના પત્રની નકલ ધીડી હતી અને કમીટી અભીપ્રાય માગેલો હતો. ઠરાવ થયો હતો કે કમીટીની તે ભલામણ તરફ સંમતી છે તે મ લબનો પત્ર ના. સરકારને લખી જણાવવો.

૫ રીવર્સ કાઉન્સીલનું વેચાણ ચાલુ રાખવાના સબંધમા કરાંચી ચેમ્બર ઓફ કોમ તરફથી જે ભલામણ ના. સરકારને કરવામા આવી હતી, તે સંબંધમા એક સમાચાર તરફ કમીટીનુ લક્ષ ખેંચવામાં આવ્યું હતુ અને પ્રોટેસ્ટ કરવાની ભલામણ કરી હતી. ઠરાવ થ હતો કે તે મતલબનો પ્રોટેસ્ટ ના. સરકારને લખી જણાવવો.

૬ ઓસ્ટ્રેલીયન ટેરીફના સંબંધમાં તથા ફ્રાન્સની સરકારે શોખની ચીજોની આયા ઉપર જે અંકુશ મુકયો છે તે સંબંધમાં ના સરકાર પર જે પત્ર કમીટી તરફ લખવામા આવ્યો હતો તેના જવાબમા ના. હીંદી સરકારના વાણીજ્ય ખાતા તરફ પત્ર આવ્યો હતો કે શોખની ચીજોની આયાત ઉપર ફ્રાન્સની સરકારે જે અંકુ મુકયો છે તેથી યુનાઇટેડ કીંગડમમા જે અસર થશે તેના પ્રમાણમાં હીંદુસ્થાના વેપાર ઉપર ઘણી ઓછી અસર થવાનો સંભવ છે. વધારામા જણાવ્યું હતું કે બોર્ડ ઓ ટ્રેડ તરફથી યુનાઇટેડ કીંગડમમાથી "ટુ ઓરડર" જે માલ જાય તે માલ આયાત કરવા છુટ મળવી જોઇએ તે મતલબની ભલામણ કરવામાં આવનાર છે. ઓસ્ટ્રેલીયન ટેરીફ સંબંધમાં જણાવ્યું હતું કે યુનાઇટેડ કીંગડમને "પ્રેફરન્સ" નો લાભ મળનાર છે પ હીંદુસ્થાનને માટે જ્યા સુધી ઇમ્પીરીયલ પ્રેફરન્સના વીશય ઉપર વીચાર કરવા સારૂ સ્થપાએલ કમીટીના રીપોર્ટ ઉપર ના. હીંદી સરકાર એક નીર્ણય ઉપર આવી નથી ત્યા સુધી તે સંબંધ ઓસ્ટ્રેલીઆની સરકાર સાથે પત્ર વ્યવહાર કરવાનુ ના સરકારને વ્યાજબી લાગતુ નથ આ પત્ર કમીટી આગળ રજુ થતા ઠરાવ થયો હતો કે "ઓરડર" ગુડસના સંબંધ હીંદુસ્થાનને પણ તેની છુટ મળવી જોઇએ અને ચાંમડાંની નીકાસ ઉપર વળતર આપતી વખ

ઓસ્ટ્રેલીઆને "પ્રેફરન્સ સ્કીમ" માં દાખલ કરેલું હતું તો તે ન્યાયે હીંદુસ્થાનને પણ ઓસ્ટ્રેલીઅન ટેરીફનો લાભ મળવો જોઇએ એ મતલબનો પત્ર ના. સરકાર પર લખી મોકલવો.

૭ તા ૬-૭-૧૯૨૮ ને રોજ પુરા થતા સભાસદોના બેલટના પરીણામ ઉપર શેઠ વીઠ્ઠલદાસ દામોદર ગોર્ધનદજી તરફથી સ્કુટીનીઅર તરીકે એક રીપોર્ટ કમીટી સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો. ઠરાવ થયો હતો કે તા. ૨૦ મી જુલાઇને રોજ જે જનરલ સભા મળનાર છે ત્યા સુધી તે સવાલ મુલતવી રાખવો.

૮ બ્રીટીશ ઇસ્ટ આફ્રીકામાં જમીનના વેચાણના સબંધમાં દેશીઓના હક વીરૂદ્ધ જાય તેવી કેટલીક શરતો ઓફીસીએલ ગેઝેટમાં પ્રગટ થએલી હોવાથી તે તરફ ચેમ્બરના એક સભાસદ તરફથી કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. વીશય ઇસ્ટ આફ્રીકન સબ કમીટીમાં રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૯ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની મુંબઇ તરફ આવતી મેલ ટ્રેનના હાલના ટાઇમ અનુકુળ નહીં હોવાથી તે તરફ એક સભાસદ તરફથી કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું અને તે સંબંધમા જનરલ ટ્રાફીક મેનેજરને લખવાની ભલામણ કરી હતી. ઠરાવ થયો હતો કે ટ્રાફીક મેનેજરને પત્ર લખી જણાવવો કે પ્રથમના અનુકુળ ટાઇમ રદ કરીને હાલના અસગવડ ભરેલા ટાઇમ રાખવાનાં તેઓને શાં કારણ છે?

૧૦ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે કંપનીની મીટર ગેજ લાઇન ઉપર ભાડાના દરમાં જે વધારો કરવામાં આવ્યો છે તે સંબંધમાં મી. મણીલાલ અમથાલાલ તરફથી પત્ર આવ્યો હતો અને તે સામે પ્રોટેસ્ટ કરવાની ભલામણ કરી હતી વળી આ સબંધમાં પેસેન્જર રીલીફ એસોસીએશનના સેક્રેટરી, મી. જીવરાજ ગોકલદાસ નેણસી તરફથી પત્ર આવ્યો હતો કે તેઓનો એક "પબ્લીક મીટીંગ" બોલાવવાનો વીચાર છે તો તે સંબંધમા ચેમ્બર તરફથી ટેકો મળશે એવી આશા છે. પત્રો કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે સંબંધમાં કંપનીના એજંટને લખી ખુલાસો મંગાવવો અને તે દરમીઆન પત્રો ઉપર વીચાર મુલતવી રાખવો.

૧૧ ઇન્ડીઅન કેરીઅર એક્ટ સુધારવાના સંબંધમાં નામદાર સરકાર તરફથી જે પત્ર આવ્યો હતો તે ઉપર વીચાર કરવા સારૂ કમીટીની આગલી મીટીંગ વખતે એક સબ કમીટી નીમવામાં આવી હતી. તે સબ કમીટી તરફથી નવો સુધારો અમલમાં મુકવાની તરફેણમાં અભીપ્રાય થવાથી તે મતલબનો પત્ર ના. સરકારપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ ઓ. મી. પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ ઉપર ચેમ્બર તરફથી કેનેડામાં એજન્ટ નીમવાના સંબંધમાં મી. એમ. પી. મરચન્ટ તરફથી એક પત્ર આવેલો હતો. તે પત્ર કમીટીની જાણ સારૂ રવાના કરવામાં આવ્યો હતો. ઓ. શેઠ પુરૂશોત્તમદાસ કમીટીમાં હાજર નહીં હોવાથી તે પત્ર ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૧૩ સર શાપુરજી ભરૂચાના ખેદજનક મરણ માટે દીલસોજી બતાવનારો એક પત્ર તેઓના કુટુંબ ઉપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૪ ચેમ્બરની ત્રીજી ત્રીમાસીક સભાનો પ્રશ્ન કમીટી આગળ રજુ થવાથી ત્રીજી ઓગષ્ટ સને ૧૯૨૮ ને રોજ ત્રણ વાગે (સ્ટા. ટા.) ભરવાનો ઠરાવ થયો હતો. શેઠ માવજી ગોવીંદજી તરફથી ચેમ્બરની કમીટીની ચુંટણીના સંબંધમાં કેટલોક સુધારો દર્શાવનારો જે પત્ર પ્રથમ

આવ્યો હતો અને જે કેટલાક સુધારા સાથે કમીટીએ સ્વીકાર્યો હતો તે પત્ર તે સભા વખતે રજુ કરવાનો ઠરાવ થયા હતા.

૧૫ શેઠ સુરજમલ લલ્લુભાઈ તરફથી પત્ર આવ્યો હતો કે કોઈ પણ બહારનો શખ્સ કમીટીની મુલાકાતે આવે અને તે વખતે જે વીશય ચર્ચાવવાનો હોય તે ઉપર દરેક સભાસદે કમીટીનાજ અભીપ્રાય રજુ કરવા અને પોતાના અંગત વીચાર રજુ કરવા નહીં. સુચના વ્યાજબી છે તે મતલબનો તથા ભવિષ્યમાં કમીટીના સભાસદોની જાણ સારૂ તે સુચના "રેકર્ડ" ઉપર રાખવાનો ઠરાવ થયો હતો.

૧૬ ચેમ્બરને સારૂ ટેલીફોન લેવાના સંબંધમા ઠરાવ થયો હતો કે એક મુખ્ય ટેલીફોન ઓફીસના રૂમમા અને એક ટેબલ ટેલીફોન સેક્રેટરીના રૂમમાં લેવો. તે સારૂ ખર્ચના રૂ ૨૫૦ મંજુર થયા હતા.

૧૭ ચેમ્બરના કેટલાક સભાસદો તરફથી વાર્ષીક ફી નહીં મળવાથી તેઓના સંબધમા વીચાર કરતાં ઠરાવ થયો હતો કે તેઓને એક મહીનાની મુદત આપીને વાર્ષીક ફીના પૈસા મોકલાવવા વીનંતી કરવી અને જો એક માસ દરમ્યાન પસા ન આવે તો તેઓનાં નામ સભાસદના લીસ્ટમાંથી કમી કરવાં.

૧૮ લેડી નોર્થકોટ હીંદુ ઓરફનેજના કેશવજી નથુ સેલર પ્રેસના મેનેજર તરફથી પત્ર આવ્યો હતો કે છપામણી, માલ, મજુરી વીગેરેના વધતા ભાવોને લીધે તેઓનાથી પ્રથમના ભાવે ચેમ્બરનું માસીક છાપી શકાય તેમ નથી તો તેના ભાવમા વધારો કરી આપવો. ઠરાવ થયો હતો કે તેઓને સેક્રેટરીને રૂબરૂ મળવાને લખવું અને તે વખતે સેક્રેટરીને વ્યાજબી લાગે તેટલો વધારો કરી આપવો.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---



---

# ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો.

G.

1611 List of Books added to the Library of the Railway Board March 1920.

1612 Record of the Geological Survey of India Volume LI Part I of 1920

1613 Bulletin No. 2 Department of Industry Bombay Presidency, utilisation of Bitterns.

1614 Cotton Pressing Factories and Cotton Spinning Mills in India 1918-19 ( 2 Copies )

1615 Papers relating to the Second Revision Settlement of the Akola Taluka of the Ahmednagar District ( 2 Copies. )

1616 Papers relating to the Second Revision Settlement of the Raver Taluka of the East Khandesh District.

1617 Papers relating to the Second Revision Settlement of the Sevgaum Taluka including the Pathardi Mahal of the Ahmednagar District

1618 Papers relating to the Second Revision Settlement of the Nagar Taluka of the Ahmednagar District.

1619 Administration Report of the Forest Circles in the Bombay Presidency ( including Sind ) For the year 1918-19.

1620 Agricultural Statistics of India Volume II of 1917-18.

1621 Statement Exhibiting the Moral and Material Progress and Condition of India during the year 1917-18.

1622 Bulletin No. 41 of 1920 Note on Practical Salt Land Reclamation by G. S. Henderson.

1623 Bulletin No 94 of 1920 A Preliminary Note on the Behaviour in North India of the first batch of Sugar cane seedling distributed from breeding Station Coimbatore by T. S. Vankatraman B. A.

1624 Foreign Trade of Brazil.

1625 પ્રસિદ્ધી નં. ૪ પેટલાદ ગામની આર્થિક સ્થિતીનું અવલોકન વડોદરા રાજ્ય.

1626 „ „ ૫ ખીલીમોરા ગામની આર્થિક સ્થિતીનું અવલોકન વડોદરા રાજ્ય.

1627 Bulletin No. 2 Forest Resources of Baroda State.

1628 „ „ 1 Mineral „ „ „ „

1629 „ „ 3 Rules for the Development of Commerce & Industry in the Baroda State.

1630 Annual Report of the Department of Commerce & Industry Baroda State 1917-18.

1631 Development of the Industrial Resources of the Mysore State by J. K. Mehta.

1632 Note on the Establishment of a Land Mortgage Bank in Mysore.

1633 A Note on the Improvement in the Collection and Publication of statistics relating to Industries and Trade in Mysore by C. Ranganatha Raosahib B A. B A.

1634 Report of Work done by the Board of Industries & Commerce During the year 1919–20.

1635 The Work af Department Industries & Commerce in 1913–14 by Alfred Chatterten C. I. E.

1636 Bulletin No. 1 The Coming Great Change in Education Lecture by Captain J. W. Petavel at the Mysore Dasara Exhibition 1919.

1637 Bulletin No. 3 Note on the Encouragement of Private Enterprise in Mysore.

1638 Bulletin No 3 of 1912 Notes on some of Industries and Trade of Tiptur

1639 „ „ 4 of 1912 Some observations on the Tanning Industry in Mysore.

1640 Bulletin No 12 The Sugar Industry in Mysore.

1641 „ „ 15 The Generation Power in Mysore.

1642 „ „ 16 The Shri Krishna Weaving Factory at Mysore.

1643 „ „ 18 The Sisul Hemp.

1644 „ „ 21 An Improved Method of Making Jaggery.

1645 „ „ 22 Trade and Commerce in Mysore State for the year 1912–13

1646 Bulletin No 25 Foreign Rail Borne Traffic of the Mysore State for the year 1913–14.

1647 Bulletin No. 29 Report on the Oil and Suction Gas Engines.

1648 „ „ 31 Report on Vegetable Dye Stuffs.

1649 „ „ 33 Foreign Rail Borne Traffic of the Mysore State for the year 1915–16.

1650 Bulletin No 34 The Value of Economic Statistics in India

1651 „ „ 35 Note on Lac Cultivation in Mysore.

1652 The Manufacture of Glue in the Tropics From Tannery Refuse.

1653 Finance and Revenue Accounts of the Government of India for 1918–19.

C

866 Report of the Committee of the Bengal Chamber of Commerce for 1919 Vol I.

867 The Banking Needs of India by Mohanlal Tannan.

868 The Times Trade Supplement Dyes and Chemicals section.

869 Empire Patents.

870 Blue Book of Chicago Commerce 1920.

871 Canadian Trade Index 1920–21

872 Annual Report of the Committee of the Upper India Chamber of Commerce 1919.

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# ચેમ્બરનો પત્રવ્યવહાર.

નં. ટી. ૧૧૧૩ મુંબઇ, તા. ૨-૬-૧૯૨૦

## હીંદી સરકારનાં વેપાર ખાતાંના વડા જોગ.

સીમલા.

મહાશય,

ફ્રાન્સની સરકારે કેટલીક ચીજોની આયાત માટે મનાઇ હુકમ બહાર પાડયો છે તે વીશેની વીગત હીંદી સરકારે તા. ૧૪-૫-૧૯૨૦ ને દીને પ્રગટ કરેલી પ્રેસ નોટમાં આપવામાં આવી છે તે વીશે આ ચેમ્બરની કમીટીનું ધ્યાન ખેંચવામા આવ્યું છે. એ વીશે સંપૂર્ણ વીગત ઇગ્લંડનાં બોર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા. ૬-૬-૨૦ ના અંકમાં આપવામાં આવી છે તે પણ કમીટીએ જોઇ છે. એમા જણાવેલી ચીજોમાંથી કેટલીક હીંદુસ્તાનથી ફ્રાન્સ ખાતે જાય છે એમ અહીં જણાવવાની જરૂર નથી પણ એટલે અંશે આ દેશના નીકાશ વેપાર ઉપર એની અસર પહોંચશે. હીંદના લાભ સંભાળવા માટે આ બાબદમાં હીંદી સરકારે કાંઇ પગલા ભર્યાં છે કે કેમ તે જણાવવાની કૃપા કરશો તો આ ચેમ્બરની કમીટી આભાર માનશે. વળી કેપીટલ પત્રના તા. ૧૫-૫-૧૯૨૦ ના અંકમાં ૧૩૧૯ મે પાને છપાયલા ત્રીજા ફકરા પ્રત્યે કમીટીનું લક્ષ ખેંચવામા આવ્યું છે. એમાં દર્શાવ્યા પ્રમાણે આસ્ટ્રેલીયાની જકાત પદ્ધતીમા ફેરફાર કરવામાં આવ્યો છે કે કેમ તે મારી કમીટી જાણવા અને બને તો એ વીશેના જાહેરનામાની નકલ મેળવવા માગે છે. એ બાબતમા એ હકીકત ખરી હોય તો હીંદી સરકાર કાંઇ પગલાં ભરવા માગે છે કે કેમ તે જાણવાની પણ કમીટીની ઇચ્છા છે.

લી. આજ્ઞાંકીત.
જે. કે. મહેતા.
સેક્રેટરી, ઇંડીયન મર્ચંટસ ચેમ્બર.

---

નં. ૩૩૨૮ સીમલા તા. ૨૩-૬-૧૯૨૦

હીંદી સરકારનાં વેપાર ખાતાંના અંડર સેક્રેટરી તરફથી.

## ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોના સેક્રેટરી જોગ.

મહાશય, મુંબઇ.

તમારા નં. ૧૧૧૩ના તા. ૨-૬-૨૦ના પત્રના જવાબમાં એવું જણાવવાની મને આજ્ઞા થઇ છે કે ફ્રેંચ સરકારે ફ્રાન્સમા મોજ શોખની ચીજોની આયાત માટે મનાઇ હુકમ હમણાં બહાર પાડયો છે તેના સંબંધમા હીંદી સરકારે કાંઇ પગલાં લીધાં નથી અને લેવાનો વિચાર પણ નથી. એ મનાઇની અસર ઇંગ્લંડના વેપાર ઉપર જેટલી થશે તે કરતા બહુજ થોડી હીંદના વેપાર ઉપર થશે પણ ઇગ્લંડની સરકારનાં બોર્ડ ઓફ ટ્રેડને માત્ર એટલુંજ પગલું ભરવાનું વાજબી લાગ્યું કે તેમણે પેરીસ ખાતેના બ્રીટીશ એલચીનું ધ્યાન ખેંચ્યું કે જેથી કોઇએ મંગાવ્યાથી માલ "ઓન ઓરડર" મોકલ્યો હોય તેના સંબંધમા ખાસ ધ્યાન આપીને કાંઇ છુટ મુકવાને ફ્રાન્સની સરકારને સમજાવવાનું બની શકે.

---

આસ્ટ્રેલીયાની સરકારે આયાત જકાતની પદ્ધતીમાં ફેરફાર કર્યાની વાત ખરી છે. એ વીશેની વીગત ઈંગ્લંડની બોર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા. ૨૨-૪-૨૦ના અંકની પુરવણીમાં આપવામાં આવી છે. નવી પદ્ધતીથી ઇંગ્લંડના માલને પસંદગીનો લાભ મળશે. પસંદગીની જકાતની ગોઠવણમાં હીંદુસ્થાને ભળવું કે કેમ તે સવાલ વીશે તપાસ કરવાને માટે થોડા વખત ઉપર કમીટી નેમાઇ હતી અને તેના રીપોર્ટ ઉપર હીંદી સરકાર હમણાં વીચાર ચલાવે છે. એ વીશે નકી નીર્ણય ઉપર આવવા અગાઉ ત્યાંની સરકાર સાથે સંદેશા ચલાવી હીંદના લાભ સંભાળવા પ્રયત્ન કરવો એથી કાંઇ લાભ થવાનો સંભવ લાગતો નથી.

લી. આગ્નાંકીત.

---

## પ્રાંતીક મહેસુલ વીશે ઇંડીયન મર્ચંટસ ચેમ્બર તરફથી નામદાર હીંદી પ્રધાન ઉપર તારનો સંદેશો.

મુંબઇ તા. ૨૮-૬-૨૦

હીંદી સરકાર અને હીંદની પ્રાંતીક સરકારો વચ્ચેની મહેસુલની વહેંચણી વીશે મેસ્ટન કમીટી કરેલી ભલામણોમાં મુંબઇ પ્રાંતને માટે મહેસુલનાં એવાં પુરતાં સાધનો રાખવામાં નથી આવ્યાં કે જેની આવક વધતી રહે. આ ભલામણ સામે ઈંડીયન મર્ચંટસ ચે... કમીટી નમ્રપણે પરંતુ મજબુતીથી વાંધો ઉઠાવે છે. સૌથી સારો માર્ગ એ છે કે દેશની અને પ્રાંતની મહેસુલ જુદી પાડવા માટેનો સ્પષ્ટ નીયમ ઠરાવી દેવો કે સીધા કરથી જે આવક થાય તે પ્રાંતીક ગણાય અને આડકતરા કરથી થતી આવક હીંદી સરકારની ગણાય. મેસ્ટન કમીટીએ કરેલી ભલામણો આપખુદ, તકલાદી, અને મુંબઇ ઇલાકાના હીતને નુકશાન કરનારી છે. આ ચેમ્બરની કમીટી સુચવે છે કે આવક ઉપરનો કર તદન પ્રાંતીક મહેસુલ તરીકે ગણાવો જોઇએ. એની વીરૂધમાં લાવવામાં આવેલા વાંધા પાયા વગરના છે અને ઉપાય થઇ શકે એવા છે. આટલી વાત જો સ્વીકારવામાં નહીં આવે તો રાજકીય સુધારાની શરૂઆત નાણાં સંબંધી દૃષ્ટીએ જોતાં યોગ્ય રીતે નહીં થાય. હીંદી વેપારી આલમ અને પ્રજાને ભય રહે છે કે મેસ્ટન કમીટીના રીપોર્ટથી મુંબાઈ ઉપર એવો અસર થશે કે જેથી પ્રજાકીય પ્રધાનની મુશ્કેલી વધવાથી તેનું કામ કરતાં અટકાવશે. એવા અટકાવ માટે આ કરતાં વધારે ગંભીર અને અસરકાર માર્ગ બીજો ભાગ્યેજ જડત. તેટલા માટે તમને તથા પાર્લામેંટને આથી અપીલ કરવામાં આવે છે કે આ પ્રાંતને આવી રીતે નાણાં સંબંધી અન્યાય થતો દુર કરી સુધારાની ફતેહ માટે તક મળે એવું કરો.

---

એચ. ગોલાર્ડ (મેલબોર્ન) તરફથી મળેલો નીચે પ્રમાણેનો પત્ર નામદાર સરકાર મારફત આ ચેમ્બરને મળ્યો છેઃ—

### વેપારખાતાંના વડા જોગ, મુંબઇ.

મેલબોર્ન તા૦ ૧૯-૫-૨૦.

મહાશય,

હીંદમાં માર્સ બનાવનારાઓમાંથી કોઇને આ બજારમાં પ્રતી... નેમવાની ઇચ્છા એમ આપને ખબર મળે તો તે વીશે અમને વાકેફ કરવાની કૃપા ... શીયા

શ્રી ઓગ્ગ ટાઇલ માર્ટ ૨૧ બેંક શ્રીટ, ...

નાશાએ શોધી કહાડી તેમને અનુકુળ પડતો માલ પુરો પાડવા માટેની ગોઠવણ કરવાનું મને ઘણુંજ સગવડભર્યું છે તેમાં પણ જો મને સોલ એજંટ નેમવામાં આવે તો શરૂઆતનો જે ખર્ચ થાય તે કરવા માટે મને વધારે હીંમત આવે એટલાં કારણથી હું એવી ગોઠવણ વધારે પસંદ કરૂં છું. આસ્ટ્રેલીયા તથા ન્યુઝીલાંડમાં સઘળાં મુખ્ય સ્થળોએ મારા કામ માટેની ગોઠવણ છે અને તેથી જે કાંઈ વેપાર મારે હાથ આવે તેમાં સહુથી સરસ પરીણામ હું લાવી શકું એવી મારી ખાતરી છે. માલ ખરીદી લેવો અથવા કમીશનથી વેચવો એ બેઉમાંથી જે માર્ગ માલ મોકલનારને અનુકુળ હોય તે માર્ગ સ્વીકારવાને હું તૈયાર છું. હીંદથી આસ્ટ્રેલીયા આવતા માલના નમુના તથા ભાવ વીશેની વીગત મેળવવાની મારી ઇચ્છા છે.

લી૦ આજ્ઞાંકીત.

---

નં૦ ૬૭૮૪-૨૧ બી — મુંબાઇ, તા. ૨૨-૭-૨૦.

ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરો જોગ.

મુંબઇ.

મહાશયો,

ગોદીમાંથી કીમતી સામાનની ચોરી વારંવાર થાય છે તે વીશે હું તમને લખવા માગું છું.

૨ તપાસ કરતાં મને માલમ પડે છે કે કસ્ટમ્સ માટેની તપાસ લેવાના હૉલમાંથી કાપડ તથા કીમતી રેશમી માલ ચોરાવાની ફરયાદ કરવામાં આવે છે જો કે એ ફરયાદ પોલીસ પાસે કરવામાં આવતી નથી. દેખીતું છે કે જ્યારે વેપારીઓ પેકેજ ખોલે તે પછી અને તપાસ બાદ ફરીથી તે બંધ કરે તે અગાઉ એવી ચોરી થાય છે. મને લાગે છે કે એ અરસામાં વેપારીઓ કાંઇ બીજી જગાએ જવા માટે એ જગા છોડે છે. હું તેટલા માટે સુચવવા ઇચ્છું છું કે સઘળા વેપારીઓને ચેતાવવા જોઇએ કે તપાસ લેવાના હૉલમાં માલ પડયો હોય તે દરમ્યાન તેની સંભાળ લેવાની જોખમદારી તે વેપારીઓની છે અને જો તેમને તે હૉલની બહાર કાંઇ કારણ-જવું પડે તો તેમણે કોઇ બીજાને એ માલની સંભાળ સોંપવી જોઇએ.

૩ મને એમ પણ જણાવવામાં આવે છે કે પોર્ટ ટ્રસ્ટના શેડમાંથી પણ ઘણો માલ ચોરાઇ જાય છે જેની પોલીસને ખબર પણ પડતી નથી. એમ થવાનું કારણ એવું ધારવામાં આવે છે કે માલનું કન્સાઇનમેંટ મળ્યાની પહોંચ વેપારીઓ આપે છે અને પછી સાંજ સુધીમાં તેમાંથી કેટલોક માલ લઇ જવાનું બનતું નથી તો તે પોર્ટ ટ્રસ્ટના શેડમાં રાતે રહેવા દે છે. જો આ વાત ખરી હોય તો તેનો ઇલાજ એ છે કે જેટલો માલ સાંજ પહેલા લઇ જઇ શકાય એમ હોય તેટલાને માટેજ પાવતી આપવી અને બાકીના માલને માટેની પહોંચ આપવાની ના પાડવી.

૪ ગોદીમાં થતી ચોરીઓ કાંઇ મોટી અથવા ગંભીર પ્રકારની હોતી નથી તેમ છતાં કીમતી માલની મોટી ચોરીઓ થવાની અફવાઓ ઉડે છે તે હું સમજી શકતો નથી. હું તે સાથે એમ પણ સમજી શકતો નથી કે જો એ અફવા ખરી હોય તો વેપારીઓ શા માટે એ ચોરીઓ વીશે પોલીસને ખબર આપવાનું પસંદ કરતા નથી.

૫ આ બાબદમાં તમે મને કાંઇ સલાહ આપશો તો હું ખુશી થઇશ.

લી. તમારો તાબેદાર સેવક,

ડેપ્યુટી પોલીસ કમીશનર.

---

# દારેસલામ, ઊપર (Upper Country) એટલે ટાંગાનેકા ટેરીટરી, અને જર્મનીની જુની નવી નોટો.

---

સને ૧૯૨૩ ની સાલથી, પુર્વ આફ્રિકામાંના, હિન્દી-હકોને જબરજસ્ત ધક્કો લાગવા માંડેલ છે, અને તે માટે, અતુલ સાહસ, સામટું પરિબળ, અને અથાગ શ્રમ વડે હિન્દી સજ્જનોની જે શક્તિયો છે, તે દ્વારા, અનાજ, બહાર પાડવામાં આવે છે, અને અત્યારે, હકોની પરિસ્થિતિ સમજવાને માટે, ઘણો વર્ગ, ઐકયના મજબુત તાંતણે બંધાઈને એકત્ર થયેલ છે, જે બીના, સહજ અભિમાન સ્ફુરાવે તેવી છે. દારેસલામ અને આસપાસનો ભાગ, જે ખતમ થયેલ મહાન લડાઈ દરમ્યાન માનવંતા બ્રિટિશ સરકારે બહાદુરીથી વશ કરેલ છે જ્યાં, નામદાર બ્રિટિશ સરકારની શીતળ છાંયા તળે આપણા હિન્દી તેમજ ઇતર ગૃહસ્થો જીવન નિર્વાહ ચલાવ્યે જાય છે. અસ્તુ.

હવે જર્મન રાજ્ય જ્યારે હસ્તિ ધરાવતું હતું ત્યારે જર્મન નોટો અને જર્મન રૂપીયા ચાલતા હતા. તે રાજ્ય નષ્ટપ્રાયઃ થઇ ગયું, અને જર્મન લોકો ચાલ્યા ગયા ત્યારે પ્રજાને તાત્કાળીક નવી નોટો બનાવીને રૂપીયાને બદલે આપતા ગયા એટલે જુની અને નવી બન્ને પ્રકારની નોટો દરેક માણસો પાસે લગભગ થઇ.

હવે મજકુર શહેર અને ગામોમાં જર્મનીના રૂપીયાનું ચલણ છે, પણ નોટોનું મુદલ ચલણ નથીજ. બાપડા હિન્દી વ્યાપારી અને નોકરો જે કમાયા હતા તે સઘળું નોટોમા (German old & new Notes) માં સમાયું એટલે હવે એ નોટોનું ચલણ નહિં હોવાથી, જેમ જુના લુગડાંનાં પોટકાં બાંધી મૂકવામાં આવે છે, તેમ પોટકાની માફક નોટોના થોકડાઓને બાંધીને સુરક્ષિત સ્થિતિમાં મૂકવામાં આવેલ છે. આવા સંજોગો ઉપસ્થિત થયેલ હોવાથી વ્યાપારને જબરજસ્ત ફટકો લાગવાની સાથે, ઘણી નિરાશાઓ ઉપસ્થિત થયેલ છે, તેમ વળી હુંડિયામણ (exchange) ને લીધે સહનશીલપણાની હદજ રહી નથી. કહો કે આવી કફોડી સ્થિતિમાં વ્યાપાર કેવી રીતે ઉન્નત દશાને પામે ? પ્રજા આબાદ કેવી રીતે થાય ?

નોટોના સંગ્રહથી મધ્ય વર્ગના લોકો ઘણીજ ગરીબ હાલતમાં પણ આવી પડેલ છે; જ્યારે જુની નોટો પાસે નવી નોટોની કાંઇ કિંમ્મત થઈ શકતી નથી એટલે જુની કરતાં નવી નોટો વજન વિનાની અને ઓછી કિંમ્મતની છે

હું જો ન ભુલતો હોઉં તો ત્યાંની નામદાર સરકારે બે ત્રણ વખત કલેઇમ્સ Claims માગેલ હતી, અને પ્રજાએ માનપૂર્વક રજુ પણ કરેલ હતા, છતા હજુ સુધી કાંઇ નિવેડો આવેલ હોય તેમ જાણી શકાતું નથી.

નામદાર સરકાર સાહેબ, તેમજ ત્યાંના માનવંતા ગવર્નર સાહેબ, નામદાર ડી પી એમ સાહેબ તથા અન્ય માનવંત અમલદાર સાહેબો, નોટો માટે કાંઇક યોગ્ય કરશે તે અત્યન્ત ઉપકાર થશે દારેસલામની એસોસિએશન પ્રશંસનીય કાર્ય કરતી હતી અને હજુ પણ કરે જ છે, તો તેના માનવંતા હોદેદાર સાહેબોને મ્હારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે આ નોટોનો સવાલ

---

ફેલવા માટે પોતાથી બનતું કરવું. નોટોનો નિવેડો આવશે અથવા તે રાજ્યમાં ચલણ થશે ત્યારે વ્યાપાર ખીલવા સાથે તે સંસ્થાન Colony ભરપૂર આબાદ થશે તો મજકુર બાબતનો ઘટતો વિચાર કરવા માટે, ત્યાંની તેમજ હિન્દની લાગવગ ધરાવનારી જવાબદાર સંસ્થાઓ જરૂર કાંઇક કરશે તો ત્યા હિન્દી તેમજ ઇતર પ્રજા ઉપર બહુજ અહેશાન થશે.

માનવંત 'ચેમ્બર ઓફ્ કોમર્સ'ના માનવંતા હોદ્દેદાર સાહેબોને પણ માનપૂર્વક નમ્ર અરજ છે કે આ બાબત માટે જરૂર કાંઇક સવિનય પગલાં ભરી ઘટતું કરવા ચુકવું નહિં.

રાજા પ્રજા ઉભયની આબાદી ઉભયના સાત્વિક સંતોષ ઉપર અવલંબે છે. અસ્તુ.

લી. દારેસલામની હિન્દી પ્રજાનો સેવક,
ગુલાબચંદ મુળચંદ બાવિશી, હેડમાસ્તર.

---



---

# મુંબઇના કસ્ટમ્સમાં આફ્રિકાથી આવતા ઉતારૂઓ માટે કરવી જોઇતી વ્યવસ્થા.

(૧) દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાના બંદરેથી જ્યારે જ્યારે સ્ટીમરો આવે છે, ત્યારે ત્યારે, કુમ્પની તરફથી અલેક્ઝાન્ડ્રા ડોકમાં લઇ જવામાં આવે છે, જે વખતે, પહેલેથી ત્રીજા વર્ગના ઉતારૂઓનો સામાન કસ્ટમ્સમાં લઇ જવા માટે, નંબર લગાડેલા મજુરો, ખાસ કુમ્પની તરફથી, ઉપર આવે છે કાંઇપણ પૈસા લીધા સિવાય સ્ટીમર ઉપરથી, કસ્ટમ્સમાં સામાન લઇ જવો, તેવું ખાસ ધોરણ છે; છતાં, કેટલાક મજુરો ઉતારૂઓ પાસેથી છેતરીને પૈસા પડાવે છે જે માટે અટકાયત થવાની જરૂર છે.

(૨) બાળ, યુવાન, અને વૃદ્ધ ઉતારૂઓને કસ્ટમ્સના હૉલની બ્હાર, સખત તાપમા બેસી રહેવુ પડે છે, અને પહેલા બીજા વર્ગના ઉતારૂઓના સામાનની તપાસ થઇ રહે છે ત્યાર પછી ત્રીજા વર્ગના ઉતારૂઓને કસ્ટમ્સમાં દાખલ કરે છે, તો, સામાન તપાસનાર ઓફીસર વર્ગનો વધારો કરી, ત્રણે વર્ગના ઉતારૂઓને એકી સાથે જુદા જુદા હોલમા દાખલ કરી સાથે જ તપાસ થાય તો વધારે આશીર્વાદ રૂપ થઇ પડે તેમ છે.

(૩) કાયદા મુજબ, દક્ષિણ આફ્રિકામાથી પાઉન્ડસ, (સોનાના સિક્કા) લાવી શકાતા નથી અને તે માટે હુ જાણું છું ત્યાં સુધી સખત પ્રતિબંધ છે, જેથી દક્ષિણ આફ્રિકાના ઉતારૂઓની કાળજી ભરી તપાસ Inspection and Examination થાય છે." જે તપાસ કાયદા મુજબ ઠીક થાય છે, પણ વધારે સખતાઇ ભરી અને ઝીણવટથી થાય છે જેથી ટ્રાફીકને ગભરાટ તે વખતે ઉપસ્થિત થાય છે, તો નામદાર સરકારે એવી ગોઠવણ કરવાની જરૂર છે કે દક્ષિણ આફ્રિકાના પ્રત્યેક બંદરે એવી નિયમિત અને મનપસંદ ગોઠવણ કરવી કે જેથી મુંબઇના બંદરે જરા પણ હાડમારી, તકલીફ કે હાયવોય ઉપસ્થિત થાય નહિ.

(૪) દક્ષિણ અને પૂર્વ આફ્રિકાના ઉતારૂઓને એકજ મ્હોટા હોલમાં દાખલ કરવામ આવે છે, દક્ષિણના ઉતારૂઓની તપાસ લાંબા સમય સુધી ચાલતી હોય, ત્યારે પૂર્વના ઉતારૂઓને, ઉંચા શ્વાસે બેસી ઉભા રહેવુ પડે છે, તો પૂર્વ અને દક્ષિણના ઉતારૂ ગૃહસ્થોની તપાસ માટેના હોલના જુદા જુદા ભાગલા અને તપાસ કરનાર ઓફીસર વર્ગનો વધારો કરી નાખવાની ખાસ જરૂર છે કે જેથી પૂર્વના ઉતારૂઓ વેળાસર કસ્ટમ્સમાંથી નવરા થઇ શકે જો કે હિન્દી ઉતારૂ ગૃહસ્થોનો સામટો પ્રશ્ન વિચારીયે તો, ઘણા ફેરફાર કરવાની આવશ્યકતા જણાય, પણ તે કાર્યનુ સ્વરૂપ મ્હોટુ હોવાથી, હાલ તુરત આટલા સુધારા, માનવંતા કસ્ટમ્સ ઓફીસર સાહેબો, અને નેવીગેશન કુમ્પનીના અધિકારી સાહેબો કરે, તો પણ હુવારૂપજ થઇ પડે તેમ મારૂં ધારવું છે. અસ્તુ આ માટે માનવંતા ચેમ્બર ઓફ કોમર્સનુ પણ હુ બહુજ માનપૂર્વક ધ્યાન ખેંચી, ઘટતુ કરવા વિજ્ઞપ્તિ ગુજારૂં છું.

આશાવાદી અને પુરૂષાર્થી મનુષ્યોજ વિજયનું દ્વાર ખોલી શકે છે. આમીન

લી. આજ્ઞાપાળક સેવક,
ગુલાબચંદ મુળચંદ બાવિશી.
દારેસલામવાળા હેડમાસ્તર

ધી ઓરિએન્ટ ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# હાલની ઔદ્યોગીક ચળવળના સંબંધમાં કરવાનું કાર્ય.

ધી ટેકનોકેમીકલ રીસર્ચ લેબોરેટરી ( દેહરાદુન ) વાળા ડૉકટર હરીશ્ચંદ્ર અમને અંગ્રેજીમાં એક લેખ લખી મોકલે છે જેનો સારાંશ નીચે પ્રમાણે છે:—

હીંદની પ્રજાનો સ્વભાવ કેવો છે તે સંબંધી માહીતી માટે ઇતીહાસ જોતાં માલમ પડે છે કે ઉન્નતીની ટોચે પહોંચવા માટેનો ઉત્સાહ અને પરાક્રમ તેમનામાં છે પણ તેઓ જે જે માર્ગે જાય છે તેને વીશે પહેલેથી પૂરો વીચાર કરેલો હોતો નથી જેથી પરીણામે ખોટ જાય છે. તેમ છતાં તેઓ એ માર્ગ બદલતા નથી. ઘણા વરસ અગાઉ સ્વદેશીનો પવન વાવા માંડયો. તેનો આધાર સ્વદેશાભીમાન ઉપર હતો પણ એ પ્રવૃત્તી ઝટ પડી ભાગી કેમકે જો હીંદી માલ-ભાવમાં તથા જાતભાતમાં બીજા માલ સાથેની હરીફાઇમાં ટકી ન શકે તો થોડાક સ્વદેશભક્તોની મદદથી કાંઇ ઉદ્યોગ ટકાવી શકાય નહીં. પણ હમણાં જે ઔદ્યોગીક ચળવળ ચાલી રહી છે તે આવકારદાયક છે અને તે ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે મોટાં શહેરોમાં હીંદના ઉદ્યોગોને સારા પાયા ઉપર મુકવા માટે જોઇતી થાપણ મળી શકે છે; પણ આ બાબદ એટલી અગત્યની છે કે તેના સંબંધમાં ચેતવણી આપવી યોગ્ય થઇ પડશે.

કેટલાક ઉદ્યોગોમાં માત્ર બળનોજ ઉપયોગ હોય છે જ્યારે બીજા કેટલાકમાં રસાયણ વિદ્યાનું કામ પડે છે. આ બીજા પ્રકારના ઉદ્યોગો પહેલા પ્રકારના ઉદ્યોગો કરતાં વધારે નફાકારક નીવડે છે અને તેનું કારણ એ છે કે એમાં જે ફતેહ મળે છે તે કુદરતની કૃપાથીજ મળે છે. તેમ છતાં એવા ધંધામાં નફો થવાનો સંભવ છે એવી ખાતરી મેળવ્યા વગર તેમાં નાણાં રોકવાનું જોખમ ઉઠાવવું યોગ્ય નથી માટે નાણાં રોકનારાઓને અમારી એ સલાહ છે કે જે ધંધા કે ઉદ્યોગમાં પડવા માગતા હો તેની વેપારી બાજુ વીશે તથા તેમાં જોઇતી કામગીરી સંબંધી બાજુ વીશે પૂરી ખાતરી કર્યા પછીજ એમા નાણાં રોકજો. એ ઉદ્યોગોમા જે કામગીરી રહેલી હોય છે તે કેવા પ્રકારની છે અને આપણો ધારેલો હેતુ તેથી કેટલો સરી શકે તેમ છે ને જોવા માટે પ્રયોગો વગેરેથી તપાસ લેવી પડે છે તેમાં ખરચ થાય છે પણ એનો ખરચ ગણત્રીમાં લેતાં એજ કામ મોટા પાયા ઉપર ઉપાડતી વેળા નફાને જોખમ ઓછું પડે છે માટે એવી બાબદોમાં જેની સલાહ લો તેની લાયકાત અને અનુભવનો વીચાર કરજો અને સારી લાયકાતવાળા અનુભવીને પસંદ કર્યા પછી તેને નમુના પુરા પાડી તેની પાસે પ્રયોગો કરાવજો. હીંદમાં કેટલી તરેહનો માલ પેદા થાય છે અને તેને કેટલી રીતે ઉપયોગમાં લઇ શકાય છે તે વીશેનું જ્ઞાન તથા અનુભવ હશે તે આવી બાબદમાં સહેલાઇથી સલાહ આપી શકશે.

---

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા કયાં જશો ?

# વેપારી પુછપરછ

—:※:—

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કોન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી પુછપરછને લગતી વીગત આપીશું અત્રેના કોઈપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઈપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમા દાખલ કરીશું. પુછપરછની ખબર મોકલનારનાં નામ, વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ, તથા વેપારનો વિષય નીચે પ્રમાણે છે —

૧ ૩૪ બીરીયામાં એલેપ્પો ખાતેની એક પેઢી સુતરાઉ તથા રેશમી માલ નીકાશ કરનારા હીંદી વેપારીઓ માટે આડત્યા થવા ઇચ્છે છે

,, ૩૫ સ્મીરનાની એક પેઢી સુતરાઉ દોરા નીકાશ કરનાર સાથે કામ પાડવા માગે છે.

,, ૩૬ સાઇપ્રસ ખાતેની એક પેઢી ઘઉનો લોટ, અને ખાંડ બનાવનારા તથા નીકાશ કરનારા હીંદી વેપારીઓ સાથે કામ પાડવા ઇચ્છે છે.

,, ૩૭ હોલંડ ખાતેનો એક ખબરપત્રી હીંદની પેઢીઓ તરફથી યુરોપમા અને ડચ ઇસ્ટ ઇંડીઝ (જાવા સુમાત્રા વગેરે) મા આડત્યા થવા ઇચ્છે છે.

,, ૩૮ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામા સીએટલ ખાતેની એક પેઢી હીંદથી સોયાબીન દાણા અને કોપરાની નીકાશ નીયમીત રીતે કરી શકે એવા વેપારીઓ સાથે સંબંધ બાંધવા માગે છે.

,, ૩૯ આસ્ટ્રેલીયામા બ્રીસ્બેન ખાતેની એક પેઢી ચામડાં તથા રૂના નીકાશ કરનાર સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

,, ૪૨ ન્યુઝીલેન્ડ ખાતેની એક પેઢી શાહુડીના પીછા (કવીલ) પુરા પાડનારાઓના નામ માગે છે

,, ૪૩ માન્ચેસ્ટરની એક પેઢી રંગવાના કામમા ઉપયોગી થાય એવી ચીજો, શુંદર, તેજાના, દવા, અનાજ વગેરે નીકાશ કરનારી હીંદી પેઢીઓ તરફથી કમીશને કામ કરનાર આડત્યા થવા માગે છે.

,, ૪૪ કેનેડામા ટ્રેન્ટો ખાતેથી પુછાવનારા ફળ તથા સુકી અથવા તાજી માછલી પુરી પાડનાર સાથે સંબંધ બાંધવા માગે છે.

,, ૪૭ કરાંચી ખાતેથી પુછાવનાર અબરખ પુરૂં પાડે એવા વેપારીઓના નામ માગે છે.

,, ૫૦ અલજીર્સ ખાતેની એક પેઢી પાઘડીઓ માટેનું કપડું પુરૂં પાડનાર સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

,, ૫૧ મોંટ્રીલ ખાતેની એક પેઢી કેનેડા ખાતે પ્રતીનીધી નેમવા માગતી હોય એવી હીંદી પેઢીઓ સાથે કામ પાડવા માગે છે.

---

ધી બોમ્બે ટાઈલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ

૬૩ મોંટ્રીલ ખાતેની એક પેઢી હીંદથી રંગવાના કામની ચીજો, તેલ, ગુંદર વગેરે નીકાશ કરનાર સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે.

૬૪ ટોરોન્ટો ખાતેની એક પેઢી હીંદના જે વેપારીઓ કેનેડા તથા યુનાઇટેડ સ્ટેટ્સ સાથે ઉન, ચામડાં, તથા રૂવાંનો વેપાર કરવા માગતા હોય તેમની સાથે પત્રવ્યવહાર ઇચ્છે છે.

૬૫ કલકત્તાની એક પેઢી "બોન ચારકોલ" પુરો પાડનારનાં નામઠામ માગે છે.

૬૬ કોલંબો ખાતેની એક પેઢી સુકાં મરચાં, ભોંયસીંગનું તેલ, તલનું તેલ, તથા કોપરાનું તેલ નીકાશ કરનાર સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

૬૭ બીયાવર ખાતેની એક પેઢી કાશયા ગુંદર, મીણ, અબરખ તથા સોપસ્ટોન ખરીદનારાઓનાં નામઠામ જાણવા માગે છે.

૬૯ સીરીયામાં બેરૂટ ખાતેની એક પેઢી દોરા, ચામડાં વગેરે માલ પુરો પાડનારનાં નામ માગે છે.

૭૦ ઝવાહીરની નીકાશ કરનારો એક વેપારી ઝવાહીરો પુરાં પાડનારા વેપારીઓ સાથે સંબંધ બાંધવા માગે છે.

૭૧ ઇટલીમાંની એક પેઢી આલુ, બીયાં, તેલ, વાઇન્સ, સાબુ વગેરે ખરીદનારાઓ સાથે સંબંધ બાંધવા માગે છે.

૭૨ કલકત્તાની એક પેઢી મીણ, મધ, બ્રશ માટેના રેસા, તથા ઘોડાના વાળ ખરીદનાર સાથે સંબંધ પાડવા ઇચ્છે છે.

૭૩ ઓહીમીયામાં ગેબ્લોંઝ ખાતેની એક પેઢી ફેન્સી ગ્લાસ બટન આયાત કરનારનાં નામ માગે છે.

૭૪ કલકત્તાની એક પેઢી ઇંડીયન રેમી ફાઇબર પુરા પાડનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

૭૫ ઇજીપ્તમાં કેરો ખાતેની એક પેઢી કાપડ સુતર તથા જ્યુટનો માલ બનાવનારા અને નીકાશ કરનારા સાથે સંબંધમાં આવવા ખાહેશ રાખે છે.

૮૦ જેપાનમાં ટોકયો ખાતેની એક પેઢી હોશયરી બનાવવામાં કામ લાગે એવું હીંદી સુતર આયાત કરવા માગે છે.

૮૨ કલકત્તાની એક પેઢી પાચોલી (Patchouli) નાં પાંદડાં પુરાં પાડનાર સાથે સંબંધ બાંધવા માગે છે.

૮૩ કેનેડામાં કવેબેક ખાતે કામ કરતી એક પેઢી હીંદના ઇમ્પોર્ટ એકસપોર્ટ કરનાર વેપારીઓ સાથે કામ પાડવા ઇચ્છે છે. બીયાં, અનાજ, ફળ, શાકભાજી, ખોરાકની ચીજો, લાકડાં, ચામડાં તથા રૂવાંના વેપારમાં એમનો સ્વાર્થ છે.

૮૪ બેંગલોરથી પુછાવનાર સોડા ક્રીસ્ટલ તથા કારબોનેટ ઓફ સોડાના ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

૮૫ સ્વીડનમાં સ્ટોકહોમ ખાતેની એક પેઢી સ્વીડનનો માલ આયાત કરનાર સાથે સંબંધ બાંધવા માગે છે એમનો વેપાર નીચે જણાવેલી ચીજોનો છેઃ– બોબીન્સ, માર્સેલ્સની રંગીન લાદીઓ સફાઇદાર અને મજબુત

ફ્લોથપેગ્સ, ક્રીપ્લીવુડ, લાકડાની નાની ચીજો, ફોટો અને તેને માટેની ફ્રેમો, ગીલ્ટ કરેલી ફ્રેમો, બકલસ, આર્ટીકલ્સ, શેવીંગનાઇફ્સ, વગેરે. તેજ પ્રમાણે હીંદનો માલ સ્વીડનમાં ખપાવવા માટે પણ જેમને ઇચ્છા હોય તેમના નામ માગે છે

૮૭ કોકોનાડા ખાતેની એક કંપની ,તબાકુ, હેમ્પ, મીણ, તેલનાં બીયાં, કોઇર (સીંદરી) નું યાર્ન, હરડા, ઝેરકચોલા, તથા પાલમાઇરા (તાડ જેવાં ઝાડ) ના રેસા (કાછલો) વગેરે ચીજોના વેપારીઓ સાથે કામ પાડવા ઇચ્છે છે.

૮૮ માર્સેલ્સના એક પેઢી હીંદની પેઢીઓ તરફથી કામ કરવા માગે છે.

૯૦ બગનપાલી (દક્ષીણ હીંદ) ખાતેનો એક ખમશ્પત્રી બારીટીસ, સ્ટોન સ્લેબ્સ તથા પીળીમાટીના ખરીદનાર સાથે સંબધમા આવવા ઇચ્છે છે.

૯૧ કોકોનાડા ખાતેની એક પેઢી ન્નીમેંટ, કાપડ, કાગળ સ્ટેશનરી, તથા બીસ્કીટ બનાવનારાઓ તરફથી સોલ એજન્ટ થવા ઇચ્છે છે.

૯૨ અમૃતસરની એક પેઢી કોઇ મોટી કાપડની મીલવાળા સાથે વેપારી સબધ બાંધવા માગે છે.

૯૪ વડોદરા ખાતેની એક પેઢી ત્યા પેટ્રોલ વેચવા માટેની એજન્સી લેવા માગે છે.

૯૫ આસ્ટ્રેલીયામા મેલબોર્ન ખાતેની એક પેઢી હીંદનો સુતરાઉ, રેશમી, જ્યુટ કે ઉનનો માલ આસ્ટ્રેલીયામાં જથાબંધ ખરીદનારને કમીશનથી વેચવાનું કામ કરવા માટે આડત્યા થવા માગે છે.

સી. ગોરડન ગોલ્ની (૧૯૭, એશવ્રય એવ, ટોરોન્ટો, કેનેડા) જણાવે છે કે હીંદુસ્તાનમાં હું રહ્યો તે અઢી વરસની મુદત દરમ્યાન મેળવેલા અનુભવનો લાભ લઇને અહીં કેનેડા તથા હિંદુસ્તાન વચેનો વેપાર ખીલવવાની મારી ઇચ્છા છે. હીંદીના માલના ભાવ વગેરે વીગતથી વખતો વખત વાકેફગાર થવાની મારી ખાહેશ છે અને કેનેડામાં બનતા માલ વીશે જે માહીતી જોઇતી હશે તે હું પુરી પાડીશ. ભાવ ખરા હોવા જોઇશે અને માલની ડીલીવરી ઠરાવેલી મુદતે મળવી જોઇશે આ બે શરતો કબુલ હશે તેમની સાથેજ વેપાર કરી શકાશે.

---

સી આઇ પાઇપ્સ તથા ફીટીંગ્સ માટે મુંબઇની મ્યુનીસીપાલીટીએ માગેલા ટેન્ડરો તા. ૧૯મી ઓગસ્ટ ૧૯૨૦ ને રોજ બપોરના (મું ટા) એક વાગા સુધી લેવામાં આવશે ટેન્ડરો ઉપર મ્યુનીસીપલ કમીશનરનું શીરનામું કરી ચીફ એકાઉંટંટની આફીસમાં આપવા. વધારે વીગત સ્ટોરકીપરની આફીસમાંથી મળશે.

---

ડીરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ, મુંબઇ, શરીરે રૂઆ હોય એવાં જાનવરોનાં ચામડાંના વેપારીઓનાં નામ અને તેઓ કયા જાતના ચામડાનો કેવી રીતે વેપાર કરે છે તે સંબધી વીગત માગે છે

---

ડીરેક્ટર ઓફ ઇંડસ્ટ્રીઝ, મુંબઇ, છત્રીને માટેના કાપડ ફીટીંગ વગેરે છત્રી દુરસ્ત કરવામાં કામ આવે એવી ચીજોનો વેપાર કરનારાઓનાં નામ તથા ઠેકાણાં માગે છે.

---

કાપડનો નીચે જણાવેલો જથ્થો હીંદી સરકાર પાસે વેચવાનો તા૦ ૧-૭-૧૯૨૦ ને દીને બાકી હતો. તેમાંથી કોઇ ભાગ ખરીદવાની ઇચ્છા હોય તેણે આસીસ્ટંટ કંટ્રોલર (ટેક્સ્ટાઇલ્સ), ને ન્યુ કસ્ટમ્સ હાઉસ, બેલાર્ડ રોડ, મુંબઇ, એ શરનામે લખીને અથવા જાતે મળીને પુછપરછ કરવી. ત્યાંથી માલના નમુના ભાવ વગેરે પુરી વીગત જાણી શકાશેઃ—

| માલ. | વાર. |
|---|---|
| ફ્લેનલ-યુનીયન, જુદી જુદી જાત અને રંગો—પહોળાઇ ૨૭" થી ૫૪" સ્ટોકઇંક-વીલટ (સીંગલ પનો) ... ... ... ... ... ... | ૯૧૩૭૯૫૨ |
| ખાકી પગડી કલોથ કૉટન (૩૬" પહોળી)... ... ... ... .. | ૨૯૫૧૭૧૨ |
| નેનસુખ બ્લીચ્ડ ગ્રે, તથા ખાકી ૩૬" થી ૫૨" પહોળી ... ... ... | ૫૧૮૨૯૦ |
| મચ્છરદાની—જુદી જુદી જાતની ૧૬" થી ૧૪૪" પહોળી ... ... | ૧૭૫૦૨૫૦ |
| ડ્રોવેલીંગ કલોથ ૨૮" પહોળાઇ . ... .. ... ... | ૮૩૫૮૮૬ |
| વુલનકલોથ ડ્રેબ, વૉટરપ્રુફ ફોર ગ્રેટ કોટસ ૫૪" ... .. ... ... | ૧૬૧૬૧૭ |
| કેલીકો અનબ્લીચ્ડ ૩૬" થી ૪૬" પહોળાઇ ... ... ... | ૩૫૭૭૩૪ |
| ,, ,, જુદી જુદી પહોળાઇ ડામર કરવા માટે .. ... ... | ૧૨૫૪૩૩ |
| | ૨૨૫૭૮૨૫ |
| કૉટન ખાકી પટી ૯૧"×૪" જોડી ફીટ બેગ્સ કોટન કેન્વાસ એંડ જુટ કેન્વાસ નંગ. | ૧૫૩૬૨૨૦ |
| ખાકી કૉટન પગડી વાર ૮×૩૬" દરેક ... ... ... ... નંગ | ૩૬૧૮૨૧ |
| કમરબંધ ખાકી કૉટન દરેક ૩૬"×૭ ... ... ... ... નંગ | ૬૨૬૦૯ |
| કલાસ્પ નાઇવ્સ ... .. ... ... ... ... નંગ | ૨૬૬૨૨૪ |

---

મુંબઇમાં નીચે જણાવેલી ચીજોની આયાત કરનાર વેપારીઓના નામ મુંબઇ ખાતેના અમેરીકન યુનાઇડ સ્ટેટસના કૉન્સલે માગ્યાં છે—(૧) રબર બુટસ એંડ શુઝ, (૨) ઉદ્યોગો માટે કામ લાગે એવી રબરની ચીજો જેવી કે બેલ્ટીંગ, હોઝ, વૉશર, પેકીંગ, વગેરે, (૩) રબરની બીજી ચીજો જેવી કે રબરનાં કલોથીંગ, હાર્ડ રબર ઇન્સ્યુલેટેડ વાયર તથા કેબલ્સ, બુટનાં સોલ્સ તથા હીલ્સ, રમકડાં બેર્ટીંગ ફ્રીકશન ટેપ વગેરે.

---

સાન્ડી, પરદા, લોખંડના તાર, મેઝટર કંપાસ, તથા સ્ટીલ, પીતળ, તાંબુ, જસત અને એલ્યુમીન્યમની કોતરકામવાળી ચીજો વેચવા માટે બેલ્જ્યમની એક પેઢી તૈયાર છે તેનુ નામ લીયા ડીસોંબર્ગ (Lion Desomberg) અને ઠેકાણું Boufevord Anspact, 117, Bruxelles છે. વધારે વીગત જોઇતી હોય તો લખો બેલ્જ્યમ કૉન્સલને, મુંબઇ.

---

૨૫ કેરેટ હીરાવાળું જેમ પાંચ લાખની કીંમતે, અને ૨૮ કેરેટ હીરાવાળું જેમ ત્રણ લાખની કીંમતે વેચવાનું છે એમ જણાવતાં તેના માલીક કે. રામલીંગ શાસ્ત્રી (ઠેકાણું ઇલોર, કીસ્ના જીલો) લખે છે કે નામદાર પ્રીન્સ ઑફ વેલ્સ પધારે તે વેળા તેમને ભેટ આપવા જેવી આ સુંદર ચીજ છે.

---

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોશો કે?

# નવી જોઇંટ સ્ટોક કંપનીઓ.

ગયા મે માસમાં બ્રિટિશ હિંદુસ્તાનમાં તથા માઇસોરના રાજ્યમાં સ્થપાયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓની વીગત નામ ઠેકાણું વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧. ચંદાપુર લોન ઑફીસ ... | ભુવેદ્રનાથ સી. ચક્રવર્તી. | ધીરધાર. | ૧૦૦ |
| ૨. કાર્તિકપુર સમવાય ... ... | જ્ઞાનેંદ્રકાંત ચક્રવર્તી, કીર્તિપુર ફરીદપુર. | બેંકનું. | ૨૦ |
| ૩. સ્ટેંડર્ડ લોન કંપની ... | જી. પાયોનીયર્સ એંડ કો. ભંગા, ફરીદપુર. | ” | ૫૦૦ |
| ૪. દર્શન બેંકીંગ એંડ ટ્રેડીંગ કો. | બેપ્રોદાસ બીસ્વાસ, દર્શન બઝાર, નડીયા. | ” | ૧૦૦ |
| ૫. ચોગ્રામ બેંકીંગ એંડ ટ્રેડીંગ કું. | રાજેશકાંતરાય, ચોગ્રામ, રાજશાહી. | ” | ૫૦ |
| ૬. કોઇંબટુર શ્રીવાણી વીલાસનીધી. | પી. એ. પરમેશ્વર ચેટી, કોઇંબટુર. | ” | ૧૫૦ |
| ૭. ધર્માવરમ મ્યુચુઅલ બેનીફીટ પર્મેનંટ ફંડ ... ... | આર. સાંબશીવરાવ ધર્માવરમ, અનંતપુર | ” | ૧૦૦ |
| ૮. સુંદર વીલાસ કો. ... ... | સુંદરચાહીવેલુ મુદલીયર ગુદીયત્તમ, ઉત્તર આર્કટ. | ” | ૨૦ |
| ૯. ગેંજીસ શીપીંગ કો. ... | ટી. એમ. ડાર્લીંગ એંડ કો. ગીલેંદર હાઉસ, કલાઇવ સ્ટ્રીટ કલકત્તા | મછવામાં નદીપાર લાવલઇજા કરવી. | ૧૦૦૦ |
| ૧૦. ડબલ્યુ. ન્યુમેન એંડ કંપની... | ૪ ડેલ્હાઉસી સ્કેવર, કલકત્તા. | પ્રીંટર, સ્ટેશનર, તથા વેપાર અને આડત. | ૫૦૦ |
| ૧૧. ભાષા પરીષદ ... ... | ૨૯, કોર્નવોલીસ સ્ટ્રીટ, કલકત્તા. | પબ્લીશર તથા બુક સેલર. | ૧૦૦ |
| ૧૨. ગાર્ડીયન પ્રેસ ... ... | અલીસ્ટરનીલ કેમ્પબેલ, મુંબઇ. | ” | ૨૫૦ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦ |
| --- | --- | --- | --- |
| ૧૬. વૉલ્ફર્ડ ટ્રાન્સપોર્ટ . . | વૉલ્ફોર્ડ એંડ કું. ૭, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા. | ઓટોમોબાઇલ વગેરેનું . | ૨૦,૦૦ |
| ૭. ટ્રેંક ઍન્સન સન્સ એંડ કું.... | ૨, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર. | ૧,૦૦૦ |
| . ઇંડીયન કમર્શીયલ સીન્ડીકેટ . | કીર્તીકર એંડ કું. ૧૯, વેસ્ટન સ્ટ્રીટ, કલકત્તા | મીકેનીકલ ઇજીનેર તથા આયર્ન ફાઉન્ડર્સ. | ૧૨૫૦ |
| ઇસ્ટર્ન ટ્રેડર્સ .. ... | ૧૦, બ્રીટીશ ઇંડીયન સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર અને આડત. | ૧૦૦ |
| નડીયા ઇંડસ્ટ્રીઝ, એગ્રીકલ્ચર, એંડ ફીશરી ... ... | બેચરામ લાહીરી, કૃષ્ણ નગર, નડીયા. | માછલી ઉછેરવાનું. | ૫૦ |
| પીઅર્સ જનરલ સ્ટોર્સ એંડ ઇમ્પોર્ટ કુંપની .. .. | બી એન. ઘોસલ એંડ કું. ૧૨૯, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા | ચા, ડેરીમાં બનતો માલ ખોરાકની ખોરાકની ચીજો રસાયણી પદાર્થ વગેરે બનાવવા વેચવા વગેરે. | ૧૦૦ |
| ૨. રાવલપીંડી ઇલેક્ટ્રીક પાવર કુંપની ... ... .. | ઑક્ટેવીયસ સ્ટીલ એંડ કું ૧૪, ઓલ્ડ કોર્ટ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા | વીજળીની રોશનીનું | ૨,૦૦૦ |
| ૧. વી. આયંગર એંડ કું. ... | સી વી. વેંકટરમણ આયંગર, કોઇંબતુર | વેપારી અને કમીશન એજંટ. | ૧૦ |
| . ગેરેજ ... . ... | ઇંડીયા કંપની, મદ્રાસ. | મોટરકારનો વેપાર | ૫૦૦ |
| કે નના મહમદ મરકાયર એંડ કુંપની ... ... .. | એમ. પીચાય મર્કયાર મદ્રાસ. | ચામડાનો વેપાર. | ૨૫ |
| સ્ટોર્સ કું. ... ... ... | પી વી. રાજગોપાલ આચાર્યર મદ્રાસ. | વેપાર. | ૫૦૦ |
| વીઝાગાપટમ ઇલેક્ટ્રીક થીયેટર. | એમ. નટેસન, વીઝાગા પટમ. | સીનેમાનું. | ૬૦ |

| નં૦ નામ. | અધેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૨૬. વૉલ્કર્ડ ટ્રાન્સપોર્ટ . . | વૉલ્ફોર્ડ એન્ડ કું. ૭, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા. | ઓટોમોબાઇલ વગેરેનું. | ૨૦,૦૦૦ |
| ૨૭. હૈંડ એન્સન સન્સ એન્ડ કું.... | ૨, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર. | ૧,૦૦૦ |
| ૨૮. ઇંડીયન કમર્શીયલ સીન્ડીકેટ.. | ફોર્તીફિર એન્ડ કું. ૧૯, વેસ્ટન સ્ટ્રીટ, કલકત્તા | મીકેનીકલ ઇજીનેર તથા આયન ફાઉન્ડર્સ. | ૧૨૫૦ |
| . ઇસ્ટર્ન ટ્રેડર્સ .. ... | ૧૦, બ્રીટીશ ઇંડીયન સ્ટ્રીટ, કલકત્તા. | વેપાર અને આડત. | ૧૦૦ |
| . નડીયા ઇંડસ્ટ્રીઝ, એગ્રીકલ્ચર, એન્ડ ફીશરી ... ... | એચરામ લાહીરી, કૃષ્ણનગર, નડીયા. | માછલી ઉછેરવાનું. | ૫૦ |
| . પીઅર્સ જનરલ સ્ટોર્સ એન્ડ ઇમ્પોર્ટ કુંપની ... .. | બી એન. ઘોસલ એન્ડ કું ૧૨૯, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા | ચા, ડેરીમાં બનતો માલ ખોરાકની ખોરાકની ચીજો રસાયણી પદાર્થ વગેરે બનાવવા વેચવા વગેરે. | ૧૦૦ |
| . રાવલપીંડી ઇલેક્ટ્રીક પાવર કુંપની ... ... .. | ઑક્ટેવીયસ સ્ટીલ એન્ડ કું. ૧૪, ઓલ્ડ કોર્ટ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા | વીજળીની રોશનીનું. | ૨,૦૦૦ |
| ૩. વી. આયંગર એન્ડ કું. ... | સી વી. વેંકટરમણ આયંગર, કોઇંબતુર | વેપારી અને કમીશન એજંટ. | ૧૦ |
| ૪. ગેરેજ ... . ... | ઇંડીયા કંપની, મદ્રાસ | મોટરકારનો વેપાર. | ૫૦૦ |
| ૫. કે. નેના મહમદ મરકાયર એન્ડ કુંપની ... ... .. | એમ. પીચાય મર્કયાર મદ્રાસ. | ચામડાનો વેપાર. | ૨૫ |
| .. સ્ટોક કું. ... ... ... | પી વી. રાજગોપાલ આચાર્ય મદ્રાસ. | વેપાર. | ૫૦૦ |
| ૧. વીઝાગાપટમ ઇલેક્ટ્રીક થીયેટર. | એમ. નટેસન, વીઝાગાપટમ. | સીનેમાનું. | ૬૦ |

ધી બોમ્બે ટાઈલ માર્ટ ૨૧ એન્ડ ઓટ, ફોર્ટ મુંબઇ.

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧૦૦૦ |
|---|---|---|---|
| ૩૮. અહમદનગર મોટર એંડ ટ્રાન્સપોર્ટ કું. ... ... | ગણેશ કૃષ્ણ ચીતળે અહમદનગર. | મોટરનું. | ૨૦ |
| ૩૯. વીનસ મોટર વર્કસ ... | નારણદાસ વી. ડોસા એંડ કું. મુંબઇ. | મોટરનું તથા સાઇકલોનું. | ૨,૦૦ |
| ૪૦. એનીમલ પ્રોટેકશન એંડ મીલ્ક સપ્લાઇ કું. ... ... | છોટાલાલ ઇશ્વરદાસ પારેખ એંડ કું. મુંબઇ. | દુધ આપનારાં ઢોરો પાળવા દુધ મેળવવું વેચવું વગેરે. | ૨,૦૦ |
| ૪૧. નોર્થર્ન ઇંડીયા પોર્ટલેંડ સીમેંટ કું. ... ... ... | એચ. એમ. મેહેતા એંડ કું. મુંબઇ. | સીમેંટ, ચુનો વગેરેનો વેપાર. | ૨,૦૦ |
| ૪૨. ઇંડોફોરેન ટ્રેડીંગ, એંડ ઇંડસ્ટ્રીયલ કું. ... ... | મગનલાલ શીરગાંવકર જસાવાલા એંડ કું. કૃષ્ણ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઇ. | વેપાર અને આડત. | ૫,૦૦ |
| ૪૩. રાણે ... ... ... | વામનરાવ દાદાજી રાણે મુંબઇ. | મોટર તથા સાઇકલ વગેરેનું. | ૩,૦૦ |
| ૪૪. માર્સડેન બ્રધર્સ એંડ કું. ... | બેન માર્સડેન એંડ ચાર્લ્સ માર્સડેન, અમદાવાદ. | મીલની એજંસી. | ૧ |
| ૪૫. એમ. ટી. . . ... ... | એફ. એચ. મેહેતા એંડ કું. મુંબઇ. | વેપાર. | ૨,૦૦૦ |
| ૪૬. એફ. એચ. મેહેતા એંડ કું... | હોર્મસજી માણેકજી મેહેતા મુંબઇ. | વેપાર અને આડત | ૨ |
| ૪૭ હૈદ્રાબાદ (સીંધ) ઇલેક્ટ્રીક સપ્લાઇ કું. ... ... | મુખી હીરાનંદ તારાચંદ એંડ સન્સ, હૈદ્રાબાદ (સીંધ). | વીજળીક રોશની તથા બળ. | ૧,૦૦૦ |
| ૪૮. શાંતી બ્રધર્સ ... ... | ત્રીભુવનદાસ એંડ સન્સ મુંબઇ. | વેપાર તથા આડત. | ૨૦ |
| જબલપોર પોર્ટલેંડ સીમેંટ કું. | સી. મેકડોનાલ્ડ એંડ કું. મુંબઇ. | સીમેંટ, ચુનો વગેરેનું. | ૫, |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૫૦. માધવપુર ટ્રાન્સપોર્ટ કું ... | હીરાલાલ વલ્લભદાસ પારેખ એંડ કું અમદાવાદ. | મોટરકાર તથા સાઇકલોનું | ૧૨૫ |
| ૫૧. મીરત સ્વદેશી સ્ટોર્સ .. | . .. | હીંદી ચીજોનો વેપાર | ૧૦૦ |
| ૫૨. મુફીદી આમ કું ... ... | ૯૯, અમીનગંજ કાનપુર. | વેપાર. | ૨૦ |
| ૫૩. કુમાયુન મોટર સર્વીસ .. | આલ્મોરા. | મોટરનું. | ૨૦૦ |
| ૫૪. ખીલાફત સ્વદેશી સ્ટોર્સ ... | ૯૯, અમીનગંજ કાનપુર. | હીંદી ચીજોનો વેપાર. | ૧૦૦૦ |
| ૫૫. લખનો બુટ એંડ શુ ફેકટરી... | ૧૯, નઝીરાબાદ, લખનો. | બુટ, શુઝ વગેરે બનાવવા તથા વેચવાં. | ૩૦૦ |
| ૫૬. લાહોર ટેલર્સ એસોસીએશન.. | લાહોર. | દરજીનું. | ૫૦ |
| ૫૭ નેશનલ ડીવેલપમેંટ એંડ કું | ૩૯, સાટેપેગોડા રોડ, રંગુન | વેપાર તથા આડત | ૧૦૦૦ |
| ૫૮. બરમા ટોબેકો કું.... ... | ૭૪, મર્ચંટ સ્ટ્રીટ, રંગુન | તબાકુનો વેપાર. | ૪૦૦ |
| ૫૯. બા. ઓહ. એંડ કું. ... | ૧૪૨, ડેલ્હાઉઝી સ્ટ્રીટ, રંગુન. | સાબુ, તથા ટોઇલેટનો સામાન બનાવવો વેચવો વગેરે અને બી. ઓ. કંપનીનુ કામ કાજ ખરીદી લેવુ. | ૫૦ |
| ૬૦. ફીશરી એંડ એગ્રીકલ્ચર ... | કમર્શીયલ સીંડીકેટ ઓફ શીમંગાલ, શીમંગાલ, (સાલ્હેટ) | ખેતી તથા વેપારની ઉન્નતી. | ૧૦૦ |
| ૬૧. માઇસોર ફેર્નીંગ એંડ ફોરેસ્ટમેંટ ફેકટરી .. ... | ૭, આપાજાપા અગ્રહાર, ચામરાજપેટ, બેંગલોર સીટી. | ફળ આપે એવાં ઝાડ વગેરેની ખેતી. | ૧૦૦ |
| ૬૨ બરોડા વુડ એંડ આર્ટ વર્ક કું | સી પી. માસ્તર એંડ કું. વડોદરા. | લાકડ કામ. | ૨૫૦ |

| નં૦ | નામ. | અગ્રેસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
| --- | --- | --- | --- | --- |
| ૬૩. | વીષ્ણુ મશીનરી મેન્યુ. એંડ આયર્ન ફાઉન્ડરી ... ... | ભોગીલાલ ગોર્ધનદાસ એંડ કું. વડોદરા. | આયર્ન ફાઉન્ડરી. | ૫૦૦ |
| ૬૪. | કપડવંજ સ્પી. વી. એંડ મેન્યુ. કું. ... ... | કેશવલાલ મગનલાલ એંડ કું. બઝાર રોડ, કપડવંજ. | મીલનું. | ૨૫૦૦ |
| ૬૫. | માર્સડેન સ્પી. એંડ મેન્યુ. કું. | માર્સડેન બ્રધર્સ એંડ કું. અમદાવાદ. | ,, | ૩૦૦ |
| ૬૬. | ગુજરાત ડાઈંગ બ્લીચીંગ એંડ મેન્યુ. કું. ... ... | રેલી, મેદ એંડ કું. રીલીફ રોડ, અમદાવાદ | મીલનું. | ૩,૦૦૦ |
| ૬૭. | જોરાવરસીંહજી વડવાણ સીટીઝન કાઉંટસ સ્પી. એંડ વી. કું. ... ... ... | મીઆ ધનજી આસું-દજી કચ્છી એંડ કું. મુંબઈ. | ,, | ૧,૦ |
| ૬૮. | સરસ્વતી જીનીંગ એંડ મેન્યુ. કંપની ... ... | લેડી સુલોચના ચીનુભાઈ એંડ કુંપની અમદાવાદ. | ,, | ૩,૦૦ |
| ૬૯. | યુનીવર્સલ કૉટન મીલ્સ કું... | રણછોડલાલ એંડ જમનાદાસ એંડ કુંપની અમદાવાદ. | ,, | ૨૧૦૦ |
| ૭૦. | ધરમપુરી મીલ્સ કું. ... | વી. આયંગર એંડ કું. કોઈમતુર. | ,, | ૫૦ |
| ૭૧. | કૃષ્ણ મીલ્સ કું. ... ... | ચીમનલાલ એંડ કું. વીસનગર. | ,, | ૨,૫૦ |
| ૭૨. | મેઢવા જીન પ્રેસ મેન્યુ. કું.... | જટાશંકર ફાટક એંડ કું. સાનંદ, અમદાવાદ | જીન તથા પ્રેસનું. | ૫૦ |
| ૭૩. | બારીસાલ રાઇસ મીલ્સ એંડ ટ્રેડ સીન્ડીકેટ ... ... | દીવેદી એંડ કુંપની બારીસાલ. | ઓઈલ મીલ રાઇસ મીલ વગેરેનું. | ૧,૦૦ |
| ૭૪. | બરમીઝ રાઇસ મીલ્સ એંડ ટ્રેડીંગ કું. ... ... | કયોંગન (બસીન ડીસ્ટ્રીક્ટ.) | રાઇસ મીલનું. | ૧,૦૦ |
| ૭૫. | જહાંગીરી ઓઇલ મીલ્સ ... | મેઠલ એંડ કું. ૮, બોબઝાર સ્ટ્રીટ કલકત્તા | ઓઇલ મીલનું. | ૧,૦૦ |
| ૭૬. | નેશનલ ઓઇલ મીલ કું. ... | એચ. એંડ એસ. ત્રીવેદી એંડ કું. કપડવંજ | ,, | ૨ |
| ૭૭. | ચંદાપુર ટી કું. . ... | ૧૪ ઓલ્ડ કોર્ટ હાઉસ સ્ટ્રીટ કલકત્તા. | ચાની પેદાશ કરવી. | |
| ૭ | નેલ્લોર ... ડીવેલપમેંટ કું. | ગેસ્ટ એંડ કું. મદ્રાસ. | તંબાકુની પેદાશ કરવી સીગારેટના વગેરે. | ૩૦ |

મિરતીક ચીરીંગની સ રી ડીઝાઇન ગમશે કે ?

| નં૦ નામ. | એજેંસર અને ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૭૯. વેસ્ટ કોસ્ટ ડીવેલપમેંટ કું... | કે. સી. શ્રીમાકા વેદન રાજા એંડ કું. મુંબઇ. | ઇમારતી લાકડા વગેરેનું | ૧૦,૦૦૦ |
| ૮૦ વેસ્ટ જેમીહારી કોલ કું. ... | બીટીશ ઇંડીયા ડીવેલપમેંટ કંપની, કલાઇવ રો કલકત્તા. | ખાણોનું. | ૫૦૦ |
| ૮૧. ખરખરી કોલ્યરીઝ... ... | એમ. કે. ખાના એંડ કું. કલકત્તા. | ,, | ૭૫૦ |
| ૮૨. ઇસ્ટર્ન લેંડ એંડ ઇન્વેસ્ટમેંટ કુંપની ... ... ... | ઇસ્ટર્ન એજન્સી એંડ કું. કલકત્તા. | જમીન પટે રાખવી વગેરે. | ૧૦,૦૦૦ |
| ૮૩. ઇંડો લ્યુસીટાનીયા રીસોર્સીઝ ડીવેલપમેંટ કું. ... ... | સી. બાલુભાઇ એંડ કું. ૨૪ મેડો સ્ટ્રીટ, મુંબઇ | ખેતીની જમીન ખરીદવી વગેરે. | ૫,૦૦૦ |
| ૮૪. સ્ટેન્ડર્ડ આઇસ એંડ કોલ્ડ સ્ટોરેજ કું. ... ... | લીટન બ્રધર્સ એંડ કું. કલકત્તા. | આઇસ બનાવવું વેચવું વગેરે. | ૧,૫૦૦ |
| ૮૫ અપરસીંધ ફ્રન્ટીયર આઇસ એંડ એરીયલ વૉટર્સ મેન્યુફેકચરીંગ કું. ... ... | શેઠ કીમતમલ એંડ દર્યાનામલ. જેકોબાબાદ. | ,, | ૧૦૦ |
| ૮૬ શુગર કોરપોરેશન ઓફ ઇંડીયા. | આર. ડી. ટાટા, મુંબઇ. | ખાંડ બનાવવી. | ૫૦,૦૦૦ |
| ૮૭. નીરાવેલી શુગર કંપની ... | લલુભાઇ સામળદાસ એંડ કું. મુંબઇ. | ,, | ૩,૦૦૦ |
| ૮૮ ઇન્વેસ્ટર્સ ( ઇંડીયા ) ... | કલકત્તા સ્ટોક એંડ શેર સીંડીકેટ, કલકત્તા | શેરોનું. | ૫૦૦ |
| ૮૯. વેસ્ટર્ન ઇંડીયા કોરપોરેટીંગ સીન્ડીકેટ... ... ... | અંબાલાલ સારાભાઇ મુંબઇ. | ઉદ્યોગો ખીલવવા તથા કંપનીઓ અને એસોસીએશનોને મદદ કરવી. | ૫૦૦ |
| ૯૦ ફીનીક્સ ઇન્વેસ્ટમેંટ ટ્રસ્ટ ... | ૧૦, ફેરી સ્ટ્રીટ રંગુન. | શેરોનું. | ૧૦,૬૫૦ |
| | | કુલ ... | ૧,૭૯,૬૧૮ |

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

એપ્રીલ -

| પ્રાંત. | ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|
| મુંબઇ. | ૩૬૬ | ૩૫૯ |
| મદ્રાસ. | ૩૭ | ૩૦ |
| બંગાલ. | ૨૯ | ૩૨ |
| સંયુક્ત પ્રાંતો. | ૩૨ | ૨૫ |
| અજમેર-મેવાડ | ૧ | ૦ |
| પંજાબ. | ૨ | ૨ |
| દીલ્હી. | ૨ | ૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૩૦ | ૨૪ |
| દેશી રાજ્યો. | ૩૩ | ૩૧ |
| કુલ. | ૫૩૬ | ૫૧૦ |

---

## હીંદુસ્તાનથી જુદા જુદા દેશો ખાતે નીકાશ થયેલા માલની કીંમત.

( લાખ રૂપયા. )

| | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ | ૧૯૧૯-૨૦ |
|---|---|---|---|
| ઇંગ્લંડ ... ... | ૬૦૨૩ | ૬૯૯૪ | ૬૨૮૮ |
| એડન ... ... | ૧૩૩ | ૧૭૬ | ૧૯૮ |
| સીલોન ... ... | ૯૬૫ | ૧૦૧૧ | ૧૦૭૯ |
| સ્ટ્રેટસ સેટલમેંટ ... | ૬૬૨ | ૭૦૨ | ૭૨૫ |
| હાંગકાંગ ... ... | ૪૦૮ | ૪૮૮ | ૮૭૧ |
| ઇજીપ્ત .. ... | ૨૪૪૦ | ૧૪૭૪ | ૩૮૯ |
| કેપકોલોની ... ... | ૮૩ | ૧૦૫ | ૩૧૩૮ |
| નાતાલ ... ... | ૧૭૭ | ૨૨૪ | ૯૭ |
| મોરીશસ ... .. | ૧૨૯ | ૧૨૭ | ૧૩૩ |
| જંગબાર ... | ૩૮ | ૪૩ | ૪૪ |
| ઇસ્ટ આફ્રીકા... ... | ૫૭ | ૬૮ | ૮૬ |
| કેનેડા - ... ... | ૨૩૨ | ૨૪૧ | ૧૬૯ |
| બ્રીટીશ વેસ્ટ ઇંડીઝ ... | ૩૫ | ૪૦ | ૯ |

| | | | |
|---|---|---|---|
| આસ્ટ્રેલીયા ... ... | ૬૨૫ | ૭૨૮ | ૩૭૯ |
| બીજા બ્રીટીશ મુલકો ... | ૨૪૨ | ૨૦૬ | ૨૧૩ |
| કુલ બ્રીટીશ મુલકો ... | ૧૨૨૫૬ | ૧૨૬૪૦ | ૧૩૬૮૨ |
| સ્વીડન ... ... | ... | ૧૪ | ૩૩ |
| નોર્વે ... ... | ૧૮ | ૩૧ | ૨૪ |
| જરમની ... ... | ... | ... | ૧૩૮ |
| હોલેંડ ... ... | ૭ | ૯ | ૧૧૮ |
| બેલ્જયમ ... ... | ... | ૧ | ૯૪૭ |
| ફ્રાન્સ ... ... | ૮૬૨ | ૮૮૬ | ૧૫૬૪ |
| સ્પેન ... ... | ૮૪ | ૫૭ | ૨૩૫ |
| આસ્ટ્રીયા ... ... | ... | ૧૪ | ૩૫ |
| ટર્કી (યુરોપમાં) ... | ... | ... | ૩૧ |
| ,, (એશીયામાં) ... | ૨૬૦ | ૪૦૦ | ૫૨૧ |
| સુમાત્રા ... ... | ૬૨ | ૩૪ | ૧૪ |
| ચીન ... ... | ૪૩૬ | ૨૮૦ | ૧૦૮૨ |
| જાપાન ... ... | ૩૪૦૯ | ૨૯૧૪ | ૪૬૨૧ |
| પોર્તુગીઝ ઇસ્ટ આફ્રીકા | ૫૯ | ૧૨૦ | ૩૨ |
| યુનાઇટેડ સ્ટેટસ ... | ૩૦૪૬ | ૩૩૦૬ | ૪૮૬૨ |
| દક્ષીણ અમેરીકા ... | ૩૯૮ | ૬૮૪ | ૮૬૨ |
| કુલ પરરાજ્યો . | ૧૧૦૮૭ | ૧૧૨૯૨ | ૧૭૨૧૩ |
| કુલ નીકાશ ... | ૨૩૩૪૩ | ૨૩૯૩૨ | ૩૦૮૯૫ |

## પરદેશોથી આયાત થતો માલ.

(લાખ રૂપયા)

| | ૧૯૧૮-૧૯ | ૧૯૧૯-૨૦ |
|---|---|---|
| ખોરાક, તંબાકુ વગેરે | ૩૦૪૯ | ૪૧૧૨ |
| કાચો માલ. | ૯૯૩ | ૧૭૩૩ |
| બનેલો માલ. | ૧૨૩૨૪ | ૧૪૫૪૦ |
| પરચુરણ. | ૫૩૫ | ૪૧૨ |
| કુલ. | ૧૬૯૦૩ | ૨૦૭૯૯ |

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૨૦ ના મે માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

| આયાત. | મે ૧૯૧૯ | મે ૧૯૨૦ | એપ્રીલથી મે ૧૯૧૯ | એપ્રીલથી મે ૧૯૨૦ |
|---|---|---|---|---|
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| જીવતા જનાવરો ... ... ... | ૧૧૬ | ૩૧૧ | ૧૮૦ | ૮૮૫ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૩૧૭ | ૨૩૭ | ૬૫૨ | ૫૬૭ |
| ગાબીન ... ... ... | ૨૬૧ | ૧૪૯ | ૬૪૮ | ૩૧૮ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૫૪૦ | ૩૬૧ | ૧૧૦૨ | ૭૮૭ |
| બુટસ અને શુઝ ... ... ... | ૩૦૨ | ૨૭૪ | ૬૧૮ | ૫૧૫ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૭૬૮ | ૧૯૬૧ | ૧૩૮૨ | ૩૫૯૫ |
| મીણબત્તી ... ... ... | ૧૦ | ૧૫૯ | ૧૧ | ૨૫૮ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | .. | ... | ... | ... |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૧૩૧૦ | ૧૯૩૪ | ૨૬૯૨ | ૩૧૫૫ |
| ઘડીયાળો ... ... ... | ૫૯ | ૧૫૫ | ૧૭૨ | ૩૩૪ |
| કોલસા ... ... ... | ૪૪ | ૫૬ | ૪૭ | ૧૮૧ |
| કૉફી ... ... ... ... | ... | ૩૮ | ... | ૪૬ |
| કાથો (સીંદરી) ... ... ... | ... | ૬ | ૪ | ૧૦ |
| કોરડાં ... ... ... ... | ૧૪૦ | ૧૦૬ | ૨૯૧ | ૨૦૨ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૨૪૮ | ૩૦૮ | ૪૦૭ | ૫૯૧ |
| સાઇકલો ... ... ... | ૨૦૬ | ૬૯૧ | ૩૬૭ | ૧૩૨૩ |
| કપુર ... ... ... | ૧૦૬ | ૧૭૮ | ૧૭૦ | ૫૮૮ |
| બીજી જાતની મળી કુલ દવા ... | ૧૭૮૯ | ૧૬૭૫ | ૨૮૮૬ | ૩૫૦૫ |
| લુગડાં વગેરે રંગવાના ચીજો ... | ૮૩૮ | ૧૦૪૦ | ૧૭૩૨ | ૨૧૭૨ |
| માટીની ચીજો તથા ચીની કામ ... | ૪૩૬ | ૫૯૫ | ૭૮૨ | ૧૧૮૮ |
| ફેટાકડા ... ... ... | ૨૯ | ૮૩ | ૪૦ | ૧૭૫ |
| ફરનીચર ... ... .. | ૧૧૪ | ૧૮૮ | ૨૨૪ | ૩૫૮ |
| કાચનો સામાન ... ... ... | ૯૭૭ | ૨૫૯૬ | ૧૮૩૭ | ૫૦૫૮ |
| ગોખા ... ... ... | ... | ૪ | ૪ | ૬ |
| ઘઉં ... ... ... | ૧૨૫૨ | ... | ૧૯૦૯૮ | .. |
| ઘઉંનો લોટ ... ... ... | ૧ | ૧ | ૫ | [illegible] |
| ધુપ ... ... ... | ૩૨ | ૫ | ૩૮ | ૧૬ |
| હાર્ડવેર ... ... ... | ૩૩૬૬ | ૪૮૮૯ | ૬૯૦૭ | ૮૭૬૧ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૧૩૧ | ૧૩૩ | ૨૪૩ | ૨૮૧ |
| ઇલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૧૪૦૮ | ૧૪૫૫ | ૩૧૬૪ | ૨૭૨૧ |
| સંગીતનાં વિગેરેને મળી કુલ હથીઆરો | ૪૮ | ૧૨૩ | ૨૩૫ | ૨૦૧ |
| હાથીદાંત ... ... ... | ૬૬૮ | ૧૩૮ | ૧૦૦૬ | ૩૦૧ |
| ઝવેરાત ... ... ... | ૫૯ | ૧૫૭ | ૧૧૦ | ૩૧૧ |

| ચીજનું નામ. | મે |  | એપ્રીલથી મે |  |
| --- | --- | --- | --- | --- |
|  | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૨૦ |
|  | રૂ. (૧૦૦૦) |  | રૂ. (૧૦૦૦) |  |
| કેળવાએલાં ચામડાં... ... | ૬૬૨ | ૯૬૩ | ૧૦૨૭ | ૧૫૮૧ |
| ારૂ ... ... ... | ૨૮૨૨ | ૩૪૦૭ | ૫૩૧૦ | ૬૭૯૫ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૬૮૪૩ | ૮૪૩૫ | ૧૩૭૩૧ | ૧૫૩૩૯ |
| ાવાસળી ... ... ... | ૩૩૬ | ૩૦૮૮ | ૭૯૯ | ૫૫૦૨ |
| ીત્તળ કાંસુ વગેરે ... ... | ૧૦૨૨ | ૩૭૮૦ | ૧૬૧૦ | ૯૩૭૨ |
| ાંબુ ... ... ... | ૯૭૧ | ૨૫૩૫ | ૧૭૩૯ | ૪૩૬૮ |
| ોઢું ... ... | ૫૮૦ | ૭૫૯ | ૧૧૫૧ | ૧૬૫૫ |
| ોઢું અથવા સ્ટીલ... ... | ૧૩૩૩૭ | ૧૬૧૮૦ | ૨૩૦૦૯ | ૩૦૦૧૫ |
| ટીલ ... ... ... | ૧૮૧૯ | ૬૦૮૦ | ૩૮૧૧ | ૧૦૩૯૯ |
| ીસું ... ... ... | ૨૪૧ | ૨૦૫ | ૫૮૨ | ૪૧૭ |
| ોટર ગાડીઓ અને સાઇકલો | ૧૮૯૭ | ૮૯૨૬ | ૨૮૨૬ | ૧૩૮૮૨ |
| કેરોસીન તેલ ... ... | ૨૯૧૦ | ૩૮૮૩ | ૬૬૧૮ | ૧૦૪૦૫ |
| મળસીનું તેલ ... ... | ૨ | ૨૩ | ૪ | ૫૭ |
| ાર્વ જાતનાં તેલો મળી કુલ | ૫૫૪૭ | ૬૫૦૯ | ૧૨૬૨૩ | ૧૫૩૧૭ |
| ંગ રોગાન વિગેરે ... | ૧૦૩૯ | ૧૬૩૯ | ૨૩૨૩ | ૨૮૨૪ |
| ાગળો ... ... ... | ૧૭૬૦ | ૪૨૨૦ | ૩૯૧૦ | ૭૦૦૧ |
| લ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૨૧૫૭ | ૫૯૪૩ | ૩૫૯૪ | ૧૦૦૯૯ |
| મર ... ... | ૧૭૦૧ | ૨૪૪૩ | ૩૩૮૩ | ૪૮૪૭ |
| ીઠું ... ... ... | ૧૦૯૭ | ૧૩૦૫ | ૧૭૮૫ | ૨૮૪૩ |
| ાણુ ... ... ... | ૭૮૮ | ૨૦૦૨ | ૧૭૫૮ | ૩૭૩૬ |
| ાપારી ... ... ... | ૧૬૦૭ | ૯૮૭ | ૨૬૬૭ | ૧૮૦૨ |
| જાતો કુલ ... ... | ૨૨૭૭ | ૧૧૩૧ | ૩૬૨૦ | ૨૧૦૫ |
| ફ્રેશનરી ... ... ... | ૭૯૮ | ૯૮૦ | ૧૩૯૨ | ૧૭૬૧ |
| ાંડ ... ... ... | ૧૦૮૧૫ | ૧૬૧૧૧ | ૧૯૧૦૩ | ૨૫૧૯૮ |
| ... ... ... | ૩૧૨ | ૪૨૫ | ૩૪૭ | ૬૩૫ |
| ગીરટ અને પાનું ... ... | ૨૫૮૯ | ૬૭૩૩ | ૫૩૦૫ | ૧૩૦૪૯ |
| તરાઉ હોઝીયરી ... ... | ૬૩૪ | ૧૮૦૦ | ૧૩૯૫ | ૩૨૦૫ |
| ગર ધોએલાં પીસ ગુડ્ઝ ... | ૧૨૦૪૫ | ૨૨૭૩૧ | ૨૬૪૨૩ | ૪૬૪૮૪ |
| ધોએલાં પીસ ગુડ્ઝ... ... | ૧૨૦૧૨ | ૨૦૯૪૦ | ૨૧૨૧૭ | ૪૪૩૬૦ |
| ગીન અને છાપેલાં પીસ ગુડ્ઝ | ૨૨૫૭ | ૨૪૬૫૩ | ૧૦૪૭૨ | ૫૧૩૫૫ |
| સીવવાના દોરા ... ... | ૧૦૯ | ૫૩૩ | ૨૫૮ | ૧૩૪૦ |
| તરાઉ માલ એકંદર ... | ૩૩૬૧૩ | ૭૯૪૭૦ | ૬૬૫૮૪ | ૧૬૪૧૭૯ |
| ઉમ કાચું ... ... | ૨૪૪૫ | ૬૨૪ | ૪૫૭૫ | ૧૫૯૬ |
| પીસ ગુડ્ઝ .. ... | ૪૦૦૩ | ૬૧૮૨ | ૮૮૪૩ | ૬૫૪૭ |
| ... ... | ૬૩ | ૪૩ | ૧૫૬ | ૬૩ |
| ... ... | ૩૧ | ૧૫૬ | ૭૩ | ૨૯૫ |
| પીસ ગુડ્ઝ ... ... | ૭૧૪ | ૨૯૪૧ | ૧૪૯૫ | ૫૬૪૦ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ભારરો થોલે છે.

| ચીજનું નામ. | મે | | એપ્રીલથી મે | |
|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૨૦ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| તંબાકુ ... ... ... | ૧૪૩૮ | ૨૪૭૦ | ૩૪૮૮ | ૪૯૬૫ |
| રમકડાં ... ... .. | ૨૮૫ | ૪૫૫ | ૬૬૦ | ૮૫૮ |
| છત્રીઓ ... ... ... | ૪૭ | ૧૪૦ | ૯૨ | ૨૯૦ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૬૮ | ૨૧૩ | ૧૧૬ | ૪૧૭ |
| લાકડાં ... ... ... ... | ૬ | ૨૮ | ૧૪ | ૬૮ |
| કુલ આયાત | ૧૩૮૦૧૫ | ૨૩૭૩૧૫ | ૨૮૭૭૯૮ | ૪૫૩૨૮૮ |

નીકાશ.

| ચીજનું નામ. | | | | |
|---|---|---|---|---|
| જીવતાં જનાવરો .. .. | ૩૦૦ | ૩૨૮ | ૬૧૩ | ૫૬૬ |
| મીણબત્તી .. ... .. | ૧૮૩ | ૩૧૫ | ૭૪૫ | ૫૮૦ |
| સૉલ્ટ પીટર ... ... .. | ૪૦૮ | ૮૨૯ | ૧૨૫૮ | ૧૨૯૪ |
| કોલસા ... ... ... ... | ૫૫૮ | ૧૨૯૫ | ૫૫૮ | ૧૨૨૩ |
| કૉફી ... ... ... ... | ૭૯૮૩ | ૧૪૯૭ | ૧૦૧૧૪ | ૫૭૮૦ |
| કાથો, ( સીંદરી ) ... .. | ૧૧૯૭ | ૯૨૭ | ૧૭૭૦ | ૨૮૦૦ |
| દોરડાં ... ... ... ... | ૧૧૯ | ૧૪૧ | ૩૨૧ | ૨૫૨ |
| દવાઓ ... ... ... ... | ૨૮૫ | ૩૯૮ | ૭૧૫ | ૮૨૭ |
| ગળી ... ... ... ... | ૨૬૭ | ૩૧૫ | ૬૬૬ | ૮૬૫ |
| ઢોરડાં ભેઠ ... ... ... | ૪૯૯ | ૪૦૯ | ૧૨૦૧ | ૧૨૫૬ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૧૦૧૮ | ૧૦૮૧ | ૨૨૭૭ | ૩૦૦૭ |
| ઘાસ કરવા માટે રેસા ... ... | ૪૩૫ | ૧૨૯ | ૬૭૧ | ૩૬૮ |
| ફુળ ને શાક ... ... .. | ૪૬૮ | ૫૮૪ | ૧૧૭૪ | ૧૩૨૦ |
| ડાંગર ... ... .. | ૭૩૧ | ૯૮ | ૧૨૯૨ | ૯૩૫ |
| ચોખા . ... ... | ૫૨૬૯૫ | ૬૯૦૭૩ | ૬૦૬૭૭ | ૮૯૩૦૨ |
| ઘઉં ... ... ... | ૨૯૪ | ૨૯૬ | ૩૫૩ | ૪૩૧ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૨૨૩ | ૧૬૮૭ | ૧૮૯૧ | ૩૭૧૨ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૮૯૯૨ | ૨૩૫૧૫ | ૧૫૯૩૫ | ૪૭૯૮૩ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૯૦૮૧ | ૧૨૨૦૯ | ૪૧૪૯૦ | ૨૫૦૦૧ |
| લાખ ... ... ... ... | ૨૪૦૬ | ૫૭૭૦ | ૫૫૪૮ | ૧૧૬૧૮ |
| કેળવાયલાં ચામડાં ... ... | ૯૯૪૮ | ૧૨૬૬ | ૨૦૨૨૮ | ૭૬૪૭ |
| ખાતર ... ... ... | ૫૯૩ | ૧૩૧૭ | ૧૪૫૮ | ૩૫૭૨ |
| મેંગેનીઝ ઓર ... .. ... | ૫૫૯ | ૧૧૬૦ | ૧૦૮૨ | ૨૧૮૯ |
| ધાતુ કુલ .. ... ... | ૧૯૮૭ | ૪૦૩૭ | ૪૮૨૦ | ૩૮૩૫ |
| અબરખ .. ... ... | ૪૮૪ | ૧૩૧૫ | ૧૧૩૯ | ૬૯૭ |
| દીવેલ તેલ ... ... ... | ૯૧ | ૧૭૬ | ૨૩૦ | ૨૨૨ |
| કોપરેલ તેલ ... ... ... | ૧૦૦૧ | ૫૧૦ | ૧૧૧૫ | ૬૧૨ |

ધી બોમ્બે ટાઈમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

# વેપારી કાયદા.

## કયા દેશનો કાયદો.

સ્ટીમરનું નુર કેટલું અપાય તે સંબંધી રાલી બ્રધર્સ અને એક સ્પેનીશ કંપની વચ્ચે વાંધો પડયો હતો. રાલી બ્રધર્સે અમુક માલ એ કંપનીની સ્ટીમરમાં દરેક ટન દીઠ પચાસ પાઉંડનું નુર ઠરાવીને સ્પેન મોકલ્યો હતો અને અરધું નુર કલકત્તામાં અને બાકીનું બારસીલોના ખાતે આપવાનું હતું. સ્પેનની સરકારે કાયદો કરીને અમુક હદ કરતાં વધારે નુર લેવાની સ્ટીમર કંપનીઓને મનાઇ કરેલી હોવાથી માલ સ્પેનનાં બાર્સીલોના બંદરે પહોંચતાં માલ લેનારે ત્યાંના કાયદા પ્રમાણેનું ઓછું નુર આપવા માંડયું જે ઉપરથી સ્ટીમર કંપનીએ રાલી બ્રધર્સ ઉપર ઇંગ્લંડમાં દાવો માંડયો. કોર્ટે ચુકાદો આપ્યો કે કૉન્ટ્રેક્ટ અંગ્રેજીમાં થયો હતો. માલ લેનાર જો નાણાં ન આપે તો માલ ચઢાવનારે આપવાં પડે એવો ઠરાવ હતો અને કેસને અંગ્રેજી કાયદો લાગુ પડતો હતો પણ સ્ટીમર કંપની સ્પેનીશ હતી અને તેનાથી સ્પેનના કાયદાનું ઉલંઘન કરી વધારે નુર લેવાય નહીં. દેવાદારે લ્હેણદારને તેના દેશમાં નાણાં આપવાં જોઇએ પણ સ્પેનના કાયદા પ્રમાણે તે ગુન્હારૂપ હતું; માટે જે કામ સ્પેનના કાયદામાં ગુન્હારૂપ ગણાય તે કરવાને ઇંગ્રેજી કાયદો ઉત્તેજન આપી શકે નહીં. વાદીનો દાવો તેથી કહાડી નાંખવામાં આવે છે. ( સોટા ઍંડ ગઝનાર વીરૂદ્ધ રાલી બ્રધર્સ—૨૯-૩-૧૯૨૦ )

## વેપારી મંડળોની સત્તા.

વેપારી મંડળો પોતાના સભાસદોના લાભ સાચવવા માટે જે પગલાં ભરે તેથી કોઈ બહારના ગૃહસ્થને નુકશાન જાય તો તે નુકશાન ભરી લેવા માટે એ મંડળની ઉપર દાવો માંડી શકાય નહીં એવો ઇંગ્લંડમાં કાયદો છે તેનો લાભ લઇને મોટર ટ્રેડસ એસોસીએશને ઠરાવ કર્યો કે અમુક પ્રકારની મોટરો બનાવનારાઓ જે ભાવે વેચવાનું પોતાના આડત્યાઓને ફરમાવે તે કરતાં ઓછે ભાવે કોઇએ તે જાતની મોટર વેચવી નહીં અને આ નીયમનો ભંગ કરનાર વેપારીને પણ તે વેચવી નહીં. એવો ભંગ કરનારના નામ એ એસોસીએશન પોતાનાં સભાસદોને પુરાં પાડશે. વેર ઍન્ડ ડીકૃવીલ લીમીટેડ નામની કંપની મોટરકારનો વેપાર કરતી હતી. સને ૧૯૧૯ની આખરમાં એક ગૃહસ્થે વોકસલ કાર ખરીદી પણ પાછળથી તે નહીં ગમવાથી વેચી નાંખવાનું આ કંપનીને જણાવ્યું. કંપનીએ તે માટે ઑફર માંગનારી જાહેર ખબર છપાવી. તે વાંચી એસોસીએશને તેમને લખી જણાવ્યું કે અમને મળવા અમુક વખતે આવશો. કંપનીએ જવાબ આપ્યો કે આ માલ અમારો નથી. અને અમારે પેરીસ જવું છે. જો તેમ ન હોત તો અમે એ વીશે વાત કરવા કાજે ખુશીથી મળવા આવત. આ ઉપરથી એસોસીએશને પત્ર લખ્યો કે જો આવું ફરીથી નહીં કરવાની કબુલાત અને દંડ તરીકે પચાસ પાઉંડનો ચેક નહીં મોકલો તો એસોસીએશનના નીયમથી ઉલટી રીતે વર્તનાર વેપારી તરીકે તમારૂં નામ જાહેર કરવામાં આવશે જેથી તમને એસોસીએશનના સભાસદો સાથે મોટરનો વેપારી સંબંધ બંધ થશે. આ ઉપરથી કંપનીએ એમ કરતાં તમને અટકાવવાનો કોર્ટનો હુકમ મેળવવાને દાવો માંડયો. તો પણ એસોસીએશને એ પ્રમાણે કંપનીનું નામ જાહેર કર્યું. કોર્ટે ચુકાદો આપ્યો કે એસોસીએશન સામે નુકશાનીનો દાવો માંડી શકાય નહીં પણ હવે પછી ખોટું કામ કરતાં તેને અટકાવી શકાય. એસોસીએશન પોતાના સભાસદ નહીં એવા વેપારીને માટે આવું જાહેર કરે તો તેથી પોતાના માલનો ગમે તેવો ઉપયોગ કરવાની તે વેપારીની સત્તા છીનવી લેવાનો પ્રયત્ન કર્યો ગણાય. એ ખોટું કાર્ય છે. માટે એસોસીએશનના જે આગેવાનોએ આ કાયમાં ભાગ લીધો છે તેમને ફરમાવું છું કે હવેથી એમ ન કરવું. ફરયાદીનો તથા એસોસીએશનનો ખર્ચ તેમણે આપવો. ( વેર ઍંડ ડીકૃવીલ લીમીટેડ વીરૂધ ધી મોટર ટ્રેડસ એસોસીએશન અને બીજા—૧૭-૫-૨૦ )

---

# યુગાન્ડામાં કપાસની ખીલવણી.

પ્રસ્તાવઃ—બિહારીલાલ નારાયણજી અનંતાણી, જંગબાર.

યુગાન્ડાનું કપાસ લીવરપુલનાં બજારોમાં સારો દરજ્જો ધરાવે છે અને મુંબઇમાં પણ મોટા પ્રમાણમાં આયાત થાય છે, અને સારા ભાવો મેળવે છે. અમેરીકન અને ઇજીપ્શીયન જાતીની સાથે તે સારી હરીફાઇથી ટકી રહ્યું છે, પરંતુ આ પાક યુગાન્ડામાં કેમ દાખલ થયો અને કેવી રીતે તેનો વિકાસ થયો, એ હકીકત આ માસિકના વાંચનારાઓને રસ આપવાની સાથે ખાસ ઉપયોગની થશે એવી ધારણાથી આ લેખ આપવામાં આવ્યો છે.

યુગાન્ડાનાં સંસ્થાનની ખીલવણીના પ્રશ્નપર વિચાર કરવા માટે એક કમીશન નીમવામાં આવ્યું હતું. તેઓ તરફથી હાલમાં જે રિપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે, તેમાં સંસ્થાનની ખીલવણી સાથે ત્યાંના કપાસની ખીલવણીને અતી ગાઢ સંબંધ હોવાથી એ કપાસની ખીલવણીને માટે શું કરવું જોઇએ તે વિષે કેટલીક ઉપયોગી સુચનાઓ કરવામાં આવી છે, તેમજ એજ ઉદ્દેશથી બોર્ડ ઓફ ટ્રેડ તરફથી તપાસ કરી જે રિપોર્ટ કરવામાં આવેલો છે તે માંહેની હકીકત આ વિષય પર સારો પ્રકાશ પાડશે એમ માનું છું.

ઋતુ, હવા, પાણીઃ—આ પ્રોટેકટોરેટની અંદરથી જાણીતી મહાન નાઇલ નદીનો એક ધોરી ભાગ કે જે વિકટોરીયા નાઇલને નામે ઓળખાય છે, તે પસાર થાય છે. અને તેની ઉત્તરમાં એંગ્લો ઇજીપ્શીયન સાઉડાનનો મુલક આવેલો છે. આથી આ પ્રદેશનાં હવાપાણી સાઉડાનના દક્ષિણ વિભાગના હવાપાણીને બહુ અંશે મળતાં છે. કપાશના પાકનો આધાર તદન વર્ષાદ ઉપરજ છે પરંતુ વર્ષાદનું પ્રમાણ ઘણે ભાગે યોગ્ય રહે છે. કવચિત કવચિત વર્ષાદનાં તોફાનો થાય છે, તે વખતે પાકને નુકશાન થવાનો સંભવ રહે છે, પણ તેવા બનાવો કવચિત જ બને છે.

વિસ્તારઃ—આ દેશનો વિસ્તાર લગભગ ૧,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, અને તેમાંથી ૧૬૦૦૦ ચોરસ માઇલમાં પાણી છે. રાજ્ય કારભારની સગવડની ખાતર આ દેશના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. (ઇસ્ટર્ન પ્રોવીન્સ, યુગાન્ડા, નોર્ધન અને વેસ્ટર્ન.) અને તેમાં જે ભાગોમાં કપાસનું વાવેતર કરવામાં આવે છે, તેનો વિસ્તાર ચાલુ સાલ એટલે ૧૯૨૦ની મોસમ માં ૧૫૫૦૦૦ એકર એટલે આગલાં વર્ષ કરતાં ૨૦,૦૦૦ એકર વધારે હોવાનું અડસટવામાં આવે છે. ખેતીના વિસ્તારનો મોટો ભાગ ઇસ્ટર્ન પ્રોવીન્સમાં છે; પરંતુ યુગાન્ડામાં તે વિસ્તાર ચોકસ રીતે વધતો જાય છે, અને નોર્ધર્ન પ્રોવિન્સમાં પણ છેલાં બે ત્રણ વર્ષ દરમ્યાન આ પાકનાં વાવેતરમાં ત્યાંના વતનીઓએ જે રસ લીધેલો છે, તે સારી આશા અને ઉત્તેજન આપે એવો છે. ઓણ સાલ જુદા જુદા પ્રાંતોમાં કપાસનાં વાવેતરનો વિસ્તાર નીચે મુજબ છેઃ—

ઇસ્ટર્ન પ્રોવીન્સ—૧૧૧૦૫૦ એકર; નોર્ધન પ્રોવીન્સ ૨૪૫૦ એકર.

યુગાંન્ડા—૪૦૫૫૦ એકર; વેસ્ટર્ન "૧૫૦૦" ગયે વર્ષે નોર્ધર્ન પ્રોવીન્સના બૂનયોરો પરંગણામાં કેટલાએક યુરોપીઅન પ્લેન્ટેશનોમાં કપાસ ઉગાડવામાં આવ્યું હતું અને તેનાં પરિણામ સંતોષકારક આવ્યાં હતાં.

નિપજઃ—સને ૧૯૧૮-૧૯ માં જીનમાંથી કાઢેલા કપાસની ગાંસડીઓ ૨૭૪૯૨ ગાંસડીઓ (દરે ૪૦૦ રતલની) નિકાસ કરવામાં આવી હતી, અને તેની કીંમત ૬૬૫૯૫૫ પૌંડ એટલે કુલ નિકાસના ૭૭.૪૩૪ ટકાની થઇ હતી, પરંતુ કપાસની ઉત્પન્ન અને નિકાસના આંકડાઓ મોસમના પાકની સા

સરખાવી શકાય નહિ. કારણ કે કપાસની ભરપૂર મોસમ અને નિકમનુ કામ માર્ચ માસ... રીએ મહુથી વધારે ત્રેમથી ચાલે છે. અને ૧૯૧૪ મા કપાસની ઉપજ ૪૨૦૦૦ ગાંઠની થઈ હતી (૪૦૦ રતલની) ૧૯૧૮ માં તે ઉપજ ૨૩૦૦૦ ગાંઠની અને ૧૯ નો મોસમનો પાક અનુમાને ૨૫૦૦૦ ગાસડી હતો અને ચાલુ મોસમનો પાક ઓછામા ઓછો ૫૦૦૦૦ ગાસડી અડસટવામા આવે છે

યુગાન્ડામા કપાસની પદ્ધતિપૂર્વકની ખેતીની શરૂઆત સમ્પૂર્ણ રીતે આધુનિક છે આ ધંધો ઘણો લાગે અને બહુધા આ ખેતી ત્યાના વતનીઓનાજ હાથમા છે માત્ર ચાલુ દાયકામાજ આ ઉદ્યોગ મોટા સ્વરૂપમા વિકાસ પામ્યો હતો સહુથી પ્રથમ ચર્ચ મિશનરી ... ટીએ કપાસના વાવેતરને વ્યાપારી પદ્ધતિએ ઉત્તેજન આપવાની શરૂઆત કરી ૧૯૦... મા આ કામ તેણે યુગાન્ડા કંપની લીમીટેડને સોપ્યુ અને ત્યાર પછી આજ ઉદ્યાગમા સંખ્યાબંધ યુરોપીઅન કંપનીઓ જેવી કે, ઇસ્ટ આફ્રીકા કારપોરેશન અને તેમાથી થએલ કોટન ગ્રોઇંગ એસોસીએશન અને બીજી અનેક જુદી જુદી યુરોપીઅન હીંદી પેઢીઓએ રસ લેવા માંડયો અને હાલ આ ઉદ્યોગ આ દેશનો મોટામા મોટો ઉદ્યોગ અને મુખ્ય નિકાસ થઇ પડેલ છે આ ઉપરથી જોઇ શકાશે કે જો કે આ ઉદ્યોગ હજુ શરૂઆતમાજ છે તો પણ યુગાન્ડાનો સઘળો નિકાસ વ્યાપાર સને ૧૯મા ૬૦૫૦૦૦ પઉંડનો આંકવામા આવ્યો હતો તેમાથી માત્ર કપાસની નીકાસ ૩૧૮૦૦૦ પૌંડની આંકવામા આવી હતી આથી અત્રે એક સિદ્ધાંત એવો પણ કરી શકાય કે જે દેશ કપાસનુ વાવેતર કરે છે, તે દેશની આબાદીનીમા કપાસની ખેતીની ખીલવણી એ મોટો ભાગ ભજવી શકે છે

પ્રગતી અને ભાવિ સંભવિતતાઓ —બ્રિટિશ સામ્રાજ્યના નવા વિભાગોમા યુગાન્ડા સહુથી વધારે પ્રમાણમા કપાસ ઉત્પન્ન કરે છે અને આપણે સંતોષની સાથે જોઇ શકયા છીએ કે તે ૪૨૦૦૦ ગાસડી સુધી પહોંચી ગયુ છે આ પરિણામ લાવવાનુ પ્રથમ દરજ્જે માન ત્યાની સરકારને છે કે જેણે કપાસની ખેતીને યોગ્ય પ્રદેશો સહુથી પ્રથમ શોધાવી તે પ્રદેશોની ખીલવણી કરી હવે ભવિષ્ય સારૂ જોવામા આવે છે એટલુ જાણી શકાયુ છે કે વિસ્તારમા વહન સ્થાપિત થઇ ગઇ છે તેટલાજ વિસ્તારમા પણ જો મહેનત કરવામા આવે તો તેની નિપજ વર્ષની ૨૫૦૦૦૦ ગાસડી સુધી વધારી શકાય એમ છે અને તે ખેતીનો વિસ્તાર બીજા પ્રાંતોના નવા તાલુકાઓમા વધારવામા આવે તો દર વરસની કુલે દશ લાખ ગાસડીઓ મેળવી શકાય એમ છે આ અભિપ્રાય કદાચ આશાવાદીઓના હશે તેમજ કોફી અને રબરની ખેતીનો વિચાર તેમા કરવામા આવ્યો નહિ હોય પરંતુ આબોહવાની સ્થિતિ બહુ ઉત્તમ છે અને વસ્તી ( લગભગ ૩૦,૦૦,૦૦૦ ) મોટી છે જો પદ્ધતિપૂર્વક મજુરીને તેઓ ચાહનારા નથી પણ સમજુતીથી તેમ કરે એવા છે

## વાહનો

હવે મુખ્ય પ્રશ્ન કે જેના નિરાકરણ ઉપર પાકની ઉન્નતીનો આધાર રહ્યો છે, તે વાહનવ્યવહારના સાધનો અને સગવડોનો છે આ દેશમા લવલઇજત કરવાની કુદરતે ... એવી સગવડ આપેલી છે કે તેવા બીજા કોઇકજ દેશમા હશે આ સંસ્થાન બહારની દુનિયા સાથે યુગાન્ડા રેલ્વેથી જોડાએલુ છે આ રેલ્વે કિલીંડી ( મોમ્બાસા ) ના બંદરથી શરૂ થઇ બ્રિટીશ ઇસ્ટ આફ્રિકામાથી પસાર થઇ કિસુમુ શહેર કે જે વિક્ટોરીઆની આન્ઝા સરોવરની પૂર્વમા આવેલુ છે ત્યા લગી લંબાય છે અને આ સ્થળેથી જળ માર્ગ સંચારી ગાધનો શરૂ થઇ સરોવર કિનારાના ઘણા ભાગો પર ચલાવવામા આવે છે જેમાનો દક્ષિણાર્ધ ભાગમાનો જર્મન ઇસ્ટ આફ્રિકાનો પણ સમાઇ જાય છે તેના મુખ્ય બંદરોની ઉપજ, કપાસ

ધી ઓરીએંટલ ટાઇપ માર્ટ ૧૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ

(પોર્ટબેલ) અને એન્ટેબે છે. જીલ્લાનાં બંદરેથી બીજી એક રેલ્વે લાઇન એકસ્ક આઇલમાં કીઓગા સરોવર પર નાગાંગાગી શહેર સુધી દોડે છે અને આથી એ સરોવરના કિનારા પરનાં સંખ્યાબંધ સ્થળોને જલ માર્ગે માલની લાવલઇજા કરવાની સગવડ માટે છે.

એક બીજી ન્હાની રેલ્વે લાઇન પોર્ટ બેલથી કંમ્પેલા સુધીનો છે તે સરોવરથી સાત માઇલ દુર છે પણ આ લાઇનને પશ્ચિમ તરફ છેક આલાંદ સરોવરના પ્રદેશ સુધી આગળ વધારવાની ધારણાંઓનો વખત થયા રાખવામાં આવી છે.

આગગાડી અને જલમાર્ગનાં સાધનો ઉપરાંત પાકી સડકો બાંધી, સારી સગવડો પુરી પાડવામાં આવી છે. જુનાં પગવાટોથી તો દેશ ગુંથાએલા છે, પણ તે માંહેનાં કેટલાક તો માત્ર ત્યાંના વતની, હમાલોની પગવાટ તરીકેજ ઉપયોગમાં આવે એવા છે. જ્યારે કેટલાએક ત્યાંના ન્હાના ગાડાંઓ સહેલાઇથી લઇ જઇ શકાય એવા છે. મોટર વેગનોના વ્યવહાર માટે પાકી સડકો અને ધોરી રસ્તાઓ પણ બંધાયલા છે અને આ રસ્તાઓથી દેશના જે ભાગો સહુથી સરસ રીતે ખીલેલા છે તેમાં કપાસનાં વાવેતરનો વિસ્તાર ઘણી સારી રીતે થએલો છે. એટલું ખરૂં છે કે આફ્રિકાના કપાસવાળા પ્રદેશોમાંથી ઇસ્ટર્ન પ્રોવિન્સને આથી વધારે સગવડો મળેલી છે, પણ સાથે એ પણ કબુલ કરવું જોઇએ કે જે ભાગો કપાસના વાવેતર માટે ખાસ અનુકુળ સાબિત થયા હતા, તેની ખીલવણી કરવામાં ખાસ વધારે ખર્ચ કરવામાં આવ્યો છે.

વ્યાપારી દ્રષ્ટીએ ઉછેરઃ—કપાસના પાકને ઉછેરવા કાંતવા અને બજારમાં મૂકવાના સંબંધમાં ઘણાંક મતભેદ છે પરંતુ મહાન યુદ્ધની શરૂઆત પછી થોડો સમય બાદ કરીએ તો આ કપાસના અર્દ્હનારાઓ ઉત્સુકતાથી ઉપાડતા રહ્યા છે. યુગાન્ડાની ખેતી સમ્પુર્ણ રીતે ત્યાંના વતનીઓના હાથમાં છે. ત્યાંના કોઇ પણ મોટાં પ્લેન્ટેશનો યુરોપીયન માલેકી ધરાવતાં નથી આથી એ બિચારા વતની ખેડુતોને એક્સપ્લોઇટર્સ વસાહતીઓથી રક્ષણ આપવાની અને તેમનું હિત જાળવવાની મુખ્ય ફરજ ત્યાંની સરકારની છે. સરકારને આ ફરજ બજાવવામાં યુરોપીઅન અને બીજી પેટીએ.ની પ્રમાણમાં મોટી સંખ્યા આ ઉદ્યોગની વ્યાપારી બાજુ ઉપર વધારે ધ્યાન આપતી હોવાથી બહુ સફળતા થઇ શકી છે. ખરીદીમાં ચાલુ હરીફાઇ થતી રહે છે, અને પરિણામે હંમેશ ખરીદીના ભાવો સામાન્ય વખતોમાં એટલા તો ખાત્રીપૂર્વક આવે છે કે કપાસના પાકની કિમત યોગ્ય અને પુરતા પ્રમાણમાં જરૂર લાવી આપે છે અને તેથી નાઇજીરીયાની માફક કપાસનાં બીયાંના ભાવની ઓછામાં ઓછી ચોકસ કિમત ઠરાવવાની પદ્ધતિ દાખલ કરવાની જરૂર જણાઇ નથી, જો કે આ વસ્તુસ્થિતીમાં લડાંઇ ફાટી નીકળવા પછી તુરત કપાસના ભાવોમાં જે મંદી આવી ગઇ તે એક અપવાદ થઇ ગયો. તે વખતે બ્રિટીશ કોટન ગ્રોઇંગ એસોશીએસને ખોટની પરવા કર્યા વગર ખરીદ ચલાવી જેવી રીતે બજારને ટકાવી રાખી તે ધન્યવાદને યોગ્ય છે. પણ પાછળથી બજાર ઉપર અને યોટનો બોજો ઉપાડવો પડયો નહિ પણ આ વખતે કેટલાક ભાગોમાં ખેડુત લોકે કપાસના ભાવ નહિ આવતા જોઇ ઉભા છોડ ચુંટી કાઢી બાળી નાખવાથી કપાસના એ વિકાસને જબર ધક્કો લાગ્યો.

લડાઇના વખતમાં યુગાન્ડાના કપાસને પાછળ પાડવામાં ઇસ્ટ આફ્રિકાની રણસંગ્રામની જરૂરીઆત જેવી કે લડાયક માણસો અને કપાસનાં વાવેતરને બદલે ખોરાકીની વસ્તુઓની આવશ્યકતા અને ઋતુની અનીયમીતતા એ વગેરે કારણો પણ મુખ્ય ભાગ ભજવ્યો હતો.

મેટેલીક થીલાંગથી બીલ્ડીંગનો ઓગરો શોભે છે.

કપાસનું બજાર—કપાસના ખેતી ઉપરાંત તેની વ્યાપારી બાજુ ઉપર ત્યાંની સરકારનું કામ કપાસના વિભાગોમાં જાહેર બજારો સ્થાપવામા, આ બજારોની વ્યવસ્થા માટે વખતો વખત કપાસના ધારાઓ અને હુકમો બહાર પાડવામાં અને ઘણું કરીને કપાસના વ્યાપાર ઉપર સખ્તાઇ રાખવામાં સમાઇ જાય છે

કપાસની જકાતઃ—સરકારે ૧૯૧૮ મા કપાસની નીકાશ ઉપર એક નાની જકાત નાખેલી છે તેનાં ડહાપણ વિશે શંકા છે. આવક ઉત્પન્ન કરવાના આ ઉપાયમા અમે તો કશું ડહાપણ જોઇ શકતા નથી કારણ કે કપાસના ભાવો જ્યારે જ્યારે નિચા પડી જાય ત્યારે ત્યારે તેના ઉદ્યોગને આથી બહુ ખમવું પડે છે. પહેલાં એમ દરખાસ્ત કરવામાં આવી હતી કે આ જગાત દર ગાસડીએ ૨ પૌંડની લેવી જોઇએ પરંતુ પછી કમીટીની ભલામણ પરથી તે એક પૌંડની કરવામા આવી અને કોલોનીઅલ ઓફિસે તેને માત્ર અખતરા તરીકે એક વર્ષને માટેજ લડાઇના વખતા તરીકેજ રાખી વળી એવી પણ કબુલાત આપવામા આવી છે કે આ કરની આવકમાંથી એવું ખર્ચ કરવુ કે જેથી કપાસના આજ ઉદ્યોગને ફાયદો થાય. એક પૌંડ રતલ ઉપર ચાર ટકા કર નાખવામા આવ્યો છે અને ૧૯૧૯ ના તેની આવક ૯૦૦૦ પૌંડની ની આશા રાખવામા આવે છે એમ ચોક્કસ કરવામા આવ્યું છે કે ૧૯૨૦ની પહેલી જાન્યુઆરીથી આ કર ત્રણ ટકા લેખે લેવામા આવશે અને તે ત્રણ વર્ષ લગી રહેશે. યુગાન્ડાના કરના હિસાબે આ કર ગાંસડી દીઠ એક પૌંડ કરતા વધારે થવા વિશે આ બાબતમાં અમુક કમીટી તરફથી કરવામાં આવી હતી કે લીવરપુલમા ભાવ એક રતલે એક શીલીંગથી ઉતરી જાય તો કર પાછો આપવો જોઇએ. આ સૂચનાનો સ્વિકાર થયો નહિ પરંતુ જો ભવિષ્યમા ભાવો ઘટાડો થઇ જાય તો તે વખતે આ બાબત ફરી વિચાર ઉપર લેવાને કબુલ કરવામાં આવ્યું હતું.

બીયાં પુરા પાડવા બાબત—થોડા વર્ષ અગાઉ જ્યારે સરકારનું ખેતીવાડી ખાતુ ખોલવામા આવ્યુ ત્યારે તેની સૌથી પહેલી ફરજોમાની એક કપાસના બીયા પુરા પાડવા બાબતમાં જે વિનતી ઉત્પન્ન થઇ હતી તેનો બંદોબસ્ત કરવાની હતી. આ ઉદ્યોગની શરૂઆતના વખતમા બીયાંની ઘણી ભીન્ન ભીન્ન જાતો આયાત કરવામા આવી હતી, અને જુદા જુદા પ્રકારનાં બીયા મિશ્રણ થતાં તેનાં સાધારણ રીતે આવા જોઇએ તેવાં ભયંકર પરિણામો આવ્યાં અને ૧૯૦૮ મા બીયાંની વહેંચણી કરવાનું કામ સરકારે પોતાના હાથમાં લીધું. નમુનાઓ પસંદ કરવામાં આવ્યા ને સન ફલાવર અને એલન નામની લાંબા તંતુવાળી અમેરીકન જાતના હતા જે બહુ ફતેહમંદ નીવડયા. ડિપાર્ટમેન્ટના આ કામનાં પરિણામે હાલમાં દેશમાં બીયાંની વ્હેંચણી હાલમાં એ જાતોની ઓલાદમાથીજ થાય છે. જે હવે કેવળ સ્વભાવિક થઇ ગયા છે. આ વહેંચણી ઉપર સરકારની દેખરેખ છે અને તે પદ્ધતિ ફતેહમંદ સાબિત થઇ છે. યુગાન્ડા કપાસની જાત સારી છે અને તેણે ઘણાં વર્ષો સુધી, લીવરપુલના બજારો પર, સંતોશકારક સરસાઇ ભોગવી છે.

નિકાસ કપાસનાં સ્થાનો.—વાચનાર જાણીને ખુશી થશે કે સાધારણ સ્થિતીમાં હિન્દુસ્તાન યુગાન્ડા કપાસની લગભગ 10000 ગાંઠ ખરીદે છે અને ભવિષ્યમાં કદાચ વધારે લેશે. કેટલાક ભાગોમાંથી એવો અભિપ્રાય દર્શાવવામા આવે છે કે આ કપાસ યુનાઇટેડ કિંગડમની બજારોમાંજ રહેવું જોઇએ પરંતુ એ ઉચિત યાદ રાખવું જોઇએ કે યુગાન્ડાના ઉદ્યોગમાં રોકવામા

આવેલ નાણાંનો મોટો ભાગ યુનાઇટેડ કિંગડમ સિવાયના બીજા દેશોમાંથી મેળેલો છે. વળી તે વાત બાજુએ મુકીએ તો પણ કપાસની ખેતી અને ખેડુતોની હિતની ખાતર પણ પાકની મોટામાં મોટી કિંમત ઉપજાવવી એ ખાસ જરૂરનું છે. જો હિન્દુસ્થાન માત્ર ચાલુ વખતને માટે પણ લડાઇની વિચીત્ર પરિસ્થિતી (ખાસ કરીને મોટાં નુર) ને લઇને કપાસનું સહુથી ઉત્તમ બજાર થએલું સાબિત થયું છે તો પછી અમને લાગે છે કે આ ઉદ્યોગના સ્વભાવિક વિકાસને આડે આવે એવાં કોઇ કૃત્રિમ દખાણો મુકવાં એ તદન અયોગ્ય અને ન ઇચ્છવા જેવું છે.

ખેતવાડી ખાતું:—જો કપાસનાં વાવેતરમાં મકમ વધારો, અને પ્રગતી કરવાની હોય તો તેને માટે ખેતીવાડી ખાતાનાં ખર્ચમાં વધારો કરવાની જરૂર છે અને આ વાત યુગાન્ડાને ખાસ જોરથી લાગુ પડે છે. બીયાંની વેંચણી પ્રયોગ માટેની ખેતી અને દેશી કપાસનાં વાવેતર ઉપરની દેખરેખ, એ સઘળાંના સંબંધમાં તે ખાતાનાં સ્ટાફે જે ઉત્તમ કામ કરી બતાવ્યું છે તેથી આ ઉદ્યોગની સફળતા મોટા પ્રમાણમાં થઇ છે પણ જો આ ઉદ્યોગને હજુ વધારે ખીલવવો હોય તો એ ઘણીજ જરૂરનું જણાય છે કે સ્ટાફમાં વધારો કરવો જોઇએ અને પગારના દર એટલા પૂરતા હોવા જોઇએ કે તેથી એ ખાતાની નોકરીમાં સારા માણસો આકર્ષાઇ આવે એટલુંજ નહિ પણ ચાલુ રહે. જાણીને ખુશી થવા જેવું છે કે આ એક વિચાર સરકારનાં ધ્યાનમાં છે. અને અમને વિશ્વાસ છે કે યુગાન્ડાની સરકાર ભવિષ્યમાં આ પ્રોટેક્ટોરેટની ચડતીને માટે કપાસની ખેતીના ઉદ્યોગની ખાસ અગત્ય બરાબર સમજી તે માટે જાગ્રત રહેશે.

ભાવિ. Prospects:—હવે કપાસની ચાલુ સ્થિતિ અને યુગાન્ડામાં પરીસ્થિતી સંબંધે સરવાળો કરીએ તો તે એકંદરે સંતોષકારક છે. આપણે આશા રાખીએ છીએ કે તેની પ્રગતીને યુદ્ધનાં પરિણામે જે મહાન આઘાત લાગ્યો છે તે માત્ર તાત્કાળીકજ નીવડશે અને લડાઇ પહેલાંનો મકમ પ્રગતીમાન ઇતિહાસ પાછો ચાલુ થશે. વિકાસ અને વિસ્તાર કરવાનું કામ ભલે ધીમું હોય પણ તે સંગીન હોવું જોઇએ. દેશમાં પધ્ધતીપૂર્વક શોધખોળ ચલાવવામાં, લાવ લઇ જા કરવાનાં સાધનો ખીલાવવામાં અને ખેતીવાડી ખાતાંને મજબુત કરવામાં ઘણું ખર્ચ થઇ જાય એમ છે પરંતુ અમે વિશ્વાસ ધરાવીએ છીએ કે, નામદાર સરકારે ભૂતકાલમાં કપાસની ખેતીનો વિસ્તાર વધારવામાં જે ઉત્સાહપુર્વક ભાગ લીધેલો ખાત્રીપુર્વક કહેવામાં આવે છે, તેમાં મંદી આવવા પામશે નહિ. આ ઉદ્યોગ હવે સારી રીતે સ્થપાઇ ગએલો કહી શકાય અને અવિશ્રાંત ... પરીણામે તેનો પદ્ધતીપૂર્વકનો વિકાસ થવાની આશા રાખી શકાય.

અનુમાનો અને ભલામણો:—અમે ભલામણ કરીએ છીએ કે ખેતીવાડી ખાતાંને વધારવું અને તેના અમલદારોને જે પગારો આપવામાં આવે છે તેમાં ઘણો સારો વધારો ... એ કે જેથી તેઓ નોકરીમાં છે તો તેમાંજ ચાલુ રહે અને શકિતવાળા માણસોને એ ... આકર્ષી શકાય.

... જળ માર્ગના સુધારાવાળી લાવલઇજા કરવાની સગવડો વધારવા માટે ચાલુ ... આપવું જોઇએ. અમે ભલામણ કરીએ છીએ કે કપાસના ઉદ્યોગ ઉપર સરકારનો જે ... રાખવામાં આવ્યો છે તે ચાલુ રાખવો.

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

યુગાંડા પ્રાન્તના મોટા વિસ્તારો અને લાગો અને હુમીલુ દેશના પૂર્વના પ્રાન્તોમાં પણ એર ઉદ્યોગના વિકાસ માટે અવકાશ ધરાવે છે. એ પ્રાન્તના ઘણાક ભાગોમાં જેટલો ભાગ માણસોથી ખેડી શકાય એવો છે તેટલો લગભગ પુર્ણ થયો છે અને હાલ હળ તથા બીજા યંત્રોની મદદ જરૂરની હોતાં તેવા સાધનોની ઉત્તેજનની જરૂર છે જો ત્યાંના વતનીઓને જુદા જુદા છુટા છુટા પડેલા ભાગોમાં ખેતી કરવાને બદલે એક સાથે લાંબા વિસ્તારમાં ખેતી કરવાને અને ત્યાંના વતનીઓને એક બીજાની સાથે સહકાર કરવાને સમજાવવામાં આવે, તો એ મજુરી બચે ને આવા સાધનોનો વપરાશ મોટા પ્રમાણમાં થાય.

કપાસના ભેદ કરવા માટેની સૂચનાઓ આપવી જોઇએ અને તે પ્રમાણે ન કરે તેને માટે સજાઓ નકી થવી જોઇએ. વર્ષની શરૂઆતમાં કે જ્યારે પોળટેક્સ વસુલ કરવામા આવે છે ત્યારે પાકની ચુંટણી અગાઉથી કરી લેવામા આવતી હોવાથી તેને નાણાની મદદ કરવામાં ઘણી મુશ્કેલી પડે છે.

હાલમાં કપાશ અર્ધા એકરના કટકામાં વાવવામા આવે છે. અમો માનીએ છીએ કે તે કટકાનું કદ ધીમે ધીમે વધારવું જોઇએ. ત્યાંના વતનીઓ અર્ધા એકરના કટકામાં ખેતી અને ચુંટણી કરવામા પોતાના ધંધાની ફરજ પુરી થતી માને છે આવા વિચારને જરા પણ અનુમોદન આપવુ એ આર્થીક દૃષ્ટિએ ભુલ ભરેલુ છે.

અમે ભલામણ કરીએ છીએ કે દરેક જીનવાળાઓને પોત પોતાની જીનની જુદી જુદી નિશાનીઓ રાખવાની ફરજ પાડવી જોઇએ અને દરેક ગાંસડી ઉપર જે પેઢીએ માટે તે તૈયાર કરી હોય તેનો માર્ક હોવો જોઇએ.

અમે આશા રાખીએ છીએ કે ૧૯૧૩ નો તોલ માપ ઓડીનન્સ તુરત અમલમા મૂકવામાં આવશે.

હિન્દી કોટન કમીટીના ૧૯૧૯ના રીપોર્ટ ઉપર ટાઇમ્સે જે અવલોકન કરેલું છે તેમાંથી નીચેનો ભાગ જાણવા જોગ થશેઃ—

ખેતીનો સ્ટેંન્ડર્ડ સુધારવાના પ્રશ્નનો અગત્યનો ભાગ ખેડુતોને પોતાની મહેનતનો યોગ્ય મહસૂલ મળે તેવી સ્થિતીમા વેચાણ ખરીદ થવાનો પ્રશ્ન છે. આ બાબતમાં હાલની ચાલુ પદ્ધતિ કે જેમાં માલ ઘણાક મધ્યસ્થોના હાથોમાથી પસાર થાય છે તેનાથી કોઇ પણ વધારે અસંતોષકારક હોઇ શકે નહિ. ઉત્તમ ઉપાયોમાંનો એક એ છે કે ખુલ્લા બજારોની સગવડ કરી આપવી. આવી બજારો કાયદાપૂર્વક ગતાવાર રીતેની માત્ર બિરાર અને મધ્યપ્રાંતોમાજ હસ્ત ધરાવે છે આ કમીટી આવાં બજારો બીજા પ્રાન્તોમા પણ જેમ બને તેમ તુરત સ્થાપવાની ભલામણ કરે છે. જીનીંગ ને પ્રેસીંગ ફેક્ટરીઓને લાઇસન્સ આપવાની પદ્ધતિ દાખલ કરવા વિશેની કમીટીની ભલામણ નિસશય રીતે સાચી છે. આ લાઇસન્સો કે જે સ્પષ્ટ સરતોથી આપવામા આવનાર છે તે જે ખરા વ્યાપારની જરાપણ વચ્ચે આવતી નથી તેની જરૂર સ્વીકારી લઇએ છીએ કે આવી સઘળી ફેક્ટરીઓને જુદા નંબર અને માર્કો રખાવવા. જેટલાં કપાસનું કામકાજ ચાલતું હોય તે દર્શાવનારા પોતાના જુદા જુદા નંબર અને માર્કો રખાવવા ફરજ પાડવી.

---

સુધારેલી ખેતી:—લેંકેશાયર દરેક ખેડુતને ઉંચા પ્રકારનું કપાશ ઉગાડવાને લઇ જવા માટેના ઉપાયો વીષેની ચોકસ માહેતીઓ મેળવવાને ઇચ્છે છે.

કપાશનાં વાવેતરવાળા જમીનના ટુકડાઓની બોટેનીકલ સર્વેની જરૂરીયાત ઉપર ભાર મૂકવામાં આવે છે. સુધારો મેળવવામાં પસંદગીનું કામ એ પ્રથમ પગથીઉં લેખવામાં આવે છે પરંતુ ત્યાર પછી તુરતજ યોગ્ય રીતે કેળવાએલા અમલદારો મારફતે તેનું વલણ થવું જોઇએ

આ માસિકના પૂર્વ અંકોમાંના એકમાં યુગાન્ડાનાં કપાસ બાબતમાં કેટલીક હકીકત પ્રસિધ્ધ કરવામાં આવેલ છે. તે ઉપરાંત આ હકીકતથી વ્યાપારની સદરહુ ભારે ઉપયોગી ચીજની બાબેતમાં સારૂં અજવાળું પડશે એવી આશા રાખવામાં આવે છે. વાંચનારાઓ જાણી શકશે કે, દુનિયામાં આજે વ્યાપારની ભારે ચીજોમાંની એક ચીજ કપાસ છે. ભારત વર્ષમાં મુંબાઇ શહેરમાં કપાસનો વ્યાપાર એક મુખ્ય વ્યાપાર ગણાય છે. મુંબાઇવાસી સાહસિક વ્યાપારીઓનું વલણ વ્યાપારની બીજી દિશાઓ કરતાં કપાસ તરફ વધારે વળે છે. ખરૂં છે કે ભારત વર્ષના ઉદ્યોગમાં યુગાન્ડાનાં મોટા તાતણાનાં કપાસ કરતાં, ગુડ ભરૂચનો ખપ વિશેષ છે આ બાબત ગામડી હલકું કાપડજ હિન્દુસ્થાન બનાવે છે તે બાબત સિદ્ધ કરે છે. ગયાજ વર્ષમાં અમે જોયું છે, કે હિન્દુસ્થાનમાં ગણી ગાંઠી મીલોમાંજ યુગાન્ડા કોટન અને જર્મન ઇસ્ટ આફ્રિકાનું કોટન અમુક જથ્થામાં સામાન્ય ભાવથી વાપરવામાં આવેલ છે. હિન્દુસ્થાનનાં ઉદ્યોગનાં ભાવિ માટે, આ એક સારી આગાહી છે. અમે આશા રાખીશું કે, હિન્દુસ્થાનમાં આ કપાસની ખપતી દીન પ્રીતિદીન વધતી જાય. અમારો ચાલુ પોકાર છે કે હિન્દુસ્થાનનાં નૈસર્ગિક સંસ્થાન પૂર્વ આફ્રિકા તરફ મુંબાઇના એક દૃષ્ટી તરફ રાચતા શાહુકારોનું લક્ષ જ્યાં સુધી નહીં ખેંચાય ત્યાં સુધી “ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે હિન્દુસ્થાન મોં ધોવા જાય છે ” એવું થાય છે. આ વિશાળ મુલકમાં આ વિશાળ ભાવી આપણા હાથમાં લેવાનું આપણે બનતું કરવું જોઇએ. ગયાં વર્ષમાં મેજર મેકકેરો નામના એક સાહસિક નરની પ્રેરણાથી મેસર્સ “ બ્રાડી એન્ડ કંપની ” એક અમીરીકન પટેની સરદારી નીચે મુંબાઇની મુડીથી એક કંપની ઉભી કરવામાં આવી છે. અને તેના ડાયરેકટરેટમાં એવા નર વીરોનાં નામો ડાયરેકટરો તરીકે જોવામાં આવે છે કે જેમાંના એક એક વેપારી જો ઇચ્છે તો પોતાનાં દેશભાઇયોનાં સહચર્યથી તે સદહુ દિશામાં અલગ અને સ્વતંત્ર રીતે પણ અતી સુંદર દેખાવ કરી શકે એમ છે. અમારો તે સામે વાંધો નથી. અમો તો ઇચ્છીએ છીએ કે કોઇ પણ પ્રકારે પૂર્વ આફ્રિકાની આ વિશાળ ભુમીમાં હિન્દી મુડી રોકાય, હિન્દી મગજ એ ખેતી કેળવે અને પછી તે ગમે તે બજારમાં મેલાય. વસ્તુતઃ સદરહુ વ્યાપારનું કેંદ્ર હિન્દીઓને હસ્વગત થાય. માત્ર સદરહુ સંસ્થાન ભુતળની આપણી નામના જાળવી રાખવાનું મુખ્ય સાધન છે, તે પ્રત્યે લક્ષ ખેંચવાનોજ અમારો ઉદ્દેશ છે.

---

# અધિપતિની નોંધ.

દેશી રાજ્યોની પ્રજા હોય એવા જે ગૃહસ્થો બ્રીટીશ મુલકમાં વસવાટ કરવાથી કે ટેક્સ આપવાથી કે અન્ય રીતે મત આપનાર તરીકે ગણાવાને લાયક હોય તેમને દેશી રાજ્યની પ્રજા હોવાને કારણે મત આપવાના હકમાંથી બાતલ રાખવાનું મુંબઈ સરકારે ઠરાવ્યું હતું જ્યારે મદ્રાસ, બંગાલ વગેરે પ્રાંતોની સરકારે એવો વાંધો લીધો ન હતો. આ ચેમ્બરે એવા વાંધા સામે મજબુત અવાજ રજુ કરનારી અરજી નામદાર મુંબઈ સરકાર ઉપર મોકલી આપી હતી પણ તેના જવાબમાં એમ જણાવવામાં આવ્યું હતું કે મત આપનારાઓની યાદી લગભગ તૈયાર કરેલી છે અને હવે જે દેશી રાજ્યની રૈયત હોય એવા ગૃહસ્થોને બ્રીટીશ હદમાં રહેવાના વગેરે કારણથી મત આપનાર તરીકે ગણવાનું કરવાથી તો યાદીમાં બહુ સુધારો કરવો પડે અને ફરી છાપવી પડે. આટલું છતાં પાછળથી નામદાર સરકારે આ ચેમ્બરની વાત સ્વીકારી છે ને દેશી રાજ્યની પ્રજા હોય તેમને પણ જો બીજી રીતે મત આપવાને લાયક હોય તો મત આપનાર તરીકે ગણવા ઠરાવ્યું છે એ ખુશી થવા જોગ છે.

---

ચેમ્બરની લાયબ્રેરીમાં "રેફરન્સ બુક્સ" વસાવવા માટે પાંચસો રૂપયાની જે ભેટ શેઠ મૂલચંદ હીરાચંદ તરફથી મળી છે તે ઉપકાર સહીત સ્વીકારવાનો ઠરાવ ચેમ્બરની કમીટીએ કર્યો છે. અને એ માટેનાં પુસ્તકો પ્રમુખની સમ્મતી પ્રમાણે સેક્રેટરીએ ખરીદવા એમ ઠરાવ્યું છે તે વીશે ચેમ્બરના સર્વે સભાસદોનું ધ્યાન ખેંચવામાં આવે છે. એ રકમ એવા કામ માટે પુરતી નથી અને ચેમ્બરની લાયબ્રેરીને સારા પાયા ઉપર મેલવાની જરૂર છે તેથી સર્વે સભાસદો એ કાર્યમાં બનતી મદદ કરશે એમ આશા રાખવામાં આવે છે.

---

કાગળ બનાવવાનો ઉદ્યોગ હીંદમાં ખીલી શકે તેમ છે અને બાબુમાંથી એ ઉદ્યોગ માટે ૧૪૦ લાખ ટન જેટલો માલ હીંદમાંથી મેળવી શકાશે એવી ગણતરી ગણવામાં આવી છે. એ વીશે વધારે અખતરા કરવા માટે જોઈતું સંચાકામ હીંદી સરકાર તરફથી ખરીદવા માટે એ ઉદ્યોગને લગતો અનુભવી ઇંગ્લંડ ગયો છે એમ વર્લ્ડસ પેપર ટ્રેડ રીવ્યુ જણાવે છે.

---

નોરવેમાં ક્રીસ્ચીયાનીયા ખાતે તા. ૫મીથી ૧૨મી સપ્ટેમ્બર ૧૯૨૦ સુધી ઇંડસ્ટ્રીયલ ફેર નામથી પ્રદર્શન ભરવામાં આવનાર છે. નોર્વેમાં બનતા માલના નમુનાઓ એમાં રજુ કરવામાં આવશે. એ વીશેની વીગત નોર્વેની સરકાર તરફના કલકત્તા ખાતેના કૉન્સલ જનરલને (૩, ચોરંઘી મેન્શન્સ, કલકત્તા) લખવાથી મળશે.

---

રેલ્વેવાળાઓ કેટલીકવાર માલ ઉપર કાયદા પ્રમાણે લઈ શકાય તે કરતા વધારે નુર ચાર્જ કરે છે અને સાધારણ રીતે નુર ગણવાના સબંધમાં નીયમો ગુંચવણ ભર્યા હોવાથી માલ મોકલનારને ખબર પડતી નથી કે ચાર્જ અયોગ્ય રીતે વધારે લેવાયો છે. એવા સંજોગોમાં રેલ્વે ગુડસ રસીદ અથવા રેલ્વે કેશરસીટ સાથે જોઈતી વીગત મેશર્સ પી. એલ. બાટલીવાલા એન્ડ સન્સની પેઢી ઉપર મોકલી આપવામાં આવે તો ભુલો શોધી કહાડી રેલ્વેએ વધારે લીધેલો ચાર્જ પાછો મેળવી આપવાનું કામ એ પેઢી કરે છે. વધુ વીગત માટે તેમને લખો અથવા જાતે મળીને પુછો. પી. એલ. બાટલીવાલા એન્ડ સન્સ, રેલ્વે કલેમ્સ સેટલમેંટ એજંટસ, ૪૬, પીકેટ રોડ (કાળકા દેવી) મુંબઈ.

---

ધી બોમ્બે ટાઈપ માર્ટ ૨૧ બેક ઑફ કોર્ટ મુંબઈ.

હુંડીના બજારની સ્થીતી દીનપ્રતીદીન વધારે અસ્થીર થતી જાય છે કારણકે નામદાર સરકાર ખુલી રીતે વેપારી આલમને પોતાના વીશ્વાસમાં લેતી નથી. આ ચેમ્બરની કમીટીને હીંદી ખજાનચીએ થોડા દીવસ ઉપર આપેલી મુલાકાત વેળા થયેલી વાતચીત તદ્દન અસંતોષકારક હતી કારણ કે જ્યાં સરકારની રાજનીતી સ્પષ્ટરીતે જણાવવાની માગણી કરવામાં આવી ત્યાં તેનો જે જવાબ આપવામાં આવ્યો તે ઉડાવનારોજ લેખાય એવો હતો. જો આ ચોમાસું હીંદુસ્તાનના સર્વે ભાગોમાં એક સરખું સંપૂર્ણ સંતોષકારક નીવડે તો પરદેશ ખાતે માલની નીકાશ વધે અને તે વેળા રીવર્સ કાઉન્સીલ્સને બદલે હીંદુસ્તાન ઉપરની હીંદી પ્રધાનની હુંડી અર્થાત કાઉન્સીલ બીલ્સ માટેની લેવાળી જાગશે. તે વેળા સરકાર બે શીલીંગના ભાવને વળગી રહેશે એવી ખાત્રી માગવામાં આવતાં ના પાડવામાં આવી તે ઉપરથી હીંદી વેપારી આલમને ભય રાખવાને કારણ રહે છે કે કદાચ ફરીથી હુંડીનો ભાવ વધારે ઉંચો લઈ જવાનો પ્રયત્ન કરવામાં આવે. જો તેમ થાય તો તે હુંડીયોને ચુકવવાને માટે નાણું જોઇએ. રૂપયાનો જથો તે માટે ઓછો પડે નહીં તે કાજે નવા રૂપયા પાડવાની સંભાળ કેટલેક દરજે સરકારે લીધેલી દેખાય છે અને વીશેશ ચાંદી ખરીદીને વધારે સાધન ઉભાં કરવામાં આવે તો નવાઇ નથી પણ એ રીતે નવા રૂપયા પાડવા માટે બીજી ચાંદી ખરીદવામાં આવશે કે કેમ તે સવાલ વીશે પણ સરકાર તરફથી નીશ્ચીત જવાબ આપવામાં આવ્યો નહીં તે બતાવે છે કે કાંતો સરકારની રાજનીતી છુપી રાખવાની ખાસ ધારણા છે અથવા તો એવા સંજોગોમાં કેમ વર્તવું તે વીશે સરકાર નીશ્ચય ઉપર આવી શકતી નથી. જો એવો પ્રસંગ આવતા સુધીમાં સોનાના સીકાને લીગલ ટેન્ડર ઠરાવવા માટેનો દર દસ રૂપયાનો નકી કરવાના હેતુથી જે નવો કાયદો ઘડવો ધાર્યો છે તે ઘડવામાં આવ્યો ન હોય તો હુંડીનો ભાવ કદાચ અત્યારે કલ્પી પણ ન શકીયે એટલી ઉંચી હદે લઇ જવાં સરકારને અટકાવવાનું મુશ્કેલ થઇ પડે કેમકે તે વેળા નાણાંનું ધોરણ સરકારજ પાડી શકે એવા રૂપયાનુંજ હોવાથી એ રૂપયા ઉપર અંકુશ રાખી એની કીંમત તુરતવેળા વધારવાનું સરકારથી ઘણે અંશે બની શકે. વેપારની તેજીના સમયમાં એ પ્રમાણે હુંડીનો ભાવ વધારવો અને મંદીના સમયમાં એ ઉંચો ભાવ ટકાવી રાખવાને બહાને રીવર્સ કાઉન્સીલ વેચી યુરોપીયન માલ અત્રે આયાત કરનારને લાભ કરી આપવો એવી આ રીતી હીંદી વેપારી આલમને ગંભીર ચીંતામાં નાખે એમાં કાંઇજ નવાઇ નથી. પણ મામલો એટલેથી અટકતો નથી. હુંડીના દરને કાબુમાં રાખે એવી એક વધારે બળવાન શકતી બેંકોના વ્યાજમાં દરની છે અને તેની ઉપર પણ પોતાનો કાબુ બેસાડવાના હેતુથી ત્રણે પ્રેસીડન્સી બેંકોને એકત્ર કરી વ્યાજના દરની વધઘટ જેવી મહેત્વની બાબદોમાં તેમને સરકારી આજ્ઞાને આધીન રાખવાની ગોઠવણ કરનારો નવો કાયદો ખરડા રૂપે તૈયાર કરવામાં આવેલો પ્રજા જાણે છે. જો પ્રજાકીય સભાસદો વચે પડયાં ન હોત તો અત્યાર અગાઉ એને સર્વે તબક્કામાંથી પસાર પણ કરી જવામાં આવ્યો હોત. વેપારી આલમને વધારે સગવડ આપવાનો બદલે તેમને હરકતમાં મેલવાની સરકારની સતા વધારવા જેવા એ કાયદા સામે વેપારી આલમનો પોકાર હજી જોશમાં બહાર પડયો નથી એજ દલગીર થવા જેવું છે. એ એકત્ર પ્રેસીડન્સી બેંકોના ઉપર કંટ્રોલ રાખનારા બોર્ડમાં વેપારી આલમ પોતાના પ્રતીનીધીઓ પુરતી સંખ્યામાં ચુંટી મોકલે એવી ગોઠવણની જરૂર હવે જેમ જલદીથી તેઓ પીછાનશે અને તે માટે જોશથી ચળવળ કરશે તેમ વધારે સારી રીતે પોતાના લાભ તેઓ સંભાળી શકશે.

---

મેટેલીક,શીલીંગથી બીલીંગનો ઓરડો ખોલે છે.

# THE YAMAN INDUSTRIAL RESEARCH LABORATORIES.

SPECIALISTS

IN

DYEING, BLEACHING

FINISHING, PRINTING,

OIL, FATS

AND

SOAPS

Please refer you pro blems & difficulties to

Managing Director,

THE YAMAN INDUSTRIAL RESEARCH LABORATORIES

(૬૮) *Grant Road Kennedy Bridge*

---

# પોરબંદર પોરટલેંડ સીમેંટ

"ગણપતી" છાપ




હમારા સીમેંટ હીંદુસ્તાનમાં આયાત થતા [illegible] સીમેંટની બરોબરી કરે છે અને [illegible] ખાતાઓમાં વપરાય છે. એનું પેકીંગ એક [illegible] હંડરવેટ [illegible] આવે છે જેથી [illegible] સહેલાઈથી ઉચકી શકાય છે

વધુ વિગત તથા ભાવ માટે લખો

## ધી ઇન્ડીયન સીમેંટ કું૦ લી૦

તાતા સન્સ ઍન્ડ કું.

એજન્ટસ

(૩૬) નવસારી બીલ્ડીંગ ફોર્ટ મુંબઈ

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૩મું. VOL. XIII. SEPT. 1920. No 3. સપ્ટેંબર ૧૯૨૦. અંક ૩.

## અનુક્રમણિકા.



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામા આવ્યું છે. છુટક નકલ એકના આના ૯ છ વી. પી. પોસ્ટથી ૦–૮–૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી બાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામ આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમા અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇ ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે

# સભાસદો માટે સરક્યુલર.

ઇમ્પીરીયલ મોટર ટ્રાન્સપોર્ટ કાઉન્સીલ (ઠેકાણું ધી રોયલ ઓટોમોબાઇલ ક્લબ, લંડન, એસ. ડબલ્યુ.) જણાવે છે કે આ વરસે તા. ૧૮ મી અકટોબરથી તા. ૨૭ મી અકટોબર સુધી લંડન ખાતે એક કૉન્ફરન્સ ભરવામાં આવશે જે વેળા બ્રીટીશ સામ્રાજ્યને મોટરવ્યુઅલ પુરો પાડવાની યોજના વીશે, રસ્તાઓ સુધારવા તથા સંભાળવાને લગતા કાયદાઓ વીશે, મડકો ઉપરથી માલની હેરફેર કરવાના સાધનો ખીલવવા વીશે, મોટરો ઉપરના કર વીશે, અને સામ્રાજ્યમાં બધે લશ્કર માટે મોટરો તથા ગાડાં પુરતી સંખ્યામાં મળે તેવી ગોઠવણ વીશે વીચાર ચલાવવામાં આવશે અને તે વેળા મોટરોનું પ્રદર્શન પણ ઓલીમ્પીયા, કીંગ સ્ટ્રીટ, કેન્સીંગ્ટન લંડન, ખાતે ભરવામાં આવશે. એ માટેની ગોઠવણ કરનારાઓ ઇંડીયન મરચંટસ ચેમ્બરને પોતાના પ્રતીનીધીઓ મોકલી આપવાનું આમંત્રણ કરે છે, એ સર્વ ગોઠવણ માટેની કાઉન્સીલમાં તથા એમ્પાયર મોટર ફ્યુએલ કમીટી અને એમ્પાયર રોડસ એન્ડ ટ્રાન્સપોર્ટ કમીટીમાં જે ગૃહસ્થો છે તેમના નામ પણ એમણે પોતાના પત્રમાં આપ્યા છે, પ્રેસીડંટ પ્રીન્સ આર્થર ઓફ કોનોટ અને ચેરમેન ઓ. સર આર્થર સ્ટેન્લી છે. જેમને જવાની ઇચ્છા હોય તેમણે આ ચેમ્બરના સેક્રેટરીને લખી જણાવવું

---

# ચેમ્બરની કમીટીની સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક મીટીંગ મંગળવાર તા. ૬ ઠી જુલાઇ સને ૧૯૨૦ ને રોજે સાંજના બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | શેઠ ફીરોજ જે. બીલીમોરીયા |
| ,, લૈલભાઈ સૌમલજી સામંત. | ,, જેઠમલ નારણદાસ. |
| ઑ. શેઠ ચુનીલાલ વી. મેહતા | ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલા. |
| ,, ,, મનમોહનદાસ રામજી. | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, માવજી ગોવિંદજી |
| ,, સુરજમલ લલ્લુભાઇ | ,, લાલજી ગોવિંદજી |
| ,, લખમીદાસ રવજી તેરસી. | ,, રેવાશંકર જગજીવન |
| ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી. | ,, બી એફ. માદન. |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી. | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી. |

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોઇશે કે ?

૧. તા. ૬ ઠ્ઠી જુલાઈ તથા તા. ૧૩ મી જુલાઈને રોજ મળેલી મીટીંગની મીનીટો જે સભાસદોમા ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. જે ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમા સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવી હતી તે ઉપર વિચાર કરતા એવો ઠરાવ થયો હતો કે તા. ૬ ઠ્ઠી જુલાઈ પહેલા જે અરજીઓ આવેલી હોય તેને બેલટ ઉપર મોકલવી બેલટ માટેના દીનસો તા ૮ મી ઓગષ્ટ મંગળવારથી તા. ૧૦ મી ઓગષ્ટ મંગળવાર સુધીના મુકરર કરવામાં આવ્યા હતા સ્કુટીનીઅર વગેરે શેઠ જેઠમલ નારણદાસને નીમવામા આવ્યા હતા. તા. ૬ ઠ્ઠી જુલાઈ બાદ અને તા. ૨૦ મી જુલાઈ દરમીયાન જે અરજીઓ આવેલી હતી તે સબંધમા એવો ઠરાવ થયો હતો કે તે સંબંધમા વિચાર મુલતવી રાખવો.

૩ ઑ. મી દિલ્હીની કમીટીની મુલાકાત વખતે સભાસદો તરફથી જે વાદવીવાદ ચલાવવામાં આવ્યો હતો તે સબંધમાં શેઠ બી. એફ. માદન તરફથી પત્ર આવ્યો હતો કે તે પ્રસંગે તેઓએ ફક્ત કમીટીનાજ વીચારો દર્શાવ્યા હતા અને તેમના અંગત વીચારો દર્શાવ્યા નહોતા. આ પત્રની નોધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ મેસર્સ એન. પોવેલની કંા. તરફથી પત્ર આવ્યો હતો કે ચેમ્બરના પ્રોસીડીંગ્ઝ નોટીસ વીગેરે સઘળાં લખાણો, ગુજરાતીમા તેમજ ઈંગ્રેજીમા છપાવવા જોઈએ. આ સુચના અમલમાં મુકવાનો તથા તે મતલબનો પત્ર મેસર્સ એન પોવેલની કંા ને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

પ રંગની વહેચણી ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીને એકલે હાથે ન થવી જોઈએ પણ એક સલાહકાર મંડળની સલાહથી થવી જોઈએ એ મતલબનો જે કમીટી તરફથી ફરીથી પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમા ના મુંબાઈ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે રંગ આવી પણ ગયા છે અને તેની વહેચણી પણ થઈ ગઈ છે. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ના. સરકારની આ પ્રકારની વ્યવસ્થાને સારૂ કમીટી ઘણીજ દીલગીર છે અને હવે પછીથી તેઓની સુચના અમલમાં મુકવામા આવશે એવી આશા છે એ મતલબનો પત્ર ના. સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૬ ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રી તરફથી એક પત્ર આવ્યો હતો અને તેમાં "સુશોભીત જાહેર ખબર" ના વીષય ઉપર બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સના "વીકલી પ્રોગ્રેસ રીપોર્ટ" માંથી ટુંક સારની નકલ બીડેલી હતી. હીંદુસ્થાન "સુશોભીત જાહેર ખબર" ના વીષયમાં વધુ પછાત હોવાથી તે સંબંધમાં શું સુધારા થઈ શકે એ પ્રશ્ન આવતી ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝની કોનફરન્સમા ચર્ચવવાનો છે વળી પત્રમાં જણાવ્યુ હતુ કે તે વીષયની તાલીમ આપવાને સારૂ "સ્કુલ ઓફ આર્ટ" ના પ્રીન્સીપાલ સાથે તેઓ પત્ર વ્યવહાર કરે છે આ પત્ર કમીટી આગળ રજુ થતા એવો ઠરાવ થયો હતો કે તે હુન્નર ખાનગી સાહસથી કેળવી શકાય તેમ છે અને કેળવાય છે તેથી બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સે તે સંબંધમા કાંઈ પગલાં લેવાં એ કમીટીને વ્યાજબી લાગતુ નથી. આ મતલબનો પત્ર ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો

ધી બોમ્બે ટાઈપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ.

૭ મેસર્સ કાવસજી દીનશા તરફથી પત્ર આવ્યો હતો કે એડનથી યુનાઇટેડ કીંગડમનો તારનો દર ૧—૯—૦ છે. જ્યારે હીંદુસ્થાનથી યુનાઇટેડ કીંગડમનો દર ફક્ત ૧—૦—૦ છે. હાલના ઘટાડેલા દર પહેલાં જ્યારે હીંદુસ્થાનથી યુનાઇટેડ કીંગડમનો દર ૧—૮—૦ હતો ત્યારે એડનથી યુનાઇટેડ કીંગડમનો દર પણ ૧—૮—૦ હતો. આ ગેરવ્યાજબી હતું પણ હાલના દર તો તેથી પણ વધારે ગેરવ્યાજબી લાગે છે. આ પત્ર ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે તે મતલબનો ખુલાસો "ડાયરેક્ટર જનરલ ઓફ પોસ્ટ એન્ડ ટેલીગ્રાફ"ને લખી પુછાવવો.

૮ જરમન ઇસ્ટ આફ્રીકામાં "ઇન્ડીઅન કોલોનીઝેશન"ના સંબંધમાં ના. સરકાર તરફથી જે ત્રણ સવાલો પુછાવવામાં આવ્યા હતા તેના જવાબમાં ઇસ્ટ આફ્રીકન સબ કમીટી તરફથી એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે ખરડો કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો તથા તેની એક નકલ ના. સરકારને મોકલવાનો ઠરાવ થયો હતો.

૯ "ડોક એક્સ્ટેનશન"ના સંબંધમાં પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી જે પત્ર આવ્યો હતો તેના જવાબમાં પોર્ટ ટ્રસ્ટ સબ-કમીટી તરફથી એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે ખરડો કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો તથા તેની એક નકલ પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી ઉપર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૧૦ શેઠ એસ. આર. બમનજીના ઇનામને લગતા "કરન્સી"ના નીબંધો તપાસવા સારૂ "પરીક્ષકો"ની નીમણુકના સંબંધમાં વિચાર કરતાં નીચે જણાવેલા ગૃહસ્થોને પરીક્ષક તરીકે ચુંટવાનો ઠરાવ થયો હતો.

૧. મી. બી. એફ. માદન.
૨. મી. એલ. ડી. એલ. બકલે.
૩. „ એસ. એન. પોચખાનાવાલા
૪. „ એમ. એલ. ટેનન.
૫. „ આર. સી. રોલી.

૧૧. ચેમ્બરને સારૂ શોર્ટ હેન્ડ ટાઇપીસ્ટનો નીમણુક કરવા બાબત વિચાર કરતાં ઠરાવ થયો હતો કે હાલ એક ટાઇપીસ્ટ છે તે ઉપરાંત એક શોર્ટ હેન્ડ ટાઇપીસ્ટ રૂ. ૪૦ના પગારથી છુટક કામ કરવા સારૂ નીમવો.

૧૨. મુંબઇના પોલીસ કમીશનર તરફથી પત્ર આવ્યો હતો કે "કસ્ટમ એક્ઝામીનેશન હોલ"માંથી સુતરાઉ તથા રેશમ કાપડની ચોરી થાય છે. પણ તેમાંની સઘળી ચોરીઓ પોલીસને જાહેર કરવામાં આવતી નથી. આ સંબંધમાં વહેપારી વર્ગનું ધ્યાન ખેંચ્યું હતું અને જણાવ્યું હતું કે વહેપારી વર્ગે માલ હોલમાં ખોલતી વખતે કાળજી રાખવી. આ પત્રની એક નકલ ધી નેટીવ પીસ ગુડઝ મર્ચન્ટસ એસોસીએશન ઉપર તેઓના અભીપ્રાય સારૂ મોકલવાનો ઠરાવ થયો હતો.

૧૩. બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સ તરફથી પત્ર આવ્યો હતો કે ટેક્સ્ટાઇલ પીસ ગુડઝ વીગેરે કાપડનો વધારાનો સ્ટોક તેઓ વેચવા માગે છે તો તે મતલબની ખબર

ચેમ્બરના મેમ્બરાને જાહેર કરશો એવી આશા છે પત્ર કમીટી આગળ રજુ થતા તેની વીગત ચેમ્બરના માસીકમા છપાવવાનો ઠરાવ થયો હતો.

૧૪ કેનેડામા ચેમ્બર તરફથી એજન્ટ નીમવાના સંબંધમા મી એમ વી મુરચંટ તરફથી જે પત્ર આવેલો હતો તે ઑ. મી પુરૂષોત્તમદાસ સભામા હાજર નહીં હોવાથી મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો

૧૫ નામદાર હીંદી સરકારની નાણા સબંધી રાજનીતિ સામે પોકાર કરવા માટે જે જાહેર સભા બોલાવવામા આવી હતી તે માટે ખર્ચના રૂા ૬૦૦ મંજુર કરવામાં આવ્યા હતા પણ કુલ ખર્ચ રૂા ૧૦૯૮-૨-૬ થવાથી વધારાની રકમ મંજુર કરવાનુ કામ કમીટી આગળ આવવાથી તે રકમ મંજુર કરવાનો ઠરાવ થયો હતો

૧૬ નામદાર સરકારની નાણા સબંધી રાજનીતીના સબંધમા ના વાઇસરોયને એક ડેપ્યુટેશન મોકલવાનો જે સવાલ કમીટી સમક્ષ હતો તે સબંધમા કેટલીક સભ્ય તરફથી એમ જવાબ આવ્યો હતો કે હાલ બદલાએલી સ્થીતી જોતા ડેપ્યુટેશન મોકલવાની જરૂર નથી આ સુચના ઉપર ચેમ્બરની ફીનેન્સ સબ કમીટીનો અભીપ્રાય લેતા તેઓનો પણ તેજ પ્રમાણે મત થયો હતો કે હાલના સંજોગોમા ડેપ્યુટેશન મોકલવાની જરૂર નથી. ફીનેન્સ સબ કમીટીની આ ભલામણ સ્વીકારવામા આવી હતી

૧૭ શેઠ ફાઝલભાઈ ઇબ્રાહીમ રહીમતુલ્લાને ચેમ્બરની ફીનેન્સ સબ કમીટીના સભાસદ તરીકે ચુટવાનો ઠરાવ થયો હતો

૧૮ ના મુબાઇ સરકારની ધારા સભામા " પોર્ટ ટ્રસ્ટ એમેન્ડીંગ એક્ટ " રજુ થવાનો છે તે તરફ કમીટીનુ લક્ષ ખેંચવામા આવ્યુ હતુ ઠરાવ થયો હતો કે તે સામે કમીટીનો "પ્રોટેસ્ટ" ના ગવરનર પર લખી મોકલવો

---

શ્રી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની ખાસ સભા મંગળવાર તા ૩ જી ઓગસ્ટ સને ૧૯૨૦ ને રોજ બપોરના ૨-૩૦ કલાકે (સ્ટા. ટા ) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા પ્રમુખની ગેરહાજરીમા પ્રમુખનુ સ્થાન ઉપ પ્રમુખ શેઠ બોમનજી એદલજી ચીનૉયે લીધુ હતુ

| | |
|---|---|
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | શેઠ જેઠમલ નારણદાસ |
| ,, સુરજમલ લલ્લુભાઇ | ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલા |
| ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી | ,, માવજી ગોવિંદજી |
| ,, મોતીલાલ કાનજી | ,, બી. એફ. માદન |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, રેવાશંકર જગજીવન |
| ,, હીરજી જે બીલીમોરીયા | ,, મથુરાદાસ કાનજી મટાણી |

શ્રી મેજેસ્ટીક ટાઇપ માર્ટ ૨૧ મેડ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

૧. ના. મુંબાઇ સરકારના "ડેપ્યુટી કોન્ટ્રોલર ઓફ કરન્સી" મી. ડેનીંગ તરફથી પત્ર આવ્યો હતો કે હાલ "રીવર્સ કાઉન્સીલ" જે બે જથામાં વેચાય છે. (ઇમીજીએટ અને ડીફર્ડ) તેમાંથી "ઇમીજીએટ" નું વેચાણ બંધ રાખવાનો ના. સરકારનો ઇરાદો છે. આ સંબંધમાં કમીટીનો અભીપ્રાય માગ્યો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે ના. સરકારની એ ભલામણને કમીટી ટેકો આપી શકે તેમ નથી. કમીટીની મૂળ ભલામણ વેચાણ તદન બંધ કરવાની હતી અને હજી પણ છે. તો "ડીફર્ડ" નું વેચાણ ચાલુ રાખવાને ના. સરકાર પાસે શાં કારણ છે, તથા ફકત "ઇમીજીએટ" નું વેચાણ બંધ કેમ કરવા માગે છે વીગેરે કારણો ના. સરકારને પત્ર લખી પુછાવવાં.

૨ પોર્ટ ટ્રસ્ટ એમેન્ડીંગ એકટના સંબંધમાં કમીટી તરફથી જે રેપ્રીઝેન્ટેશન ના. ગવરનર પર મોકલવામાં આવ્યું હતું તેના જવાબમાં તેઓના પ્રાઇવેટ સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીના એક પ્રતીનીધીને તે સંબંધમાં ના. ગવરનરને રૂબરૂ મુલાકાત સારૂ મોકલવા. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ જેઓ હાલ પુને છે અને જેઓએ એ વીશયનો બારીકાઇથી અભ્યાસ કરેલો છે, તેમને ચેમ્બરના પ્રતીનીધી તરીકે ના. ગવરનરની મુલાકાતે જવા સારૂ નીમવા અને તે મતલબનો એક તાર તેઓને તથા ના. ગવરનરના પ્રાઇવેટ સેક્રેટરીને લખી મોકલવો.

૩ ચેમ્બરના ફંડમાંથી રૂ. ૫૦૦૦ બે મહીનાની મુદતે સેન્ટ્રલ બેંકમાં અનામત મુકેલા તેની મુદત પુરી થવાથી તે રકમની ના. સરકાર તરફથી નવી નીકળેલી ૭ ટકાની લોન લેવાનો સવાલ કમીટી આગળ રજુ થતા એવો ઠરાવ થયો હતો કે હાલ તુરત એક મહીનાની મુદતે તે નાણાં અનામત રહેવા દેવાં.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા૦ ૧૦ મી ઓગષ્ટ સને ૧૯૧૦ ને રોજ બપોરે બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ સોરાબજી બેહરામજી વાડન.
ઑ. શેઠ ચુનીલાલ વી. મેહતા.
,, ,, મનમોહનદાસ રામજી.
શેઠ સુરજમલ લલ્લુભાઇ.
,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, વિઠલદાસ દામોદર ગોવિંદજી.
,, ફીરોઝ જે. બીલીમોરીયા.
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, લાલજી ગોવિંદજી.
,, મથુરાદાસ કાનજી મટાણી.
ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
,, ,, લલ્લુભાઈ શામળદાસ.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, લખમીદાસ રવજી તેરસી.
,, મોતીલાલ વલ્લભજી.
,, દેવીદાસ માધવજી ઠાકરસી.
,, જેઠમલ નારણદાસ.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, રેવાશંકર જગજીવન.
,, બી. એફ. માદન.

---

તા. નાં૦ ૨૭ મી જુલાઇ વર્ષ. તા૦ ૩ જી ઓગષ્ટને રોજ મળેલી કમીટીની રીપોર્ટ મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી

૨. મી. એફ. કે. દાદાચાનજી તરફથી પત્ર આવ્યો કે રેલ્વેનો કારભાર "કંપની" ના હાથમાંથી "સ્ટેટ" ના હાથમાં બદલાવવાના સંબંધમાં તેઓ ઘણો પ્રયાસ કરે છે અને તેને લગતું સાહીત્ય તેઓ છપાવી લોકમાં મફત વહેંચવા માગે છે. તેવી જનસમાજની લાભની ચળવળને પૈસાની મદદ કરવાની તેઓએ ચેમ્બરને વીનંતી કરેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં તે ચેમ્બરના માસીકમાં પ્રગટ કરવાનો ઠરાવ થયો હતો.

૩. ગુજરાત અપ મેલના હાલના અગવડ ભરેલા ટાઇમના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો, તેના જવાબમાં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના જનરલ ટ્રાફીક મેનેજર તરફથી તેઓએ અમદાવાદ ચેમ્બર ઓફ કોમર્સ ઉપર જે પત્ર લખી મોકલ્યો હતો તેની નકલ બીડેલી હતી. પત્રમાં જણાવ્યું હતું કે ગુજરાત મેલનો ટાઇમ સવારે રાખે તો લોકલના ટાઇમ અનીયમીત થાય અને લોકલના ટાઇમ નીયમીત રાખવા હોય તો મેલ હાલ જેવી રીતે બપોરે આવે છે તેવી રીતેજ આવી શકે. એમાથી એક વાત તેઓથી બની શકે તેમ છે. પણ જ્યાં સુધી રેલ્વેના ચાર પાટા નંખાયા નથી ત્યાં સુધી એ વાત તેઓથી બની શકે તેમ નથી. ઠરાવ થયો હતો કે તે વિષય ચર્ચવાને સારૂ કમીટી તરફથી નીચે જણાવેલ ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન મોકલવાનો કમીટીનો વીચાર છે, એવી મતલબનો પત્ર કંપનીના ટ્રાફીક મેનેજર ઉપર લખી તેઓનો જવાબ મંગાવવો.

૧. મી. સોરાબજી એ. વોરડન
૨. ઓ. મી. મનમોહનદાસ રામજી
૩. ઓ. મી. સી. વી. મહેતા.
૪. મી. રેવાશંકર જગજીવન.
૫. મી જે. કે. મહેતા,

૪ શેઠ મહમદભાઇ કરીમભાઇ તરફથી પત્ર આવ્યો હતો કે ઇન્ટરનેશનલ ઇકોનોમીક કોનફરન્સની મુદત લંબાવવાથી ઓ. સર ફાઝલભાઇ ઓક્ટોબર માસ સુધી હીંદુસ્થાનમા પાછા આવી શકે તેમ નહી હોવાથી તેઓને તેટલા વખત દરમીયાન ચેમ્બરની કમીટીની મીટીંગોમાંથી ગેરહાજર રહેવા રજા મળવાની મહેરબાની થવી જોઇએ. રજા મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૫. ધી પ્રીન્સ ઓફ વેલ્સના સ્વાગત ફંડના ઓનરરી સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે, ધી પ્રીન્સ ઓફ વેલ્સ હીંદુસ્થાનની મુલાકાતે આવે તે વેળા તેઓને ઘટતો આવકાર આપવા તરફ એક ફંડ ઉભું કરવામાં આવ્યું છે. તે ફંડ વીશે ચેમ્બરના સઘળા સભાસદોને માહીતી આપવાની તથા તેઓને જે રકમ ફંડમાં ભરવાની ઇચ્છા હોય તે રકમ તથા તેઓનાં નામ સ્વાગત કમીટીના સેક્રેટરી ઉપર મોકલી આપવા વીનંતી કરેલી હતી. આ પત્ર ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૬. રેલ્વેના ભાડાના દરમાં વધારો થવાના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના એજન્ટ તરફથી પત્ર આવ્યો હતો કે ફક્ત ત્રીજા વર્ગના ભાડાનો દર વધાર્યો છે, અને તે મીટરગેજ ઉપરજ વધારવામાં આવ્યો છે. એવા હેતુથી કે તે લાઇનના ભાડાના દર બ્રોડ ગેજ સાથે મળતા થાય. માલની મોંઘવારી; વધતું ખર્ચ; મજુરોના ભારે રોજ વીગેરે કારણોને લઇને દરમાં વધારો કરવામાં આવ્યો છે. વળી પત્રમાં જણાવ્યું હતું કે કદાચ ભવીષ્યમાં પહેલા અને બીજા વર્ગના ભાડાના દરમાં પણ વધારો કરવો પડે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૭ ના. વડી સરકાર અને મુંબઇ સરકારની ધારાસભામાં ચેમ્બર તરફથી પ્રતીનીધીની ચુંટણીના કાયદા કાનુનો સંબંધી વિચાર કરતાં પ્રશ્ન મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૮ કસ્ટમ એક્ઝામીનેશન હોલમાં થતી ચોરીના સંબંધમાં મુંબઇના પોલીસ કમીશનર તરફથી જે પત્ર આવ્યો હતો તેની એક નકલ ધી નેટીવ પીસ ગુડઝ મર્ચન્ટ એસોસીએશનના સેક્રેટરી ઉપર તેઓના અભીપ્રાય સારૂ મોકલી આપવાનો કમીટીની આગલી મીટીંગમાં ઠરાવ થવાથી તે પ્રમાણે તેઓને પત્રની નકલ મોકલવાથી તેઓ તરફથી પત્ર આવ્યો હતો કે તે મતલબનો પત્ર તેઓ ઉપર પણ મોકલવામાં આવેલો છે અને તે સંબંધી તેઓની કમીટી વીચાર કરે છે અને તેઓનો અભીપ્રાય જલદીથી જણાવવામાં આવશે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૯ ઓ. સર ફાઝલભાઇ કરીમભાઇ તરફથી પત્ર આવ્યો હતો અને તેઓએ "મેસ્ટન કમીટીની" ભલામણ વીશે ચેમ્બર તરફથી જે તાર કરવામાં આવ્યો હતો તે સંબંધમાં "ઇન્ડીઆ ઓફીસ" સાથે જે પત્ર વ્યવહાર કર્યો હતો તેની નકલ બીડેલી હતી. પત્રમાં જણાવ્યું હતું કે ચેમ્બર તરફથી જે તાર કરેલો હતો તે ઉપર સેક્રેટરી ઓફ સ્ટેટ પુરતો વીચાર કરશે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૦ મી. એન. એમ. મજુમદાર તરફથી પત્ર આવ્યો હતો કે તેઓને "એક્સચેન્જ અને કરન્સીના" સંબંધમાં જાહેર સભા મુંબઇમાં મળી હતી તેના "પ્રોસીડીંગ્ઝ"ની ૧૦૦ નકલો મળેલી છે અને તેઓ તે નકલોનો બને તેટલો લંડનમાં ફેલાવો કરે છે. પણ ત્યાંના લોકો પોતાના કામકાજમાં એટલા તો રોકાયેલા છે કે હીંદુસ્થાનની બાબતમાં વીશેષ ધ્યાન આપવાની ઇચ્છા બતાવવા નથી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૧ ધી ગુજરાત હોઝીઅરી ફેકટરીના સંબંધમાં કલેક્ટર ઓફ કસ્ટમ્સ સાથે જે પત્ર વ્યવહાર થયો હતો તે સંબંધમાં કલેક્ટર ઓફ કસ્ટમ્સ તરફથી "હેન્ડ મશીન"નો ભેદ દર્શાવનારો પત્ર આવ્યો હતો જેને જણાવ્યું હતું કે ફેકટરીને જે ૭|| ટકા વાળી ભારે જકાત આપવી પડે છે તે સંબંધમાં તેઓ કાંઇ કરી શકે તેમ નથી. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે સેક્રેટરીએ કલેક્ટર ઓફ કસ્ટમ્સની રૂબરૂમાં મુલાકાત લેવી.

૧૨ ઓ. મી. હેલી તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં તેઓ સાથે તા. ૧૨ મી જુલાઇ ૧૯૨૦ ને રોજ કમીટીની જે મુલાકાત થઇ હતી તેની મીનીટોની નકલ કેટલાક સુધારા કરીને તેઓએ મંજુર કરીને મોકલેલી હતી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૩ પોર્ટ ટ્રસ્ટ એમેન્ડીંગ એકટના સંબંધમાં કમીટી તરફથી ના. ગર્વનર પર જે રેપ્રીઝેન્ટેશન મોકલવામાં આવ્યું હતું તે સંબંધમાં તેઓના પ્રાઇવેટ સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે હાલની કાઉન્સીલની બેઠકમાં તે બીલ મુલતવી રાખવામાં આવ્યું છે અને તે વીશય ઉપર ચેમ્બરને ફરીથી પોતાના વીચાર દર્શાવવા હોય તો તેમ કરવાને સુચવવામાં આવ્યું હતું. આ પત્ર ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે ફરીથી ના. સરકારને રેપ્રીઝેન્ટેશન મોકલવું.

૧૪ મર ટોમસ હોલેન્ડ અત્રે આવેલા હોવાથી તેઓ તરફથી કમીટીની મુલાકાતને સારૂ પત્ર આવ્યો હતો અને તેમાં કયા કયા વીશયો ઉપર ચર્ચા કરવાનો તેઓનો વીચાર છે તે સઘળું કામકાજ દર્શાવનારી યાદી બીડેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે, મુલાકાતની ખબર ઘણીજ ટુંક વખતની હોવાથી તેમ ચર્ચા કરવા સારૂ કમીટી પાસે પુરતો પત્ર વ્યવહાર નહી હોવાથી હાલ કમીટીથી તેઓની મુલાકાત લઇ શકાય તેમ નથી પણ ભવીષ્યમાં તેઓ પાસે ચર્ચા કરવા સારૂ ના. સરકાર પુરતો પત્ર વ્યવહાર રજુ કરશે તો કમીટી ઘણીજ ખુશીથી મુલાકાત ઠેરવશે.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની ખાસ સભા મંગળવાર તા. ૧૭ મી ઓગષ્ટ સને ૧૯૨૦ ને રોજ બપોરે બે કલાકે (સ્ટે. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલાં ગૃહસ્થો હાજર હતાઃ—

ઑ. શેઠ મનમોહનદાસ રામજી
શેઠ સુરજમલ લલ્લુભાઇ.
,, મોતીલાલ વલ્લભજી.
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
,, જેઠમલ નારણદાસ.
,, બી. એફ. માદન.

શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી.
,, દેવીદાસ માધવજી ઠાકરસી.
,, મથુરાદાસ કાનજી મટાણી.

૧. જે પેઢીઓ તથા ગૃહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવેલી હતી તેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો મંગળવાર તા. ૨૪ મી ઓગષ્ટ સને ૧૯૨૦ થી તા. ૩૧ મી ઓગષ્ટ સને ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા. એ અરજીઓમાંથી નીચે જણાવેલા ગૃહસ્થોની અરજીઓ બેલટ ઉપર મોકલવાનું નવેંબર સુધી મુલતવી રાખવાનું ઠર્યું હતું:—

૧ મેસર્સ કરમાલી ડુંગરસીની કું. ૨ શેઠ કેશવજી દામજી હીરજી. ૩ મેસર્સ ચતુર્ભુજ પેગજ એંડ કું. ૪ મેસર્સ નથુભાઇ મેઘજી એંડ કું. (પ્રતીનીધી ઓધવજી તુળસીદાસ) ૫ મેસર્સ નથુભાઇ મેઘજી એંડ કું. (પ્રતીનીધી દામોદર હરીરામ).

૨. ઇસ્ટ આફ્રીકાને લગતા સવાલોના સંબંધમાં વિચાર કરતાં તે સવાલો હાલ તુરત મુલતવી રાખવાનો તથા તેપર વીચાર કરવા સારૂ કમીટીની એક ખાસ સભા બોલાવવાનો અને તેમાં મી. એન્ડ્રુઝને તથા ઑન. મી. વિસરામ અને મી. અનંતાણીને આમંત્રણ મોકલવાનો ઠરાવ થયો હતો. ના. મુંબાઇ સરકાર તરફથી "ઇન્ડીઅન કોલોનીઝેશન ઇન ઇસ્ટ આફ્રીકા"ના સંબંધમાં જે ત્રણ સવાલો પુછવામાં આવ્યા હતા, તેનો જવાબ કમીટીની ખાસ સભા બોલાવીને મી. એન્ડ્રુઝના વિચાર જાણીને ત્યાર બાદ મોકલવાનો ઠરાવ થયો હતો.

૩. ચેમ્બરના સોલીસીટરની નીમણુંકના સંબંધમાં વીચાર કરતાં, મેસર્સ ક્રેપર્ન અને લેઇને ચેમ્બરના સોલીસીટર નીમવાનો ઠરાવ થયો હતો.

૪. મેશર્સ આલેમ્બીક કેમીકલ કંપનીને સાઇડીંગ નહીં મળેલું હોવાથી તે સંબંધમાં વિચાર કરતાં એવો ઠરાવ થયો હતો કે એ વીશય હાલ તુરત મુલતવી રાખવો અને તે દરમીયાન તેઓ તરફથી વધુ ખુલાસો મંગાવવો.

૫. હાલની "ટેનીંગ ઇન્ડસ્ટ્રી" ની સ્થિતિ ઉપર મંદ્રાસવાળા મી. "રીવ" તરફથી એક પત્ર આવ્યો હતો જે સંબંધમાં વિચાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામાં આવી હતી:—

| | |
|---|---|
| મી. બી. એફ. માદન. | મી. જહાંગીર બમનજી પીટીટ. |
| ,, મોતીલાલ વલભજી. | ,, સોરાબજી એદલજી ચોરડન. |
| ઑન. મી૦ મનમોહનદાસ રામજી. | ,, ગુલાબચંદ દેવચંદ. |

૬. ફકત "ડીફર્ડ રીવર્સ કાઉન્સીલ" નું વેચાણ ચાલુ રાખવામાં અને "ઇમીડીએટ" નું વેચાણ બંધ રાખવામાં ના. સરકારને શું કારણો છે એ મતલબનો ખુલાસો કમીટી તરફથી પુછવામાં આવ્યો હતો. તેના જવાબમાં કૅાન્ટ્રોલર ઑફ કરન્સી તરફથી પત્ર આવ્યો હતો કે તેમ કરવામાં ના. સરકારનો હેતુ ફકત સટો અટકાવવાનોજ છે. આ પત્રની નોંધ લેવાને ઠરાવ થયો હતો.

૭. ધી ઇન્ડીઅન નેશનલ એસોસીએશન ઝાંઝીબાર તથા મેશર્સ એન. એલ. ઠક્કર એન્ડ કું. તરફથી ચેમ્બરના સભાસદ તરીકેની વાર્શીક ફી નહીં આવવાથી તેઓનાં નામ ચેમ્બરના સભાસદોના રોલમાંથી કમી કરવાનો ઠરાવ થયો હતો.

૮. ધી ઇમ્પીરીઅલ મોટર ટ્રાન્સપોર્ટ કાઉન્સીલના ઓ. સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કૉનફરન્સની બેઠક લંડન મુકામે તા. ૧૯ મી થી તા. ૨૨ મી ઓકટોબર સુધી મળનાર છે તે પ્રસંગે ચેમ્બરને રૂબરૂમાં અગર તો કોઇ પ્રતિનિધિ મારફત હાજર રહેવા આમંત્રણ મોકલેલું હતું. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે એક સરક્યુલરથી સર્વ સભાસદોને ખબર આપવી તથા પત્રની નકલ હાલ કમીટીના જે સભાસદો ઇંગ્લાંડમાં છે તેઓને મોકલવી અને તેઓનાથી બની શકે તેમ હોય તો કૉનફરન્સમાં હાજર રહેવા વીનંતી કરવી. આ મતલબનો પત્ર ઇમ્પીરીઅલ મોટર ટ્રાન્સપોર્ટ કાઉન્સીલના સેક્રેટરીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

# ચેમ્બરની ત્રિમાસીક સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની ત્રીજી ત્રીમાસીક સભા મંગળવાર વા. ૩૭ ઓગસ્ટ સને ૧૯૨૦ ને રોજ બપોરે ૩ કલાકે (સ્ટા. ટા.) (૨-૨૦ મું. ટા.) મળી હતી. વેળા પ્રમુખની ગેરહાજરીમા તેઓનું સ્થાન ઉપ-પ્રમુખ મી. સોરાબજી બેદલજી ચોરડ લીધું હતું અને નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ લક્ષ્મીદાસ પુરૂષોત્તમ વંદ્રાવન | શેઠ લખમીદાસ રવજી તેરશી |
| ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી | ,, સુરજમલ લલ્લુભાઇ |
| ,, લાલજી ગોવિંદજી | ,, સી. બી. લાલ |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, નારણજી દયાળ |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી | ,, માવજી ગોવિંદજી |
| ,, હરજીવન લાલજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, મથુરાદાસ કુરજી | ,, જીવણલાલ પીતાંબર |
| ,, નારણજી નરસી | ,, જમનાદાસ વસનજી મનજી |
| ,, મોતીલાલ કાનજી | ,, એમ. એ. જે. નોબલ |
| ,, ચતુરભુજ પુરૂષોત્તમ | ,, મનસુખલાલ રવજીભાઇ મહેતા |
| ,, જેઠમલ નારણદાસ | ,, મથુરાદાસ કાનજી મરાણી |
| ,, ત્રીકમદાસ ચકુભાઇ | ,, ચમનલાલ પોપટલાલ મહેતા |
| ,, રેવાશંકર જગજીવન | ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા |
| ,, માણેકલાલ ભાઇદાસ | ,, ડી. જી. બેંકર |
| ,, ફીરોજ જે. બીલીમોરીયા | ,, બી. એફ. માદન |
| ,, સોરાબજી ઇ. વાડેન | ,, મોરારજી ગુળરાજ ખટાઉ |
| ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી | ,, કપીલરામ એચ. વકીલ |
| ,, મથુરાદાસ ગોકળદાસ ઠક્કર | ,, સુગરજી આનંદજી ટક્કા |
| ,, સોરાબજી ન. પોંચખાનાવાલા | ,, સારાભાઇ પ્રતાપરાય |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | |

શરૂઆતમાં ચેમ્બરના સેક્રેટરીએ સભા બોલાવનારો સરક્યુલર વાંચી સંભળાવ્યો હતો ત્યાર બાદ કમીટીએ ગયેલા ત્રણ મહીનામાં કરેલા કામકાજનો રીપોર્ટ જેની નકલ સભાસદોમા ફેરવવામાં આવી હતી તે રીપોર્ટ પ્રમુખે સભા સમક્ષ રજુ કર્યો હતો અને તે પસાર કરવાની દરખાસ્ત મુકી હતી. તે દરખાસ્તને શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ ટેકો આપ્યો હતો. દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

ત્યાર બાદ ચેમ્બરના નીયમોમાં કલમ ૨૫ મી સુધારવા માટે કમીટીની ભલામણ મુજબ શેઠ ફાઝલભાઈ ઇબ્રાહીમ તરફથી નીચેની દરખાસ્ત રજુ કરવામાં આવી હતીઃ—

હાલના નીયમોમાં ૨૫ મી કલમમાં પહેલા પેરેગ્રાફને બદલે નીચેના શબ્દો મુકવાઃ—

ચેમ્બરના સભાસદોની યાદી તથા વર્ષના અરસામાં ભરાયલી કમીટીની સભાઓમાં સભાસદોએ કેટલીવાર હાજરી આપી હતી તે દર્શાવનારી યાદી સર્વે સભાસદોને તા૦ ૧૫ મી સપ્ટેમ્બર અગાઉ મોકલી આપવામાં આવશે. તે મળ્યા પછી એક અઠવાડીયાની અંદર કમીટીના સભાસદો તરીકે જેમને ચુંટવા હોય તેમને માટેની દરખાસ્ત કરનારે તથા ટેકો આપનારે સેક્રેટરી ઉપર તે લખી મોકલવી. એ સર્વ દરખાસ્તો મળેથી કોને કોને માટે દરખાસ્તો થઇ છે તથા તેમને માટે દરખાસ્ત મુકનારાઓ અને તેને ટેકો આપનારાઓ કોણ છે તે દર્શાવનારી યાદી સેક્રેટરી તૈયાર કરશે અને છપાવશે અને તેને વોટીંગ પેપર કહેવામાં આવશે. ચુંટણી માટેની તારીખની અગાઉ સાત દીવસ પહેલાં એ વોટીંગ પેપર સર્વે સભાસદોને મોકલવામાં આવશે.

ઉપર જણાવેલાં લીસ્ટમાંથી ૨૩ કમીટીના મેંબરો તથા પ્રમુખ અને ઉપ-પ્રમુખની ચુંટણી કરવામાં આવશે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખ પોતાના ઓદ્ધાની રૂયે કમીટીના સભાસદો ગણાશે.

ઉપર જણાવેલી દરખાસ્ત સભા આગળ શેઠ ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લાએ રજુ કરી હતી અને તેને શેઠ માવજી ગોવિંદજી શેઠે ટેકો આપ્યો હતો.

શેઠ મોતીલાલ કાનજીએ આ દરખાસ્તમાં નીચે પ્રમાણે સુધારો રજુ કર્યો હતોઃ—

કમીટીની ચુંટણી માટે જે નવો નીયમ કમીટી તરફથી પસાર કરવામાં આવેલો છે, તે નીયમ પ્રમુખ તથા ઉપ-પ્રમુખની ચુંટણીને પણ લાગુ પાડવો એટલે કે તેમની ચુંટણી માટે પણ અગાઉથી દરખાસ્તો મગાવવી. સુચવવામાં આવેલા નીયમમાં "કમીટીના સભાસદો તરીકે જેમને ચુંટવા હોય" એ શબ્દો પછી "તથા પ્રમુખ અને ઉપ-પ્રમુખ તરીકે જેમને ચુંટવા હોય" એટલા શબ્દો ઉમેરવાથી આ સુધારો અમલમાં મુકી શકાશે.

આ બંન્ને દરખાસ્ત સામે શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ વાંધો લીધો હતો.

ત્યાર બાદ શેઠ હંસરાજ પ્રાગજીએ સુધારાની સામે વીવેચન કર્યું હતું અને તેને શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ ટેકો આપ્યો હતો.

શેઠ લાલજી ગોવીંદજી, શેઠ લક્ષ્મીદાસ પ્રાગજી, શેઠ સુરજમલ્લ લલ્લુભાઇ, તથા શેઠ જેઠમલ નારણદાસે પણ સુધારાની સામે વીવચન કર્યું હતું.

ત્યાર બાદ સુધારા ઉપર મત લેવામાં આવતાં ૧૫ વીરૂદ્ધ ૫ મતે રદ થયો હતો અને મુળ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

# ચેમ્બરની અસાધારણ સભા.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરોની અસાધારણ જનરલ સભા મંગળવાર તા. ૧૦ મી ઓગષ્ટ સને ૧૯૨૦ ને રોજ બપોરે બે કલાકે ( મું ટા. ) લોકમાન્ય બાળગંગાધર તીલકના અકાળ મૃત્યુ તરફ દીલગીરી બતાવવા સારૂ તથા તેઓના કુટુંબ ઉપર દીલસોજીનો પત્ર લખવાનો ઠરાવ કરવા સારૂ મળી હતી. પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખનું સ્થાન શેઠ સોરાબજી બેહલજી વોરડને લીધું હતું. જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા —

શેઠ મુળજી હરીદાસ
,, લખમીદાસ પુરૂષોતમ વંદ્રાવન
,, દેવીદાસ માધવજી ઠાકરસી
,, વસનજી મુળજી દામોદર
,, મોતીલાલ વલ્લભજી
ઑ. શેઠ પુરષોત્તમદાસ ઠાકોરદાસ
શેઠ સોરાબજી ઇ. વાર્ડન
,, હંસરાજ પ્રાગજી ઠાકરશી
,, લખમીદાસ રવજી તેરસી
,, નારણજી દયાળ
,, રામચંદ્ર એમ. ભટ
,, મથુરાદાસ કાનજી મટાણી
,, મુળજી રણછોડ વેદ
,, મગનલાલ પુરૂષોત્તમ
ઑ. શેઠ મનમોહનદાસ રામજી
,, વલ્લભદાસ ચ. શીવજી
,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી
,, મથુરાદાસ કુંવરજી
,, જેઠમલ નારણદાસ
,, પીરોજ જે. બીલીમોરીઆ
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
ઑ. ,, ચુનીલાલ વી. મહેતા
,, સુરજમલ લલ્લુભાઇ
,, જી. બી. ત્રીવેદી
,, જમનાદાસ દ્વારકાદાસ ધરમસી
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા
,, ગોવિંદજી વસનજી

શરૂઆતમાં સેક્રેટરીએ સભા બોલાવનારી નોટીસ વાચી હતી. ત્યાર બાદ પ્રમુખે લોકમાન્ય તીલકની કારકીર્દીનો ટુંક હેવાલ આપ્યો હતો અને જણાવ્યુ હતું કે તેઓના મરણથી દેશને જે ખોટ ગઇ છે તે પુરી પડે તેમ નથી.

ત્યારબાદ પ્રમુખે નીચે પ્રમાણે દરખાસ્તો રજુ કરી હતી, જેને ઑ. શેઠ મનમોહનદાસ રામજીએ ટેકો આપ્યો હતો અને સર્વાનુમતે પસાર કરવામા આવી હતી.

૧ " ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોના સભાસદોની આ સભા લોકમાન્ય બાળગંગાધર તીલકના અકાળ અવસાનથી દેશને જે મોટી ખોટ ગઇ છે અને તેને માટે આખા દેશમા જે દીલગીરી ફેલાઇ છે તેમા અંતઃકરણપુર્વક ભાગ લે છે."

૨ આ ઠરાવની નકલ લોકમાન્યના કુટુંબ ઉપર મોકલી આપવાની સત્તા આ સભા પ્રમુખને આપે છે .

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો.



873 Industry and Trade by Marshall.

874 India at the Death of Akbar. An Economic Study by W. H. Moreland.

875 Proceedings of the Third Annual Conference held by the Indian Economic Association in Senate House Madras. December 31st 1919 to 1st, 2nd, & 3rd January 1920.

876 Sixth Annual Report and Correspondence of the United Provinces Chamber of Commerce for the year 1919.

877 The Southern India Skin and Hide Merchants' Association's Report and Correspondence. November 1917 to December 1919.

878 Indian Income Tax, its History, Theory and Practice by Shankar Madhaw Pagar.

879 Annual Report of the Native Share & Stock Brokers Association for the year 1918.

880 Report of the Punjab Chamber of Commerce for the year 1918.

881 Parliamentary Debates Volume 37 No. 108 & 109 Volume 122 No. 149, 150, 151.

882 Kelly's Directory of Merchants, Manufacturers and Shippers of World Volume 1 & 2 of 1920.

G.

1654 Statistical Abstract for the several British Self-Governing Dominions, Colonies, Possessions, and Protectorates in each year from 1901 to 1915.

1655 The Orange. A Trial of Stocks at Peshawar by W. Robertson.

1656 Review of the Foreign Rail Borne Trade of Mysore State by K. H. Ramayya.

---

1657 Memories of the Geological Survey of India Vol. XLVII Part I.

1658 Appendix to the Report of the Indian Public Services Commissioners Vol. XLVIII

1659 Report on the Maritime Trade by the Province of Sind 1919-20.

1660 Report on the Administration of the Registration Department (Act XVI 1908) in the Bombay Presidency for the years 1917 to 1919.

1661 Report on the Sea Borne Trade and Customs Administration of the Bombay Presidency. Excluding Sind for the official year 1919-20.

1662 Report of the Chemical Analysers to Government, Bombay and Sind 1919.

1663 Land Revenue Administration Report of the Bombay Presidency including Sind for the year 1918-19.

1664 Legislative Council 2nd August 1920. List of Question and Answers

1665 Budget of the Government of Bombay for 1920-21

1666 Annual Report on the Working of the Indian Factories Act 1911 in the Punjab for the year 1919.

---

ધી બોમ્બે ટાઇપ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# પૂર્વ આફ્રિકાના હિન્દી વ્યાપારીઓનાં ડેપ્યુટેશને નામદાર વાઈસરોય સાહેબ સમક્ષ ઉભા કરેલ કેટલાક અગત્યના મુદ્દાઓ.

લેખક—બિહારીલાલ નારાયણજી અંતાણી—જંગબાર.

Put justice away and what are your
Empires but *brigandage* and *rapine?*

"સન્ત ઑગસ્ટીન વીશે વાઇ કાઉન્ટ મોરલીનાં સંસ્મરણો."

"અરેરે! હા! મહા પાપ ખેડવા નીકળ્યા અમે,
કે રાજ્ય સુખના લોભે સ્વજનો હણવા ઉઠયા."

"ભગવતગીતા (ના. દ. ક.)"

ગયા જુલાઇ માસની તા. ૨૩ મી ને રોજે પૂર્વ આફ્રિકાવાળા ઓનરેબલ શેઠ અબ્દુલ રસુલ અલિદિના વિશ્રામ એમ. બી. ઇ. ની આગેવાની નીચે એક અગત્યના ડેપ્યુટેશને સિમલો ખાતે ના. વાઇસરાય સાહેબની મુલાકાત લીધી હતી. મુલાકાત દર્મીયાન ઘણાક અગત્યના મુદ્દાઓ ર ચર્ચા ચાલેલી હતી; અને એ એક નિશંક વાત છે કે જો તે ડેપ્યુટેશને ચર્ચેલ સઘળા દ્દાઓ પર વાસ્તવિક ધ્યાન આપવામાં આવે તો માત્ર પૂર્વ આફ્રિકા માટેજ નહિ પણ મગ્ર સામ્રાજ્યનાં પ્રત્યેક સસ્થાનોમાં વસતા હિન્દીઓ માટે હાલ જે કોલાહલ પેદા થયેલો અને પરિણામે ભારતનો જે ઉગ્ર કલેશ પેદા થએલ છે તે ઘણેક અંશે શાન્ત થાય. પરંતુ મ થવું હાલ તુરત તો વિધિએ નિર્મેલું જણાતું નથી. ખુદ શાહી સરકાર અને ભારતની ષ્ટ્રીય જાગૃતિ પામેલી ઉગતી પ્રજા વચ્ચે દિન પ્રતિદિન પરસ્પર અશ્રદ્ધા અને અવિશ્વાસ વધતો ય છે અને એ વધારો એવું ભયંકર સ્વરૂપ પકડતો આવે છે કે રાજા પ્રજા ઉભયનું લક્ષ ાત પોતાના હેતુઓ સાધવાના માર્ગનાં સંશોધનમાંજ રોકાએલું રહે છે. આવા કટાકટીના મયમાં જ્યારે ખુદ આંતરિક ગંભીર પ્રશ્નોમાં સર્વેનાં ભેજાં રોકાએલાં છે ત્યારે ભારતની હાર સંસ્થાનોમાં વસતા હિન્દીઓની અવસ્થાનો પ્રશ્ન હિન્દુસ્થાનના લોકોનું તેમજ શાહી રકાર બહુ ઓછું ધ્યાન રોકે છે. આ વાત મને જેમ સ્વાભાવિક લાગે છે તેમ ગંભીર ચિંતાએ ણ ઉત્પન્ન કરે છે, કારણ કે શહેનશાહતની સાથેના હિન્દુસ્થાનના ભાવિ સંબંધ માટે તે કેવળ ાણઘાતક વાત છે અને તે માટે શહેનશાહતના સર્વ કોઈ સાચા પ્રેમીઓએ શહેનશાહતના કાનીઓને અનેક કારણથી પેદા થએલ આ પ્રાણઘાતક અંધકારમાંથી જાગ્રત કરવા સતત મને સબળ પ્રયત્ન કરવા જોઇએ એમ મારૂં માનવું છે.

ડેપ્યુટેશનનો પ્રથમ મુદ્દો— પૂર્વ આફ્રિકામાં વસતા હિન્દીઓએ ઐતિહાસિક દ્રષ્ટિએ આફ્રિકાની ખીલવણીમાં કેટલો હિસ્સો આપેલો છે અને તેથી આજે પણ તેઓની આ

વિશાળ મુલકમા કેટલી ઉપયોગીતા છે અને ભવિષ્યમા પણ "અમુક એક ન્હાની પરંતુ વગવાળી કોમના સ્વાર્થ તરફ કેવળ એક તરફી લક્ષ નહિં આપતાં તે દેશની ખરેખરી ખીલવણીનોજ ઉદ્દેશ હોય તો તે માટે હિન્દીઓની તે દેશમા કેટલી અગત્યતા છે અને શહેનશાહતના સર્વ શહેરીઓની સમાન તેઓનું સ્થાન પણ કેટલું જરૂરનું છે તે દર્શાવનારો હતો. તે બાબતમા એક વાત બહુ વિચારવા જેવી હતી અને તે એ હતી કે કોઇ પણ જાતના, રસ્તે આદિ સગવડના સાંપ્રત સાધનો તે દેશમા થયા તે પૂર્વે ઘણાક વર્ષો પહેલાંથી હિન્દીઓ એ મુલકમા પોતાનો વ્યાપાર છેક કાંગો સૂધી ચલાવતા હતા અને આજે પણ તે દેશના વતનીઓ અને દેશી રાજાઓ પોતાની પ્રગતિ માટે હિન્દીઓની હાજરીને અનિવાર્ય માને છે યુરોપના દેશોનો માલ પૂર્વ આફ્રિકામા દાખલ થયો તે પહેલા મુંબઈની મીલોના અને કચ્છ કાઠીયાવાડનાં કાપડ પૂર્વ આફ્રિકામાં સંપૂર્ણ પણે વપરાતા હતા એટલુંજ નહિ પરંતુ અમારા એક કચ્છના સાહુકારે પૂર્વ, આફ્રિકાની પેદાશ પોતાના વહાણમા ભરી વિલાયત લઇ જઇ આજથી એંશી વર્ષ ઉપર બ્રિટીશ વ્યાપાર અને બ્રિટીશ રાજ્યનો સબંધ પૂર્વ આફ્રિકા સાથે બાંધેલ હતો. હિન્દુસ્થાનના માલની માફક ઇંગ્લાંડની બનાવટો પણ તેટલેજ દરજે પૂર્વ આફ્રિકામા વપરાય તે વીષે ત્યાના હિન્દીઓને જરા પણ વાંધો કે દિલગીરી નહિ પણ તેને માટે તે ખુશી છે અને આથી આજે હિન્દીઓને આ મુલકમાંથી કાઢી મૂકવાના પ્રયત્નો આડકતરી રીતે કરવામાં આવે છે તે જેમ શહેનશાહતના આદર્શ માટે શરમાવનારૂં છે તેમ શહેનશાહતના વ્યાપાર માટે નુકસાનકારક પણ છે. વળી આ મુદ્દ હિન્દુસ્થાનની અંદર મજુર વર્ગ જેવા ઉપયોગી વર્ગમા એક ભયંકર અસંતોષ પેદા કરનાર તે છે એટલુંજ નહિ પરંતુ હિન્દુસ્થાનની મીલોના ઉદ્યોગને સજ્જડ ફટકો મારી વિનાકારણ ઇંગ્લાંડ અને હિન્દુસ્થાનના વાણિજ્ય વચ્ચે નહિં છાજતી અને ન ઇચ્છવા યોગ્ય હરીફાઇ પેદા કરનારૂં છે. લડાઇ દર્મીયાન હિન્દુસ્થાનમા મીલના ઉદ્યોગની આબાદી માટે આફ્રિકાની જરૂરીયાતો પૂરી પાડવાનુ કામ પણ થયું તે કેટલેક અંશે આવી સ્થીતી માટે કારણભૂત છે જેમ મીલો માલ કાઢવામા આગળ વધી છે તેમ તેમા તેથી લાખો હિન્દી મજુરો કામે લાગ્યા છે, ડેપ્યુટેશનનો મુદ્દો એ હતો કે જો આ વધતી જતી બનાવટોના ખપના બારણા કોઇપણ દિશાએથી બંધ કરવામા આવશે તો, દેશના ઉદ્યોગને સજ્જડ ફટકો લાગશે અને મહાન નુકસાની ઉપરાંત લાખો મનુષ્યોની રોજીને હાની પહોંચતા તેઓના મન પર કેટલી વિપરિત અસર પેદા થશે! હિન્દુસ્થાનની બનાવટ જાડા કાપડની છે તેથી તેની ખપત આવા ઉગતા દેશોમા બહુ મોટી છે તેથી હિન્દુસ્તાન પોતાનો માલ ત્યા મોકલાવી પોતે બ્રિટનનો નાજુક માલ વાપરે છે અને મોટા પ્રમાણમા ખપાવે છે. હવે જો હિન્દની ઉપરોક્ત બનાવટો એ મુલકોના ન વપરાય તો સ્વભાવિક રીતે બ્રિટન અને હિન્દુસ્થાન વચ્ચે બંને દેશોમા હરીફાઇ જાગશે. શુ સાર્વ સરકાર આ વિપરીત અવસ્થા સહન કરવાને તૈયાર છે? ન હિન્દુસ્તાન કે ન ગ્રેટ બ્રિટન આ મહાન દેશના દેશીઓની સર્વ જરૂરીયાતો પૂરી પાડવાને શક્તિમાન છે અને તેવા સ્થિતિમાં જ્યારે આવી ઇર્ષાળુ ભાવનાથી હિન્દુસ્તાનને દૂર કરવાના પ્રયત્નો કરવામા આવે છે ત્યારે પરિણામ એ આવે છે કે "બેની લડાઇમાં ત્રીજો ખાઇ જાય છે." ઇંગ્લાંડની 'ફ્રી ટ્રેડ પોલીસી' આ પરિણામને માટે ઘણે દરજ્જે જવાબદાર છે ફ્રેન્ચ, પોર્ટુગીઝ અને ઇટાલીયન સંસ્થાનોમા જેઓ આપણી સાથે લડવામા પાછા ન પડે તેઓ આપણા ભોગે શહેનશાહતમાથી લાભ લઇ જાય છે. ડેપ્યુટેશને આ મુદ્દો સ્પષ્ટ કરી બતાવ્યો હતો અને જણાવ્યુ હતુ કે હિન્દુસ્થાનની

ધી ઓરમે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

વ્યાપારી ચેમ્બરોએ જે માગણી કરી છે તેજ પ્રમાણે તેઓની ઇચ્છા એવી છે કે શાહી રાજ્યપટુતાની નીતી (Imperial policy) નીચે પ્રથમ રક્ષણ સામ્રાજ્યની બનાવટોનું થવું જોઇએ પછી ભલે બ્રિટિશ હો, હિન્દી હો, કે સંસ્થાની હો. ડેપ્યુટેશનની માન્યતા એવી છે કે જો આ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો હિન્દુસ્થાનનો કાયદો આલ શહેનશાહતને પૂરો પાડવાની સામે હિન્દુસ્થાનનો જે વિરોધ છે તે વિરોધ જતો રહીને પરસ્પર સમજુતી થયા ઉપરાંત અન્ય પ્રજાઓના લાભ માટે આ દેશની કાચી મિલ્કત બહાર રસ્તો કરી જતી જોઇ ઉત્પન્ન થતો ઉકળાટ પણ શાંત થશે.

ડેપ્યુટેશનની એક નિરાશાજનક ભીતી એ હતી કે દુનીયાના રાજ્યો અને પ્રજાઓનો કાર્યભાર એટલો કટાકટી ભરેલો છે કે કયું રાજ્ય કયે વખતે આપણી સાથેની મિત્રાચારી વજી દેશે અને આજે જે રાજ્યો આપણી સાથે એક ટેબલ પર બેસી ખાણું લે છે તે રાજ્યો આવતી કાલે રણાંગણમાં આપણી સામે કયે વખતે તલવાર નહિ ખેંચે તેનો ભરોંસો નથી. આવી સ્થિતીમાં ભવિષ્યની મહાન બ્રિટિશ કોમનવેલ્થ અને ઇમ્પીરીઅલ ફીડરેશનમાં આંતરિક ઐક્યની કેટલી અગત્ય છે અને બાહ્ય પ્રજાઓના અંદર આવવા સામે કેટલી સાવચેતીની જરૂર છે તે દર્શાવવાનું ડેપ્યુટેશને જરૂરનું જોયું હતું. તેઓએ જણાવી આપ્યું હતું કે હિન્દુસ્થાનની શહેનશાહતમાં સમાન પદવી ધરાવતી તેની બ્હેન જેવી બીજી પ્રજાઓ તરફથી આવું મતલબીપણે દુર્લક્ષ દેખાડવામાં આવશે તો શહેનશાહતના ભલાં નામને દુનીયાંની નજરમાં ભારે હાની થશે. જેથી શહેનશાહતના ભ્રાતૃભાવની ન તુટી શકે તેવી ગાંઠથી બ્રીટીશ તાજ નીચેની સર્વ પ્રજા એક સંપથી ભરેલી રહે તેની આજે દુનીઆમાં બહુ અગત્ય છે અને તેનો વિચાર કરવામાં આવશે તો તેમાંજ આપણું વિશાળ સામર્થ્ય, આપણું ખરૂં ડહાપણ અને આપણી ઉચ્ચ રાજ્યપટુતા સમાએલી જણાશે. ડેપ્યુટેશને ખુલ્લું જણાવી આપ્યું હતું કે અમારા પ્રત્યે સ્વાર્થાન્ધપણાંથી સમગ્ર શહેનશાહતનાં ભાવિ તરફ પણ લક્ષ આપ્યા વગર ગમે તેવું વર્તન ચલાવવામાં આવે છે અને જેમની પાસેથી અમો રક્ષણની વકી રાખીએ તેઓ તરફથી એ વર્તન માટે પીઠ થાપડવામાં આવે છે, તો પણ હિન્દીઓ એમ માને છે કે શહેનશાહતને આ વાત નથી છાજતી અને કોમ કોમના ભેદોથી વર્તન ચલાવવું એથી વધારે શહેનશાહતની આબાદી અને સ્થિરતાને નુકશાનકારક બીજું કંઇ પણ નથી. હીન્દીઓ આ દુ:ખદાયક પરિણામ અટકાવવા માટે પોતા તરફથી જેટલા ભોગો આપવા પડે તેટલા ભોગો આપવા તૈયાર છે અને ઇચ્છે છે કે બહુ મોડું થઇ જાય અને મામલો હાથમાં ન રહે એવી સ્થિતિએ પહોચે તે પહેલાં શહેનશાહતના સુકાનીઓ આ બાબત પર લક્ષ આપશે.

ડેપ્યુટેશને ત્યાર બાદ ઘણાક અગત્યના મુદ્દાઓ પર લક્ષ ખેંચી ચર્ચા ચલાવી હતી પરંતુ તે સઘળા મુદ્દાઓમાં બે મુખ્ય વાત ખાસ રહેલી છે તે તરફ અત્રેનું લક્ષ ખેંચવું યોગ્ય ધારૂં છું. પહેલો મુદ્દો—હિન્દુસ્થાનનું ચલણી નાણું રૂપીયા ત્યાં ચાલતા હતા તેને બદલે હાલમાં પૂર્વ આફ્રિકામાં ફ્લોરીન દાખલ કરવામાં આવે છે. ઉપર ઉપરથી જોનારને આ બાબત વધારે ગંભીર જણાશે નહિં. પરંતુ આની અસર ભવિષ્યમાં એવી થશે કે પૂર્વ આફ્રિકા અને હિન્દુસ્થાન વચ્ચેનો વ્યાપાર કે જે હાલ ઘણે હિસ્સે હિન્દીઓના હાથમાં છે તે યુરોપના હાથમાં ચાલ્યો જશે.

ડેપ્યુટેશને આ બાબતનો બહુ લંબાણથી સ્ફોટ કરેલ છે પરંતુ સરકાર તરતજ ખુલ્લી રીતે આ વાત સમજી શકે તેમ નથી તેથી તેને ફરી એક વખત લંબાણથી સમજાવવાની

અગત્ય ડેપ્યુટેશને વિચારી છે અને નામદાર વાઇસરાય સાહેબે તે સ્વીકારી છે. મારી ખાત્રી છે કે માત્ર પૂર્વ આફ્રિકાનું ડેપ્યુટેશનજ નહિ. પણ હિન્દની વ્યાપારી સંસ્થાઓ જાતે કંઈ ઉપયોગી કાર્ય માટે હસ્તી ધરાવતી હોય તો તેઓએ પણ આ વસ્તુસ્થિતીનું અધ્યયન કરી રીવર્સ કાઉન્સીલ બિલના દુખમય બનાવથી પેદા થએલ સ્વાભાવિક નિરૂત્સાહ અને નિરાશાને ઘડીભર દૂર મૂકીને પણ નામદાર સરકારને આ વસ્તુનું ભયંકર સ્વરૂપ સ્પષ્ટ કરી આપવાની જરૂર છે

પૂર્વ આફ્રિકાનો વ્યાપાર હજુ વૈજ્ઞાનિક પદ્ધતિપર મેલાએલો નથી હજુ તેનો ઘણો વ્યાપાર માલ બદલ માલ (બાર્ટર) ની પદ્ધતિપર ચાલે છે તેથી આજે હુંડીઆમણ એટલે કે ફ્લોરિન યા રૂપીઆનો એક ભાવ લેખીને માલ મંગાવવામાં યા મોકલવામાં આવે તે માલના નાણાં વળતા કરવામાં વ્યાપારની સદરહુ અવસ્થાને લઇને ઘણો લાંબો સમય જાય છે, મુંબઈ યા વિલાયતની માફક હુંડીયામણના પણ અગાઉથી સોદા ત્યાં થતા નથી પરિણામે સ્થિતિ કેવળ અનિશ્ચિત થઇ જવાથી હિન્દીઓ હિન્દુસ્થાન સાથે વ્યાપાર કરી શકતા નથી લાખો ગુણી ચોખાની મંગાવનાર અને ચોખાના વ્યાપારપર ધીકતા વ્યાપારીઓ અને હજારો ગાસડી કાપડની મોકલનાર વ્યાપારીઓ આજે આવી અસ્થિર અવસ્થામાં વ્યાપારને અટકાવી બેઠા છે. જ્યારથી રૂપીઆને બંધ કરવામાં આવ્યો છે ત્યારથી તે મુલકના વતનીઓનેજ ચોખા જેવા ખાદ્ય પદાર્થોની તંગી થઈ પડવાની જે ફરીઆદ સરકારને આવી છે તેના ઘણાંક કારણોમાંનું એક કારણ આ પણ છે એ રીતે હિન્દુસ્થાનને મહાન ફટકો મારવામાં આવ્યો છે. ઇતર મુલકના ગોરા લોકોના સ્વાર્થ પોષવાને માટે આ પગલું રચાએલ છે એવી માન્યતા ડેપ્યુટેશને સ્પષ્ટપણે રજુ કરેલી હતી

બીજો મુદ્દો આરોગ્યતાના નીયમો ઉપર હિન્દીઓના વસવાટનો રહ્યો કમનસીબી ભરેલી બીના એ છે કે શાહી સરકારે આ અણછાજતા અને અન્યાયી પગલાને બહાલી આપી મૂકી છે. હિન્દી પ્રજાના તપની તો આ એક કસોટી છે. હિંદીઓની અવસ્થા તે મુલકમાં ઉપરોક્ત રીતની હોવા છતાં આ પ્રજાને મ્યુનિસિપાલીટીમાં પ્રતિનિધીત્વ નથી તેમ ધારાસભાની અંદર પણ કાંઇ નથી મ્યુનિસિપલ કર ભરવામાં સેંકડે પાત્રીસ ટકા કર એકલા હિન્દીઓ તરફથી આપવામાં આવે છે. તે ઉપરાંત સરકારી નોકરો અને કારીગરો તરફથી જે કર આપવામાં આવે છે તેનો બીજા સતાવીશ ટકા કર ત્યાંની સરકાર તરફથી અપાય છે તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે તે લખતા અને સામી બાજુ ગોરા લોકો તરફથી માત્ર ૨૩ ટકા કર આપવામાં આવે છે તે છતાં ગોરાઓ તરફથી નવ પ્રતિનિધીઓ મ્યુનિસિપાલિટીમાં બિરાજે છે જ્યારે હિન્દીઓને પ્રતિનિધી નેમવાના કાંઇપણ હક્ક આપવામાં આવ્યા નથી એટલુંજ નહિ પરંતુ હવે તો એવી પદ્ધતિ મુકાએલી છે કે દરેક પ્રકારના તંદુરસ્ત વિભાગોમાં ગોરા રહી શકે અને નીચાણના ભેજવાળા મુલકોમાં હિન્દીઓ રહી શકે આ વાત સ્વમાનની જરા પણ કિંમત જાણનાર હિન્દીને કમકમાવનારી છે, અને તેમ થવાનું મુખ્ય કારણ એ છે કે જે મુદ્દાપર આ પદ્ધતિ યોજાએલી છે તે મુદ્દો પણ આપણી શાહી રાજ્યપટુતાને ખરેખર શરમાવનારો છે. એમ કહેવામાં આવે છે કે આરોગ્યતાના ખાસ ડોક્ટરોએ ભલામણ કરવાથી આ પદ્ધતિ અમલમાં મુકવામાં આવે છે એટલે કે આરોગ્યતાના નીયમો ગોરાઓ કરતા હિન્દીઓ ઓછા જાણે છે ડેપ્યુટેશને આ વસ્તુ ઘણા ખુલ્લા શબ્દોમાં સમજાવી હતી કે આજના જમાનામાં જ્યારે હિન્દી પ્રજાને એક સ્વતંત્ર પ્રજા તરીકે બીજાં સંસ્થાનોની સમાન દરજ્જામાં

રાખવાના દિવસો આવી લાગ્યા છે ત્યારે આરોગ્યતાનાં અજ્ઞાનનું તહોમત ખરેખર અપમ પહોંચાડનારૂં છે. જ્યારે આજે આટલા બધાં વર્ષો થયાં હિન્દુસ્થાનમાં આરોગ્યતાના રક્ષ કરવાની સંસ્થા મ્યુનિસિપાલિટીનો કાર્યભાર સ્વતંત્ર રીતે હિન્દીઓને સોંપી દેવામાં આ૦ છે ત્યારે આરોગ્યતાનાં અજ્ઞાનનું આ તહોમત એક બ્હાનું અમારા મનને વિષમ થઇ પડે હિન્દુસ્થાનમાં ઘણી અગત્યની લશ્કરી છાવણીઓની અંદર તેમજ ખાસ તંદુરસ્તી માટે ના કરવામાં આવેલ શીતલ ટેકરીઓ પર પણ પૈસાદાર અને મહાન્ હિન્દીઓના સાથે ગરીબ ગરીબ મજુર વર્ગ રહી શકે છે, અને સમગ્ર હિન્દુસ્તાનમાં પૂર્વ આફ્રિકાની મા જાતીભેદથી વસવાટનું વર્ગીકરણ થએલું જોવામાં આવતું નથી. હાલના સમય શહેરોને સુધારવા માટેના ટ્રસ્ટો ઠેર ઠેર સ્થાપવામાં આવ્યાં છે અને આરોગ્યતા માટે ખા જ્ઞાન ધરાવનાર ચાલકો રાત્રી દિન તેજ દિશામાં કાર્ય કર્યા કરે છે તથાપી પૂર્વ આફ્રિકા સૂચવાએલ વર્ગીકરણ જેવું એક પણ વર્ગીકરણ તેઓ તરફથી સૂચવવામાં આવેલ એટલુંજ નહિ પરંતુ આ મહાન ટ્રસ્ટો શહેરોના એકજ વિભાગમાં ઉંચી પંક્તીના પૈસાદાર યુરોપીયનો તેમજ હિન્દીઓની બાજુએજ ગરીબ મજુર માટેની જાતે ચાલીઓ બાંધે છે. આરોગ્યતા અને સ્વચ્છતા બેશક જાળવાવવાં જોઇએ. પરંતુ માટે કંઈ પાર્લામેન્ટના ધારાની અગત્ય નથી. તે તો સમગ્ર સુધરેલી દુનીયામાં બને તેમ મ્યુનિસિપાલિટીએ નીયત ઠરેલા કાયદા કાનુનો નીચે અવશ્ય સચવાઇ શકે. દેશમાં પ્રખ્યાત મોન્ટેગુ—ચેમ્સફર્ડ સુધારા નીચે માત્ર મ્યુનિસિપલ બાબતોમાંજ નહિ પરં આખા દેશના રાજકારભારમાં પોતાનો અવાજ મેળવવા માટે દેશીઓને હકદાર લેખવામાં આ૦ છે, તેજ દેશના લોકો આરોગ્યતાની અગત્ય સમજવામાં બેદરકાર રહે અથવા તો તે માટે નક્કી કરવામાં આવેલા કાયદાને સામા થાય તે બિલકુલ માની શકાય તેવી બીના નથી. જે દેશના સીક ૧૦) રૂપીયાનું ભાડું આપનાર એક શેહરીને આ મહાન દેશના સર્વ પ્રકારના રાજ્ય કાર ભારમાં પોતાનો અવાજ રાખવા માટે એક લાયક શેહરી તરીકે કબૂલ કરવામાં આવેલ છે. દેશનાજ વતનીઓ જો મ્યુનિસિપાલિટીને જોઇએ તેવી આરોગ્યતાથી સંરક્ષિત કોડીબંધ જગ્યાએ બંધાવી શકે, હજારો એકરો જમીન ખરીદી શકે અને કરોડોના વ્યાપારો કરી શકે તો તેવા શેહેરીઓ સ્વચ્છતાના નિયમોથી અજ્ઞાન રહે છે. એમ કહેવું ખરેખર હિન્દુસ્થાનને કમકમાવવારૂં છે.

ડેપ્યુટેશને રજુ કરેલ મુદ્દાઓમાં આટલા મુદ્દાઓ ખાસ અગત્યના હતા. નામદાર વાઇસરોય સાહેબે ડેપ્યુટેશનને ઘણી માયાળુ ખાતરીઓ આપેલી છે. પરંતુ આપણે જાણીએ છીએ કે ભારતની સરકારની સત્તા શાહી બાબતોમાં ઘણી સંકુચિત છે. તેટલું કહેવા છતાં પણ જો રાજ્યબળ પ્રજાબળ સાથે જોડાઇ જાય તો હાલના નામદાર વાઇસરોય સાહેબ જેવા વાઇસરાય સાહેબને પણ જે કેસને બહુ મજબુત તરીકે સ્વીકારવો પડયો છે તે કેસ હજુ પણ સુધરી શકે તેમ છે. આ પ્રમાણે બ્રિટિશ શહેનશાહતમાં સ્વરાજ્ય ભોગવતી પ્રજાઓની કારકીર્દીના માર્ગમાં દાખલ થવાની આ પ્રભાતે હિન્દીઓના દિલમાં જ્યારે એવી દૃઢ અને અભેદ્ય માન્યતા ઠસાવવામાં આવશે કે હિન્દુસ્તાનના સંસ્થાનમાં વસતા પુત્રોની અવસ્થા તરફ શાહી સરકાર તરફથી નીમેશ માત્ર પણ દુર્લક્ષ દાખવવામાં નહિ આવે તેમજ પરસ્પર સમાન વર્તાવની પદ્ધતિ શાહી સરકાર તરફથી કાર્ય સાધક સ્વરૂપ પકડશે અને નામદાર મહારાજાના પ્રખ્યાત ઢંઢેરામાં સૂચવાયા અનુસાર શહેનશાહતમાં હિન્દુસ્તાન એ સમાન ભાગીદારીના પદપર મેલાઇ તેના શહેરીઓને શહેનશાહતનાં કાયમના સમાન શહેરીઓ લેખવામાં આવશે ત્યારેજ આ મહાન બ્રીટિશ શહેનશાહત પોતાના ખરા સ્વરૂપમાં કાયમ માટે માનવંતા અને મગરૂર શહેનશાહત લેખી શકાશે.

અસ્તુ.

---

# INTERVIEW WITH THE HON. MR. HAILEY.

A meeting of the Committee of the Indian Merchants' Chamber and Bureau was held on Monday the 12th July 1920, at 2 p. m. (S. T. o discuss with the Hon'ble Mr. Hailey, Finance Member of the Govert nent of India, various financial and other questions relating to hi Department. Mr. J. B. Petit, the President of the Chamber, was the Chair and the following members were also present

1. Mr S. E. Warden.
2. Prof. Tonon.
3. Mr. L. D. L. Buckley.
4. Hon'ble Mr. C. V. Mehta.
5. Mr. G. B. Trivedi.
6. Mr. B. F Madon.
7. Hon'ble Mr. Manmohandas Ramji.
8. Mr. Surajmal Lallubhai.
9. Mr. S. N. Pochkhanawala.
10. Mr. Mavji Govindji.
11. Mr. M. A. Master.
12. Mr. Vallabhdas Chaturbhuj Shivji.
13. Mr. Vithaldas Damodar Govindji.
14. Mr. P. J. Billimoria.
15. Hon'ble Mr. Purshottamdas Thakoredas.
16. Hon'ble Mr. Lallubhai Samaldas.
17. Mr. Gulabchand Devchand.
18. Mr. Hansaraj Pragji Thackersey.
19. Mr. Motilal Kanji.
20. Mr. Kikabhai Premchand.
21. Mr. Mathuradas Kanji Matani.

ધી ગ્રાફિક ટાઇપ માર્ટ ૨૧ બેંક રોડ ફોર્ટ મુંબઈ.

Mr. Gubbay Secretary to the Finance Department of the Government of India, and Mr. Denning, Deputy Controller of Currency Bombay were also present.

The Chairman, after welcoming the Hon'ble Mr. Hailey, opened the discussion by saying that the Committee of the Chamber still adhered to its former opinion on the policy of selling Reverse Councils and added that these sales, having failed to achieve the object the Government had in view, should be discontinued.

Mr. Hailey pointed to the communiquè issued on 26th June and said that Government adhered to this policy viz, the sale of Reverse Councils so long as the Exchange continued to remain below 2 shillings.

Mr. Petit pointed out that the rate of Exchange had taken and was taking its own course and had upto now in the opinion of his Committee shown no signs whatever of being influenced by the sale of Reverse Councils or by any other action hitherto taken by the Government. His Committee were strongly of opinion that the rate of exchange should not be influenced by forced and artificial measures as Government was trying to do but should be allowed to adjust itself in obedience to the natural course and its legitimate requirements. Without prejudice to his Committee's opposition on principle to "Reverse Councils", he would also say that the present method of selling these Reverse Councils was most unsatisfactory. The benefit of the sales went to the wrong people, mostly profiteers and big speculators to the utter exclusion of the bonafide remitter and certainly of the small remitter.

Mr. Hailey.–You say it goes to the wrong people ?

Mr. Petit.–Yes, it does. The last two lists that have been published make it amply clear. They put the money of the State into the pockets of a few rich speculators who can command large credits to give cheques for lacs of rupees as deposits which have to accompany their applications. There is absolutely no excuse for selling these "reverses" at rates much higher than the current market rates. In some cases, these rates have been as much as 3, 4 and even 8d per Rupee higher than the prevalent rates. These unwarranted differences have increased the margin of profits and attracted hoards of speculators to buy " Reverse Councils. "

I know of instances in which speculators have made and are making lac at the expense of the State by applying for and getting Reverses, and selling them off in the open market, quietly pocketing the fat difference week by week. I submit there is absolutely no excuse for thus frittering away the resources of the State. To prevent this drawing on the Treasury, if Reverse Councils are at all to be sold, they should be sold by competitive tenders to the highest bidder.

Mr. Hailey.-By so doing you would affect the price but you would not necessarily eliminate the wrong men.

The Hon'ble Mr Purshottamdas Thakoredas said that under the present system big men alone ruled the field. He further said that the minimum should be reduced.

Mr. Hailey referred this point to Mr. Denning, who said that the question of reducing the minimum might be considered The Hon'ble Mr. Purshottamdas Thakoredas further asked Mr. Hailey whether the present fifty per cent deposit was to be increased to 100 per cent Mr Hailey replied in the negative, pointing out that 50% was the figure suggested by the Indian Merchants' Chamber and Bureau.

Mr J. B. Petit.-Applications for Reverse Councils to the extent of £ 1,000 should have preference and should be granted in full. I mean that they must get £ 1,000/- minimum allotment.

Mr. Hailey.-I agree that the question of reducing the minimum may be considered; but we could only undertake distribution on the system suggested if we made an unlimited allotment; obviously all would apply for as much as they wanted but would do so by splitting up their demands over a number of names. He repeated that the policy of Government was to continue selling at the fixed minimum rates and not at competitive rates, which would not necessarily afford a support to the market tending to support the exchange at 2 shillings.

Mr. Petit.-Then I am afraid that these speculators will continue to rule the field. The fixing of the minimum will make their operations difficult and varied but not impossible.

The Hon'ble Mr. C. V. Mehta observed that public bodies' interests,

should also be looked to, while considering the claims of petty applicants for Reverse Councils. He suggested that the advisability of giving preference over others to the applications for Reverse Councils from public bodies such as the Improvement Trust, Port Trust, the Municipality etc., may be considered.

The Hon'ble Mr. Lallubhai Samaldas supported him by saying that the claims of public bodies were more likely to be bonafide than speculative.

Mr. Petit observed that the Hon'ble M. C. V. Mehta and the Hon'ble Mr. Lallubhai Samaldas were only expressing their own individual views. He added that the matter would be considered by the Committee. Mr. Petit said that he could not help repeating that perhaps the most unsatisfactory and deplorable feature of the whole business was the very large difference between the market rates and the Government rates for Reverse Councils to which he had already referred, which not only led to so much speculation and demoralization in the market, but also practically meant the throwing away at rates varying from 2s 3d to 2s 9d per Rupees our Gold Reserves (In England) which had been built up at the rate of 1s 4d to the Rupee; i. e at a dead loss of 50% of the value.

Mr. Hailey remarked that there could be no possibility of selling at rate based on the market rate; there was no definite market rate in India on which sales could be fixed, and the only consistent and systematic solution appeared to be to sell at the fixed price of 1s $11\frac{19}{32}$ d.

Mr. Petit stated that the answer would not satisfy his Committee. Continuing he said that under the present system of selling Reverse councils a very big amount was locked up week by week by way of deposits, which amounted to several crores and which therefore necessarily remained out of active circulation thereby adding to the stringency of the money market. He advocated a radical change in the system of allotting Reverse Bills and asked if lists of all the allottees of Reverse Councils from the very beginning up to date would be published.

Mr. Hailey.- Yes. We are prepared to publish them if you desire them.

Mr. Petit.- Yes, thank you, we want them; they would be of very great use. The Committee of the Chamber entirely disapproved of the

telegram sent by the Karachi Chamber of Commerce that the sales of Reverse Councils should be increased, that Government should support 2 shilling sterling per rupee with all the resources at their command and that Government gold should be shipped at once to meet Reverse Council drafts.

Mr. Hailey.- Your protest against that suggestion has been noted by us.

Mr. Petit - I thank you for making a note of it.

Mr. Petit then asked the following question "Will the Government sale of Council Bills in London be based on 2 shilling Gold or sterling and if the latter be the case, at what rate will the same be offered when a demand arises for Council Bills?"

Mr Hailey in reply made the following statement - "The opportunity of working directly towards a 2 shilling gold parity will recur with any renewed demand for Councils On such renewal, the Secretary of State proposes to be [guided by] his convenience in the matter and it will not be incumbent on him to sell Councils for the convenience of trade. This, as regards amounts and times of sales of Council Bills is in accordance with the Currency Committee's definite recommendations As regards rates, the Committee, contemplating presumably that by the time demand for the Council Bills revived, the 2 shillings Gold parity would have been established, recommended their fixation on the basis of the sterling cost of shipping gold to India If the demand for Councils occurred before the 2 shillings gold parity had been established, the Secretary of State in considering at what rates Councils should be sold, would again have to be guided by his own conveniences and also by regard for the ultimate objective of his currency policy i. e. the establishment and maintenance of a 2 shillings gold rate "

Mr. Petit further asked if the Government of India was contemplating in the near future the purchase and import into India of silver on a large scale for coinage purposes ?

Mr. Hailey -There is no immediate necessity for buying silver. We now hold very large reserves of coined rupees and they are returning to us daily. We must naturally retain a free hand to purchase when occasion requires it, it does not seem to do so now

---

Mr. Madon asked if it would not be wise for the Government to lay in supplies of silver so as to increase the metallic backing The Government had always emphasized the need of maintaining convertibility at all costs and this convertibility was in great danger some time ago owing to the difficulty of getting supplies of silver Now that silver could be had in plenty and at rates which enabled Government to coin rupees without loss even on the basis of fifteen to the sovereign, Government ought to buy silver and so strengthen the backing to our note issue.

Mr. Hailey.—We should be greatly interested to know what you think to be the proper ratio ?

Mr. Madon said the pre-war position was 20 crores of security backing and the rest metallic backing. The total note issue was then only about 75 crores. It is now 165 crores and the metallic backing should be proportionately greater but he did not insist on such a high proportion and would be satisfied with lower ratio. He further suggested that this was the right time to buy silver, when other buyers were out of the market.

Mr. Hailey said that the whole question turned upon the question, what was the proper backing; if we had now sufficient, it would be wasteful to go into the market to increase it.

Mr. Madon again insisted on the Government buying silver, at this opportunity.

Mr. Hailey asked "Do you suggest 50% of metallic backing irrespective of gold ?"

Mr. Madon.—Yes. At least 50%.

Mr. Hailey remarked that in addition to about 42 crores of silver, they had about 44 crores of gold in Currency Reserve.

Mr. Madon said that he knew there was but such gold was under present conditions useless for purposes of convertibility as it could not be paid out against notes presented for encashment.

Mr. Hailey wanted to know what Mr. Madon thought should be done with the gold and the latter replied that it could be sold as a commodity.

---

Mr. Madon continuing the discussion said that it had been remarked by many critics that the purchases of the Secretary of State were always made when the silver market was high. Every time Government bought only when the demand for rupees grew strong i. e when exports were heavy and speculators saw it in advance and Government was driven into a corner and had to buy silver very dear.

Mr. Hailey.– I know that this was suggested before the Currency Committee; but are there any proofs that it is true? The Committee did not accept this; and the Chamberlain Commission also found no support for it.

Mr. Madon.– I cannot say that; but at least it has been so alleged by witnesses before the Currency Commission and as Government only come out to buy silver when there is a strong demand for exports and consequently for rupees the result is to lend strong colour to the allegations.

Mr Petit then asked the following question.– Will the Government of India consider the advisability of reconsidering the Currency Committee's Report at an early date in view of the opinion of the Currency Committee themselves that "if contrary to expectation, a great and rapid fall in world prices were to take place and if the costs of production in India failed to adjust themselves with equal rapidity to the lower level of prices, then it might be necessary to consider the problem afresh." And if so when?

Mr. Hailey said that the circumstances for doing so have not arisen. The definite conditions now prevailing are certainly not those referred to in Mr. Petit's quotation from the Report Moreover, present conditions of trade are entirely abnormal and any decision come to will be of little value when things have again come to a normal level.

Mr. Petit said that such a position was bound to come in the not very distant future as the sudden and heavy drop in silver and the downward tendency of the Indian Cotton market clearly indicated. He added that in the opinion of his Committee it was advisable and necessary to appoint as soon as possible a Committee on which Indian interests should be adequately represented, with instructions to hold some of its sittings in India and take evidence in this country, in order that the whole question might be reconsidered from the Indian point of view which had been totally ignored

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.

by the report. He suggested that meanwhile Government should not be in a hurry to put into effect the recommendations of the Currency Committee. The Government was unable to make the Exchange go as it wished. Such had been their experience for the last several months. Then why not let it take its normal course, at any rate, till another Committee considered and reported upon the whole question in view of the altered situation.

Mr. Warden asked why Government bought silver in the London market and not in the open market ?

Mr. Hailey said that there were no restrictions on purchase in India if such buying could be done at an advantage; there were cases in which it had been done. We purchased all over the world, though we made our purchases just as the Exchange Banks and others did, through London.

Mr. Madon remarked that tenders should be invited in Bombay for the purchase of silver.

Mr. Hailey asked if that was the cheapest way to effect purchases ?

Mr. Madon said that he thought it was.

Mr. Hailey remarked that he doubted this; he doubted if any merchant would ever think of buying his stock in that way. He would advertise his requirements, and send the market price up.

The Chairman then asked if any of the members present wished to address the meeting.

Mr. Surajmal Lallubhai then said that the difference between the market rate and the Government rate was gradually becoming narrower and narrower and it was quite possible that the speculator would soon be quite out of the field. Under the circumstances he submitted that many merchants who uptil now had not been allotted even a pound worth of Reverse Councils should be more favourably treated, by the Government accepting the suggestion just made that the minimum be reduced to £ 1,000, and that all applications upto that amount be accepted in full.

Mr. Petit again thanked Mr. Hailey for his visit.

Mr. Hailey in reply remarked that though it was not always possible to arrive at an agreement, there was no doubt about the value of such discussions.

This terminated the proceedings. ( Duration of the meeting one hour. )

---

# હૂંડી સરકારના ખજાનચી ઓ. મી. હેલીની મુલાકાત



ગઇ તા. ૧૨ મી જુલાઇ ૧૯૨૦ને દીને હૂંડી સરકારના ખજાનચી ઓ. મી. હેલીએ મુંબઇ આવીને આ ચેમ્બરની ઓફીસમાં ચેમ્બરની કમીટીની મુલાકાત લીધી હતી. તે વેળા શેઠ જહાંગીર બમનજી પીટીટ પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા અને નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| ઓ. શેઠ સી. વી. મહેતા | ઓ. શેઠ. પુરૂષોતમદાસ ઠાકોરદાસ. |
| ,, ,, મનમોહનદાસ રામજી. | ,, ,, લલુભાઇ સામળદાસ. |
| શેઠ સોરાબજી એ. વાર્ડન. | શેઠ ગુલાબદાસ દેવચંદ ઝવેરી. |
| ,, એલ. ડી. એલ. બકલે. | ,, વીઠલદાસ દામોદર ગોવિંદજી. |
| ,, જી. બી. ત્રીવેદી. | ,, પી. જે. બીલીમોરીયા. |
| ,, વી. એફ. માદન. | ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. |
| ,, સુરજમલ લલુભાઇ. | ,, મોતીલાલ કાનજી |
| ,, એસ એન. પોચખાનાવાલા | ,, હીરાલાલ પ્રેમચંદ |
| ,, માવજી ગોવીંદજી. | ,, મથુરાદાસ કાનજી મટાણી. |
| ,, મનસુખલાલ આ. માસ્તર. | ,, પ્રોફેસર એમ. એલ ટેનન |
| ,, વલભદાસ ચતુર્ભુજ શીવજી. | |

હૂંડી સરકારનાં નાણા ખાતાના સેક્રેટરી મી ગબે તથા મુંબઇ ખાતેનો ડેપ્યુટી કંટ્રોલર ઓફ કરન્સી મી ડેનીંગ પણ તે વેળા હાજર હતા.

ચેમ્બરના પ્રમુખે ઓ. મી. હેલીને આવકાર આપ્યા બાદ ચર્ચાની શરૂઆત કરતાં જણાવ્યું કે રીવર્સ કાઉન્સીલ વેચવાની બાબદમા ચેમ્બર પોતાના મુળ અભીપ્રાયને વળગી રહે છે અને એ વેચવાથી નામદાર સરકારે ધારેલો હેતુ પાર પડતો નથી તે જોતા એ વેચવાનું બંધ પાડવું જોઇએ.

મી હેલીએ ત્યાર બાદ તા. ૨૬મી જુને બહાર પડેલા સરકારી ઠરાવ પ્રત્યે ચેમ્બરનુ ધ્યાન ખેંચીને જણાવ્યું કે જ્યાં સુધી હુંડીનો ભાવ બે શીલીંગથી ઓછો હોય ત્યા સુધી રીવર્સ કાઉન્સીલ વેચવાની રાજનીતીને સરકાર વળગી રહે છે.

મી. પીટીટે ધ્યાન ખેંચ્યું કે હુંડીનો ભાવ બજારની સ્થીતી પ્રમાણે વધઘટ દેખાડે છે અને રીવર્સ કાઉન્સીલના વેચાણથી અથવા સરકારે અત્યાર સુધીમા લીધેલા બીજાં કોઇ પગલાથી એના ઉપર કાંઇજ અસર થતી નથી એમ અમારી કમીટીને લાગે છે અને તેથી કમીટી ઘણાજ આગ્રહપુર્વક અભિપ્રાય દર્શાવે છે કે હુંડીના દરને અમુક હદે બાંધી રાખવા

માટેના આવા કૃત્રીમ ઉપાયો ન લેતાં સરકારે તેને સ્વભાવીક રીતે પ્રમાણે આસપાસ સંજોગોને અનુકુળ સ્થીતી પ્રાપ્ત કરવા દેવી જોઇએ. એ શીવાય પણ કમીટી જણાવવા માગે કે રીવર્સ કાન્સીલ વેચવાની હાલની રીત ઘણીજ અસંતોષકારક છે અને તેથી એનો લાભ જેમને ન મળવો જોઇએ તેમને મળે છે જેઓમાં મોટો ભાગ તો ણારીબાર નફો ખાનાર અને મોટા સટોરીયાઓનો હોય છે. પરદેશ ખાતે પ્રમાણીક રીતે નાણાં મોકલવાનાં હોય તેમને તથા નાની રકમો મોકલનારને લાભ મળતાં એઓ અટકાવે છે.

મી. હેલીઃ--તમે એમ કહો છો કે એનો લાભ જેમને મળવો જોઇએ તેમને બદલે બીજાને મળે છે ?

મી. પીટીટ—હા, એમજ થાય છે. છેલ્લાં બે વેચાણ વેળા કોનાં ટેન્ડર પાસ થયાં તે વીગત પ્રગટ થઇ છે તે ઉપરથી એ વાત સ્પષ્ટ દેખાય છે. હાલની રીતે પ્રમાણે જેઓ ટેન્ડર સાથે આપવાની અનામત તરીકે લાખો રૂપયાના ચેક આપી શકે અને તે માટે મોટી રકમ ઉભી કરી શકે તેવા થોડાક ધનવાન સટોરીયાઓનાં ખીસાંમાં એ વેચાણથી સરકારી નાણાં જાય છે. ચાલુ બજાર ભાવ કરતાં વધારે ઉંચા દરે એવાં રીવર્સ કાઉન્સીલ બીલ વેચવા માટે કાંઇપણ બચાવ નથી. કેટલીક વાર તો એને માટેનો સરકારનો ભાવ દર રૂપયા દીઠ બજાર કરતાં ત્રણ, ચાર અને કોઇવાર આઠ પેન્સ જેટલો વધારે હોય છે એટલો મોટો તફાવત વીના કારણ રહેવા દેવાથી એમાં ટેન્ડર કરનારને મળતા નફાનું પ્રમાણ વધે છે અને તેથી એવાં રીવર્સ કાઉન્સીલ ખરીદી સટો ખેલવા માટે સંખ્યાબંધ લોકો આકર્ષાય છે. એવાં રીવર્સ બીલ માટે ટેન્ડરો મોકલવાં અને જે મળે તે લઇ ખુલા બજારમાં વેચી નાંખવાં અને એમ કરતાં જે નફો થાય તે પડાવી લેવો એવું કામ દર અઠવાડયે કરનારાઓએ સરકારને ભોગે લાખો રૂપયા નફો મેળવ્યા હોય એવા દાખલા હું જાણું છું. એવી રીતે સરકારે નાણાં બરબાદ કરવાં એ કોઇ પણ રીતે વાજબી નથી. એ સ્થીતી સુધારવા માટે ટેન્ડરો હરીફાઇથી સૌથી વધારે ભાવ આપનારને આપવાં જોઇએ.

મી. હેલી—એમ કરવાથી તમે ભાવ ઉપર અસર કરી શકો પણ જેમને લાભ મળવો જોઇએ તેમને બદલે બીજાઓને એવો લાભ લઇ જતાં અટકાવી નહીં શકો.

ઓ. મી. પુરૂશોતમદાસ—હાલની રૂઢીથી તો મોટા માણસોજ લાભ ખાઇ જાય છે. ટેન્ડરો માટેની ઓછામાં ઓછી રકમ ઘટાડવી જોઇએ.

મી. હેલીએ એ વીશે પુછતાં મી. ડેનીંગે જણાવ્યું કે એ સવાલ ઉપર વીચાર ચલાવી શકાશે.

ઓ. મી. પુરૂશોતમદાસે વળી એમ પણ પુછયું કે અત્યારે ટેન્ડરમાં દર્શાવેલી રકમના પચાસ ટકા જેટલાં નાણાં અનામત તરીકે આપવાં પડે છે તે વધારીને હવેથી પુરેપુરાં નાણાં આપવાં પડે એવું કરવામાં આવનાર છે કે ?

મી. હેલી—ના. પચાસ ટકાનું પ્રમાણ તો ઇંડીયન મર્ચંટસ ચેમ્બરેજ સુચવેલું હતું.

મી. જે. બી. પીટીટ—રીવર્સ કાઉન્સીલ માટેની અરજીઓમાંથી એક હજાર પાઉંડ

સુધીની અરજીઓ પહેલી ધ્યાનમા લેવાવી જોઇએ અને તેને પુરેપુરી સ્વીકારવી જોઇએ. હું એમ કહેવા માગું છું કે તેમને હજાર પાઉંડથી ઓછા આપવા ન જોઇએ.

મી. હેલી—ટેન્ડરની રકમ ઘટાડવી એ વાત વીચારવા જેવી છે એમ હું સ્વીકારૂં છું પણ જે સુચના હમણાં થઇ છે તે પ્રમાણે કામ લેવું કયારે માથે લઇ શકાય કે રીવર્સ કાઉન્સીલ વેચવા માટેની હદ ન હોય. જો અત્યારની માફક અમુક હદ સુધીનાંજ રીવર્સ કાઉન્સીલ બીલ વેચવાના હોય તે વેળા એ સુચના સ્વીકારીયે તો બધા પોતાને જેટલાં નાણાં મોકલવાનાં હોય તેટલા માટે અરજીઓ જુદા જુદા ગૃહસ્થોના નામથી મોકલાવે. તે વેળા બધાને પુરી રકમ આપી શકાય નહીં. વળી સરકારની રાજનીતી ઓછામા ઓછો ભાવ નકી કરી તે ભાવે બીલ વેચવાની છે કાંઇ હરીફાઇથી ઉપજે તે ભાવે બીલ વેચવાની નથી. જો હરીફાઇથી વેચાય તો હુંડીનો ભાવ એ શીલીંગે ટકાવવામાં તેથી ટેકો મળવાની કાઇ ખાતરી ન રહે.

મી. પીટીટ—ત્યારે તો મને ધાસ્તી રહે છે કે સટોરીયાઓનો દોર ચાલુ રહેશે. ટેન્ડરો માટેની રકમ ઘટાડવાથી તેમનું કામ મુશ્કેલ થશે પણ અશક્ય નહી થાય

— ઓ. મી. ચુનીલાલ વી. મેહેતાએ જણાવ્યું કે જ્યારે નાના વેપારીઓની વાત સંભળાય ત્યારે જાહેર મંડળોનાં હીતનો પણ વીચાર કરવો જોઇએ. સીટી ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ, પોર્ટ ટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી વગેરે જાહેર મંડળો તરફથી રીવર્સ કાઉન્સીલ માટે જે અરજીઓ આવે તેમને પહેલી સ્વીકારવી યોગ્ય થઇ પડશે કે કેમ તે વીશે વીચાર કરવો એવી સુચના હું રજુ કરૂં છું.

ઓ મી. લલ્લુભાઇ સામળદાસે એમને અનુમોદન આપતા જણાવ્યું કે જાહેર મંડળો તરફથી આવતી અરજીઓ સટા માટેની હોય તે કરતા ખરી લેવડ દેવડ માટેની હોવાનો વધારે સંભવ છે.

મી પીટીટે જણાવ્યું કે ઓ. મી. ચુનીલાલ વી. મેહેતા તથા ઓ. મી. લલ્લુભાઇ સામળદાસે દર્શાવેલાં વીચારો એમના પોતાના અંગત વીચારો છે. આ ચેમ્બર એ વીશે વીચાર ચલાવશે. રીવર્સ કાઉન્સીલના સંબંધમાં જે વાત વેપારીઓને ઘણીજ અસંતોષકારક અને ખેદકારક લાગી છે તે એ કે બજારભાવ અને સરકારના ભાવ વચ્ચે રહેતા તફાવતને લીધે સટાને ઉત્તેજન મળે છે, અને બજારની સ્થીતી કઢંગી થઇ પડે છે. એટલુંજ નહીં પણ ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વમા સોળ પેન્સના ભાવે નાણા એકઠાં કર્યાં હતા તે નાણાં દર રૂપયા દીઠ ૨૭ થી ૩૩ પેન્સ જેટલા ઉચા ભાવે કહાડી નાંખવાથી પચાસ ટકા જેટલી ખોટ જાય છે

મી. હેલી–બજાર ભાવે રીવર્સ કાઉન્સીલ વેચાય એવો કાઇ સંભવ નથી અને હીંદમાં એકકે એવું બજાર નથી કે જે ઉપરથી બજાર ભાવ નકી કરી તેને આધારે રીવર્સ કાઉન્સીલનાં વેચાણ માટેનો ભાવ ઠરાવી શકાય. આથી નીયમ પ્રમાણે કામ લેવા જેવો એકજ માગ એ છે કે ૨૩ ૨૬ પેન્સનો ભાવ ઠરાવી વેચવાનુ ચાલુ રાખવું.

મી. પીટીટે જણાવ્યું કે આ જવાબથી અમારી કમીટીને સંતોષ થવાનો નથી. વળી હાલની રૂઢીથી ઘણા નાણાં ટેન્ડરો માટેની અનામત તરીકે રોકાઇ રહે છે. એવી રકમ કેટલાક કરોડ જેટલી થાય છે. એથી નાણાં બજારમા તંગી પડે છે. એટલા માટે એ વેચવાની રીતમાં જબરો સુધારો કરવાની જરૂર છે. વળી એ વેચવાનું શરૂ કર્યું ત્યારથી જેનાં જેનાં ટેન્ડરો સ્વીકારાયા હોય તેમનાં નામ પ્રગટ કરવામાં આવશે કે કેમ તે જાણવા માગુ છુ.

મી. હેલી—હા. જો તમો એ માટે માગણી કરતા હોતો તે પ્રગટ કરવા માટે અમે તૈયાર છીયે.

---

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ મુંબઇ

મી. પીટીટ—ઠીક, અમે તમારો આભાર માનીયે છીયે. અમારે એ લીસ્ટ જોઇએ છે. અમને તે ઘણું કામનું છે. વળી કરાંચી ચેમ્બરે રીવર્સ કાઉન્સીલના વેચાણ વધારવાની ભલામણ કરનારો તારનો સંદેશો આપને મોકલ્યો છે તેને આ ચેમ્બર તદન નાપસંદ કરે છે. એ સંદેશાંમાં એમ પણ ભલામણ હતી કે સરકારે એ શીલીંગ સ્ટર્લીંગનો ભાવ ટકાવી રાખવા માટે પોતાનાં સર્વ સાધનોનો ઉપયોગ કરવો અને સોનું હીંદથી ઇંગ્લંડ મોકલવું કે જેથી એ વેચાણને માટે ઈંગ્લંડમાં નાણાં આપી શકાય.

મી. હેલી—વગે એ સંદેશા વિરૂધ્ધ પ્રોટેસ્ટ રજુ કરો છો તેની મેં નોંધ લીધી છે.

મી. પીટીટ—તે માટે હું આપનો આભાર માનું છું. હવે મારે થોડાક સવાલો પુછવાનાં છે. તેમાં પહેલો એ છે કે જ્યારે કાઉન્સીલ બીલ વેચવા માટે માગણી થશે ત્યારે રૂપયાની બરોબર ૧૧૩ ગ્રેન સોનું એ રીતે ગણતાં જે આવે, તેટલા ભાવે હીંદી પ્રધાન હીંદ ઉપરની હુંડી વેચશે કે શા ભાવે વેચશે.

મી. હેલી—કાઉન્સીલ બીલ વેચવા માટેની માગણી ફરી જાગશે ત્યારે દસ રૂપયાની બરોબર ૧૧૩ ગ્રેન સોનાના ભાવે વેચવાનો પ્રયત્ન કરવાની તક મળશે. તેમ છતાં તે વેળા આ બાબદમાં તે પોતાની સગવડ પ્રમાણે વર્તશે અને વેપારીઓની સગવડ પ્રમાણે કાઉન્સીલ બીલ વેચવાની પોતાની ફરજ નહીં ગણે. એ હુંડીયો ક્યારે અને કેટલી વેચવી તે વીશે કરન્સી કમીટીએ કરેલી ભલામણ પણ એવીજ છે. ભાવની બાબદમાં એ કમીટીને એમ લાગ્યું હતું કે તે વખત આવશે ત્યાં સુધીમાં દસ રૂપયાની બરોબર ૧૧૩ ગ્રેન સોનું એવો ભાવ સ્થપાઇ જશે. એ આશાને લીધે તેમણે એવી ભલામણ કરી કે સોંનું જે ભાવે નીકાશ કરી શકાય તેના પ્રમાણમાં હીંદી પ્રધાનની હુંડીનો ભાવ રાખવો. પણ જો સોનાનો ભાવ એટલો ઉતરી જવા પહેલાં હીંદી પ્રધાનની હુંડી માટે લેવાલી જાગે તો એ વેચતી વેળા હીંદી પ્રધાન પોતાની સગવડનો અને ચલણને લગતી નવો રાજનીતીનો વીચાર કરીને ભાવ ઠરાવશે. દસ રૂપયાની બરોબર ૧૧૩ ગ્રેન સોનું એ પ્રમાણ લાવવા તરફ એની નજર રહેશે.

મી. પીટીટે—હીંદી સરકાર રૂપયા પાડવા માટે મોટા પાયા ઉપર ચાંદી ખરીદવાનો વીચાર કરે છે કે ?

મી. હેલી—હાલ તુરત તો ચાંદી ખરીદ કરવાની કાંઇ જરૂર નથી. હમણાં તો પુશ્કળ રૂપયા પાડેલા રીઝર્વ તીજોરીઓમાં છે અને વેપારી વર્ગ તરફથી એ પાછા ફરે છે; અલબત જ્યારે અમને ચાંદી ખરીદવાની જરૂર લાગે ત્યારે તે ખરીદીયે એટલી છૂટ રહેવી જોઇએ. બાકી હાલ તો તેવી કાંઇ પણ જરૂર દેખાતી નથી.

મી. માદન—સરકાર પાસે સંગીન નાણાંનો જથો વધે તે માટે ચાંદી ખરીદવાનું ડહાપણ ભર્યું છે કે નહીં ? નોટોને બદલે જ્યારે લોકો માગે ત્યારે રૂપયા આપવાનું બની શકે એવી સગવડ રાખવાની જરૂર ઉપર સરકાર હંમેશાં ભાર મુકે છે. એ રાતે નાણાં આપી નહીં શકાય એવી ધાસ્તી થોડા વખત ઉપર ઉભી થઇ હતી. કેમકે તે વેળા ચાંદી મેળવવાની મુશ્કેલી હતી. હવે હમણાં ચાંદી જોઇએ તેટલી મળે તેમ છે અને તે માટેના ભાવ એવા ઓછા છે કે એક સોવરીનની બરાબર પંદર રૂપયા ગણીયે તો પણ નવા સીકા પાડતાં ખોટ ન જાય. એવી સ્થીતીમાં સરકારે ચાંદી ખરીદીને નોટો વટાવવા માટેનો રૂપયાનો અવેજ મજબુત કરવો જોઇએ.

મી. હેલી—નોટો અને રૂપયા વચ્ચેનું એનું કીયું પ્રમાણ તમે વાજબી ગણોછો તે હું જાણવાને હું ઘણો ઉત્સુક છું.

---

મી૦ માદન—ચલણી નોટોની રકમ લડાઇ અગાઉ વીસ કરોડ રૂપયા જેટલી સરકારી સોનામા અને બાકીની સંગીન નાણામા રોકાયલી હતી. તે એક મળી કુલ પંચોતેર કરોડની રકમ થતી હતી. અત્યારે કુલ રકમ ૧૬૫ કરોડ રૂપયા છે તો રોકડ અવેજનું પ્રમાણ વધારે હોવું જોઇએ તેમ છતા એટલું રોકડું પ્રમાણ રાખવા માટે મારો આગ્રહ નથી. ઓછુ પ્રમાણ હશે તો પણ ચાલશે. ચાંદી ખરીદવા માટે હમણાં ખરો વખત છે કેમકે બીજા ખરીદનારા કોઇ નથી.

મી૦ હેલી—નોટો અને રોકડ વચ્ચે શું પ્રમાણ રાખવું તે સવાલ ઉપર બધો આધાર છે. જો અત્યારે જેટલી રોકડ છે તેટલી પુરતી હોય તો તેને વધારવા માટે બજારમા ખરીદી કરવા નીકળવું એ નાણાંની બરબાદી કરવા જેવું ગણાય.

મી૦ માદન—સરકાર ચાદી ખરીદવા માટે આવી તક જવા દેવી ન જોઇએ.

મી૦ હેલી—સોનાનો અવેજ બાજુ રાખતા નોટોના પચાસ ટકા જેટલુ રોકડનું પ્રમાણ તમે સુચવો છો?

મી૦ માદન—હા. ઓછામાં ઓછું પચાસ ટકા જેટલું તો રહેવું જોઇએ.

મી૦ હેલી—અત્યારે બેતાલીસ કરોડ રૂપયા રોકડા અને ચુમાલીસ કરોડ રૂપયાનું સોનુ કરન્સી રીઝર્વમા છે.

મી૦ માદન—એટલુ સોનું છે એમ હું જાણુ છુ પણ એ સોનું નોટને બદલે નાણાં આપવામાં હાલ કામ લાગે એમ નથી.

મી૦ માદન—ત્યારે એ સોનાનો ઉપયોગ શો?

મી૦ માદન—બજારમા વેચી નાખો. ઘણા ટીકાકાર કહે છે કે હીંદી પ્રધાન હમેશા ચાદીના ભાવ ઉંચા હોય છે ત્યારે તે ખરીદે છે જ્યારે જ્યાર હીંદથી નીકાશ ઘણી થાય અને સટોરીયાઓ જુવે કે હવે રૂપયાની જરૂર પડશે ત્યારે ત્યારે સરકારે ચાંદી ખરીદવી પડશે એમ જોઇને તેઓ ચાદીના ભાવ વધારી મુકે અને તે પછી ન છુટકે એ ભાવે સરકાર ચાદી ખરીદે એવું અત્યાર સુધી વારવાર બન્યું છે.

મી હેલી—કરન્સી કમીટી સન્મુખ એમ કહેવાયું હતું એમ હું જાણું છું પણ એ વાત ખરી છે એમ દર્શાવનારો પુરાવો ક્યા છે? કમીટીએ એ વાત સાચી ગણી નથી અને ચેમ્બરલેન કમીશને પણ એને આધાર વગરની ગણી હતી.

મી. માદન—એ મારાથી કહી ન શકાય; પણ કરન્સી કમીશન સન્મુખ સાક્ષીઓએ એ પ્રમાણે તો કહ્યુ હેજ કે જ્યારે નીકાશ ઘણી હોય છે અને રૂપયા માટે લોકોની માગણી ઘણી હોય છે ત્યારેજ સરકાર ચાદી ખરીદ કરવા નીકળે છે. આ હકીકતથી ફરયાદ સાચી હોવાથી સહેલો સંભવ જોઇ શકાય છે.

મી. પીટીટ—કરન્સી કમીટીએ પોતે જણાવ્યું છે કે જો વકી કરતાં ઉલટી રીતે દુનીયામાં માલના ભાવમા મોટો ઘટાડો થાય અને હીંદમા માલ બનાવવાના ખરચમા તેટલી ઝડપથી ઘટાડો ન થાય તો ચલણને લગતો આખો સવાલ ફરીથી વીચારવાનું જરૂરનું થઇ પડે. રીપોર્ટમાંનો એ ભાગ ધ્યાનમાં લઇને એ રીપોર્ટ વીશે થોડા વખતમા ફરીથી વીચાર ચલાવવાનું સલાહકારક છે એમ સરકાર જોશે? જો એમ લાગતું હોય તો ફરીથી વીચાર કરવાનું કયારે હાથ ધરવામા આવશે?

મી. હેલી—તેમ કરવા માટેના સંજોગો હજી ઉપસ્થીત થયા નથી. અત્યારે જે સ્થીતી ઉભી થઇ છે તે અને મી. પીટીટે રીપોર્ટનો જે ભાગ રજુ કર્યો છે તેમાં વર્ણવેલા સંજોગો એ બેમાં

ર છે; વળી વેપારની હાલની સ્થીતી ઘણી અસાધારણ છે એટલે અત્યારની સ્થીતી ઉપરથી જે નીર્ણય ઉપર આવીયે તે વેપારની સાધારણ સ્થીતીમાં કાંઈ કામનું ન થાય.

મી. પીટીટ—ચાંદીના ભાવમાં એકાએક મોટો ઘટાડો થયો છે અને હીંદી રૂના ભાવ પણ ઘટે છે તે જોતાં એવો વખત થોડા સંમયમાં આવશે એમ ખાતરીથી કહી શકાશે. અમારી કમીટીનો તેથી એવો અભિપ્રાય છે કે હવે જેમ બને તેમ જલદી આ વીશેની તપાસ માટે બીજી કમીટી નેમવી જોઇએ અને તેમાં હીંદી પ્રતીનીધીઓને પણ સ્થાન મળવું જોઇએ એ કમીટીને આજ્ઞા થવી જોઇએ કે હીંદુસ્તાનમાં બધે ફરીને જુબાનીઓ નોંધી લે. છેલી કમીટીએ હીંદી પ્રજાના લાભ ઉપર લક્ષ આપ્યું ન હતું તેમ ન થતાં હીંદી પ્રજાના લાભની દૃષ્ટીથીજ આ સવાલની તપાસ લેવાય એવી ગોઠવણ એ રીતે થવી જોઇએ. એ પ્રમાણે થાય તે અગાઉ છેલી કરન્સી કમીટીની ભલામણો અમલમાં મુકવાની તાકીદ સરકારે કરવી ન જોઇએ. સરકાર હુંડીના બજારને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવી શકે તેમ નથી. છેલા થોડા મહીના દરમ્યાન એવો અનુભવ થયો છે તો પછી બીજી કમીટી નીમાય અને હમણાંના બદલાયલા સંજોગો ધ્યાનમાં લઇને આખા સવાલ વીશે ફરીથી વીચાર ચલાવી રીપોર્ટ કરે ત્યાં સુધી એ બજારને સ્વભાવીક ગતીએ શા માટે જવા દેતા નથી ?

મી. સોરાબજી વાર્ડન—સરકાર ચાંદીની ખરીદી ખુલા બજારમાં કરવાને બદલે લંડન ખાતે શા માટે કરે છે ?

મી. હેલી—જો હીંદમાં ખરીદી કરવાથી લાભ થવાનો સંભવ હોય તો તેમ કરવા માટે કાંઇ વાંધો નથી. અમે તો દુનીયામાં બધેથી ખરીદી કરીએ છીયે, જો કે એ ખરીદી એકસચેંજ બેંકો અને બીજાઓની માફક લંડન મારફતે થાય છે.

મી માદન—ચાંદીની ખરીદી કરતી વેળા મુંબઇમાં ટેન્ડરો માગવાં જોઇએ.

મી. હેલી—ખરીદી કરવાનો સૌથી સસ્તો માર્ગ એ છે કે ?

મી. માદન—એમ છે એવું અમને લાગે છે.

મી. હેલી—મને તેવીશે શક છે. કોઇપણ વેપારી એવી રીતે ખરીદી કરવાનો વીચાર નહીં કરે. એમ કરવાથી તો એને કેટલી ખરીદી કરવી છે તે જણાઇ જાય અને ભાવ વધી જાય.

પ્રમુખ—કોઇ સભાસદને કાંઇ બોલવાની ઇચ્છા છે ?

મી. સુરજમલ લલુભાઇ—હુંડી માટેનો સરકારી દર તથા બજાર ભાવ વચેનો તફાવત ઘટતો જાય છે એટલે સટોરીયા થોડા વખતમાં ખસતા થઇ જશે. તે જોતાં જે વેપારીઓને અત્યાર સુધી રીવર્સ કાઉન્સીલ મુદલ મળ્યાં ન હોય તેમની પ્રત્યે વધારે રહેમીયતથી કામ લેવાવું જોઇએ. જો ટેન્ડરોની રકમ ઘટાડીને એક હજાર પાઉંડની કરવામાં આવે અને એવાં નાનાં ટેન્ડરો પુરેપુરાં સ્વીકારવાનું ઠરાવવામાં આવે તો એ રહેમીયત દર્શાવી શકાય.

મી. પીટીટે તે પછી મી. હેલીનો મુલાકાત માટે આભાર માન્યો હતો.

મી. હેલીએ જવાબ વાળતાં જણાવ્યું કે એકમત પર આવીએ એવું કાંઇ હંમેશાં બની શકે નહીં પણ આવી રીતે ચર્ચા ચલાવવાનો ઉપયોગ છે એ વીશે કાંઇજ શક નથી.

આ પછી મેળાવડો પુરો થયો હતો. શરૂઆતથી આખર સુધીનો વખત ગણતાં એક કલાક થયો હતો.

---

મેટલીક શાલીંગયા બાલ્ડાંગનો આરડો શાલે છે.

ધી સેંટ્રલ બેંક ઑફ ઇન્ડિયા

લીમીટેડ.

શેરો ભરાયલી થાપણ ..................... રૂ. ૧૦૦,૦૦,૦૦૦
પગાર થયેલી થાપણ ..................... રૂ. ૪૯,૯૦,૦૦૦
રીઝર્વ ફંડ ..................... રૂ. ૧૪,૦૦,૦૦૦

આ બેંકમાં ડીપૉઝીટ મુકેલી દરેક પાઇની સલામતી માટે ખાસ ગોઠવણ બેંકની આરટીકલમાં કરવામાં આવેલી છે.

મેશર્સ એ. એફ. ફરગ્યુસનની કું. ચારટરડ એકાઉન્ટંટસ આ બેંકના હીસાબો અને જામીનગીરીઓ દર અઠવાડીએ તપાસે છે.

પ્રેસીડંસી બેંકો માફક આ બેંક પોતાના હીસાબનાં પખવાડીક સરવૈયાં બહાર પાડે છે.

દરેક રીતનું બેંકને લગતું કામકાજ કરવામાં આવે છે.

હાલમાં ટુંકી તેમજ લાંબી મુદતના વ્યાજના દરો માટે મેનેજરને મળવું.

ચેકો તથા બેંકને લગતો પત્ર વ્યવહાર ગુજરાતીમાં પણ થઇ શકે છે.

વડી ઑફીસ:—એલાઇસ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.

શાખા ઑફીસો:—ઝવેરી બજાર, મુંબઇની માંડવી, તથા શેરબજાર.

ચાલુ ખાતાંમાં રોજની બાકી ઉપર વ્યાજ આપવામાં આવે છે.

જાનેવારીથી જુન .......... ૩ ટકા.

જુલાઇથી ડીસેમ્બર .......... ૨॥ ટકા.

૧૨ માસની ડીપૉઝીટ .......... ૫ ટકા.

રૂ. ૫૦૦૦ થી વધુ રકમ માટે .......... ૫॥ ટકા.

ટુંકી મુદતના ભાવો અરજ કરવાથી માલમ પડશે.

વધુ વીગતો માટે મેનેજરને મળવું.

સોરાબજી ન. પોચખાનાવાલા

મેનેજર.

# THE INDO LUSITANIA RESOURCES DEVELOPMENT CO., LIMITED,

## BOMBAY.

( Incorporated under the Indian Companies Act of 1913. )

Copy of the Prospectus of which has been filed before the Registrar of Joint Stock Companies. Those who desire to subscribe may now ask their Share Brokers, and friends to approach the Company's Agents, C. Baloobhai & Co., at 24, Medows Street, Fort, Bombay, for Prospectus and Application forms or to the Company's Bankers.

The Banco National Ultramarino
Bombay, Nova Goa, or Vasco or its Branches.

The Central Bank of India Ltd.
Bombay, Calcutta, Lahore, Amritsar, Karachi, Lyallpur, Akola and Jharie.

The Karachi Bank Ltd.
Karachi, Hyderabad Sind and Larkana.

Company's Solicitors
Messrs. Amerchand and Mangaldas
11, Hummum Street, Fort, Bombay.

Authorised Capital Rs. 50,00,000 out of which
Rs. 25,00,000 Capital is issued, by 2,50,000 Shares of Rs. 10 each payable as under:—

Rs. 2 on application, Rs. 3 on allotment and the balance of Rs. 5 in two calls of Rs. 3/- and Rs. 2/- respectively as and when required at in intervals of not less than two months.

*Bombay, 19th July 1920.*

*The Secretary,*

The Indian Merchants' Chamber and Bureau,

BOMBAY.

SIR,

I thank you for your letter of 9th, inviting my views on the question of Indian colonization in the Ex-German East Africa, and in reply thereto I beg to state as follows:—

That I have always been of opinion that with a view to establish our status as a nation within the Empire, entiled to equal rights of citizenship therein, it is highly essential that there must be Indian colonization in all the crown colonies, more so in the Ex-German East Africa which is prominently an Indian colony. I therefore hold my views on this question* on the principles of Imperializm for Indian.

1. Yes.

2. That rests with the Government of India and public bodies to popularize the idea of colonial settlement, enlightening the public of the correct prospect in the territory and I am sure if this is done well a tolerable number of suitable type of agriculturists etc., shall be coming out to grace the prospect offered to them. In fact I have seen a number of agriculturists from Cutch and Kathiwar, flocking to East Africa, even in absence of any organized scheme of this character *and suffering the humiliating imposts of deposites etc.*

3. Yes, financial assistance should be given to them by the Government of India as far as the settlement is enabled to run on its own strength.

I must, however, emphatically mention that taking to consideration the present apathy which is growing deeper and deeper, day by day towards colonization by Indians abroad, by humiliating persecutions to the Indians in the colonies, to remedy which it appears neither the Government of India nor His Majesty's Imperial Government is sufficiently either alive or able, it is necessary that sufficient protection and right of equality of status to the Indians in such a colony must be statutarily guaranteed before any such scheme is finally decided upon.

I shall be happy to give you any details or literature on the idea to enlighten your chamber, more fully on the subject, if it is so desired.

Yours faithfully,

B. A. ANANTANI.

---

* The following three questions:—

(1) Whether from the point of view of India, it is desirable and practicable to attempt an organized scheme of settlement;

(2) How far a suitable type of agriculturists, ex-service men or others would be attracted by the prospects of free settlement in the territory, so far as can be judged in the light of the information at present available as to its physical characteristics and potentialities;

સેક્રેટરી.

## ઇડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરો

મહાશય, મુંબઇ

અગાઉ જે મુલક જરમન પૂર્વ આફ્રીકા તરીકે ઓળખાતો હતો તેમા હીંદી લોકોનું સંસ્થાન વસાવવાની બાબતમા સરકારે પુછેલા સવાલો વીશે આપે મારા વીચારો માગ્યા તે માટે હું આપનો આભાર માનું છુ અને મારા વીચારો નીચે દર્શાવું છું —

હુ હંમેશા એવું માનતો આવ્યો છુ કે સામ્રાજયમા એક પ્રજા તરીકેની આપણે માટે એવી પ્રતીષ્ઠા પાડવી હોય કે આપણે સામ્રાજય માહેલા બીજા દેશોના શહેરીઓ જેટલાજ હક ધરાવીયે છીયે તો તેવી પ્રતીષ્ઠા ટકાવવા માટે જરૂરનુ છે કે બ્રીટીશ શહેનશાહના રક્ષણવાળા સર્વ સ્થાનોમા હીંદી લોકોના સંસ્થાન પણ હોવા જોઇએ. સરકારે પુછેલા આ સવાલના* સંબધમા મારા વીચારો તેટલા માટે હુ નીચે પ્રમાણે રજુ કરૂ છુ.—

૧ હા

૨ હીંદની બહારના મુલકોમા જઇને હીંદીવાનોએ સંસ્થાનો વસાવવા જોઇએ એ વીચાર લોકોમા માન્ય કરાવવાનુ કામ હીંદી સરકાર તથા જાહેર મંડળોનુ છે તેમણે એ માટે અનુકુળ દેશોમા શી અગવડો અને લાભ છે તે વીશેની ખાતરીવાળી ખબરો મેળવી લોકોને પુરી પાડવી જોઇએ અને જો તેમ સારી રીતે કરવામા આવે તો ખેડુતોમાથી એ કાર્યને અનુકુળ થઇ પડે એવા વર્ગમાથી સંખ્યા તૈયાર થાય અને તો એમ પણ માહીત છે કે આવી કાઇ પણ લાલચ વગર કચ્છ અને કઠિયાવાડના ઘણાએ ખેડુતો ડીપોઝીટ આપવાની વગેરે હાડમારીઓ સહન કરીને પણ ત્યા પૂર્વ આફ્રીકા ગયા છે

૩ હા ત્યા ગયેલા લોકો પોતાની સંભાળ પોતે લઇ શકે તેમ થતાં સુધી નામદાર સરકારે મદદ આપવી જોઇએ.

મારે તેમ છતા ભાર મુકીને જણાવવુ જોઇએ કે એવી રીતે સંસ્થાન વસાવવા માટે જે હીંદીઓ જાય છે તેમને એ સંસ્થાનોમા હેરાન કરવામા આવે છે અને તેથી ત્યા જવા પ્રત્યેનો અણગમો હીંદીઓમા વધતો જાય છે તે પ્રત્યે ધ્યાન ખેચવાની જરૂર છે એ સ્થીતી સુધારવાની બાબતમા હીંદી સરકાર અને ઈગ્લંડની સરકાર બેદરકાર અથવા અશકત છે, પણ એ મુલકોમા સંસ્થાન વસાવવા માટે હીંદીઓને મોકલવાની કાઇ પણ યોજના નકી થાય તે અગાઉ કાયદા મારફતે એટલી ખાતરી આપવી પડશે કે ત્યા જનારાઓને બીજાઓના જેટલા હક તથા પુરતુ રક્ષણ મળશે

આ વીશે તમારી ચેમ્બરને જે કાઇ વધારે માહીતી કે સાહીત્યની જરૂર હશે તે મારી પાસે માગશો તો હું ખુશીથી રજુ કરીશ

લી. આગ્નાકીત

તા ૧૯-૭-૧૯૨૦ બી. એન. અનતાની

---

* ૧ હીંદીઓ ત્યા જઈ સંસ્થાન વસાવે એવી યોજના માટે પ્રયત્ન કરવો તે ઇચ્છવા યોગ્ય અને પાર પાડવા જેવુ છે એમ હીંદની દ્રષ્ટીએ જોતા લાગે છે ?

૨ ખેડુતો સરકારી નોકરીમાથી છુટા થયેલા પુરૂષો તથા બીજાઓમાથી આવી યોજના માટે જોઇશે તેવા લોકો મળી શકશે ? મુલકમા વસવા કાજે મફત જમીન મળવાના સંભવથી લલચાશે તે વીશે એ લોકોની તથા આ મુલકની અત્યારની તથા ભાવી સ્થીતી વીશે હમણા જેટલી માહીતી છે તેટલા ઉપરથી વીચાર કરતા શુ લાગે છે ?

૩ એવા સંસ્થાન વસાવવાના કામને સરકારે ઉત્તેજન અને નાણાની મદદ કયાં સુધી આપવી જોઇએ ?

---

# મુંબઈના શેર બજારના દલાલોની એસોસીએશને કરેલા ઠરાવો.

—:o:—

૧ જે જે નવી કંપનીઓ નીકળે તે તે કંપનીઓના સોદા કરવાની રજા આપવાનું વાજબ લાગશે તેને એસોસીએશનની મેનેજીંગ કમીટી એટલે બોરડ પરવાનગી આપી શકશે.

૨. જેણી નવી કંપનીના સોદા સદરહુ એશોસીએશનમાં જેબી તેનો મેમ્બર ચાલુ કરવા માગતો હોય તો તેણે તે બાબેની લેખીત અરજી એશોસીએશનના સેક્રેટરીને કરવી જોઇશે, અને એવી અરજી નીચે દર્શાવેલી સરતો તથા ધોરણો મુજબ તેમજ હવે પછી જે જે નવી સરતો તથા ધોરણો સદરહુ એસોસીએશન તરફથી વધારવા યા સુધારવામા આવે તે મુજબ કરવી જોઇશે.

૩. એવી રીતે આવેલી અરજી બોરડની પાસે સુનાવણી માટે રજુ કરવામા આવે તે અગાઉજ એક અઠવાડિયાં સુધી સેક્રેટરીએ તે એસોસીએશનના નોટીશ બોર્ડ ઉપર મેમ્બર ભાઇઓની જાણ સારૂ પુંટી મુકવી જોઇએ.

૪. જે મેમ્બર ભાઇ જે નવી કંપનીનો સોદો ચાલુ કરવા માગતો હોય તેણે બોર્ડને તે બાબે જે જે ખબર તથા વીગત જોઇએ તે સઘળી સતા પુવક ખબર તથા વીગત પુરેપુરી પુરી પાડવી જોઇએ

૫ જે જે કંપનીના જેટલા શેરો વેનડોરના શેરો લેખાતા હશે, (પછી તેના અધુરા કે પુરા નાણા ભરવામા આવ્યા હોય) તેવા વેનડોરના શેરોનો સોદો તે કંપનીના એવાજ બાકીના શેરો જે જાહેર પ્રજાના હાથમા હશે તેનો સોદો જે તારીખથી ચાલુ કરવા દેવાની પરવાનગી આપવામા આવે તે દીવસથી છ માસ રહીનેજ કરવા દેવામા આવશે

## વેનડોરના શેરો કોને ગણવા તે બાબતનો ખુલાસો.

જે શખશ અથવા શખસોએ એવી નવી ઉભી કરવામા આવેલી કંપનીને મીલકત પુરે-પુરી અથવા થોડા ભાગે તેની બદલામા શેરો લઇને વેચી હોય તેવા શેરોને વેનડરના શેરો ગણવામા આવે છે.

૬ નવી કુંપનીઓ તરફથી જો નીચલી શરતો પુરી પાડવામાં આવશે તોજ તેના સોદા કરવાની પરવાનગી એસોસીએશનની બોર્ડ આપશે

સદરહુ શરતોઃ—

(ક) જેણી નવી કુંપની પોતાના ઓથોરાઇઝડ શેરોની પુરેપુરી સંખ્યા અથવા તો જેટલો ભાગ બહાર પાડવા માગતી હોય તેના ૩૩ ટકા જેટલી સંખ્યાના દરેક શેરો માટે જાહેર જનતાના એપલીકેશન માગી તેમને કોઇણી જાતની ખોટી કર્યા વગર એલોટ કરવા જોઇશે અને એવી રીતે એલોટ કરેલા શેરોની સંખ્યામાં વેનડોરના શેરો ગણવામા આવશે નહી પણ જો એવી નવી કુંપની સતાવાર રીતે એશોસીએસનની બોર્ડને પુરવાર કરી આપે કે તેઓએ ઓછામાં ઓછા આઠ દિવસ સુધી પબલીક તરફથી માગણી ન આવી

તો તે સબબને લીધે ૩૩ ટકાને બદલે ઓછા શેરો પબલીકને એલોટ કરવામાં આવ્યા છે તો તેવા કેસમાં સે.દો કરવાની પરવાનગી આપવી કે નહીં તે બોર્ડની મુનસફી પર રહેશે.

(ખ) દરેક નવી કંપની "ઇન્ડીયન કંપનીના એકટ" મુજબ રજીસ્ટર થયેલી હોવી જોઇએ અને તેનું પ્રોસ્પેકટસ રજીસ્ટ્રાર ઓફ કંપનીઝ ફાઇનલ થયેલું હોવું જોઇએ અને એવા ફાઇનલ કીધેલા પ્રોસ્પેકટસની નકલ જાહેર પત્રોમાં જાહેર ખબર તરીકે છપાવવાં જોઇશે.

(ગ) પબલીક એપલીકેશન લેવા માટેના મુદત ઓછામાં ઓછા આઠ દીવસની હોવી જોઇએ.

(ઘ) દરેક નવી કંપનીના સેક્રેટરીએ એસોસીએશનને નીચલી વીગતો લેખીત પોતાની સહી સાથ પુરી પાડવી જોઇએ.

પબલીકને અને વેનડોરને કેટલા અને કયા નંબરવાળા શેરો આપવામા આવ્યા તેની વીગત તથા લોકો તરફથી કેટલી માગણી આવી અને તે પેટે તેમને કેટલા શેરો કોઇબી જાતની રૂ‌રત વગર એલોટ કરવામા આવ્યા અને તે કયા પ્રમાણમાં તથા અલોત રોકડા નાણાં લઇને કેટલા કરવામા આવ્યા તે, તથા એલોટીજની સંખ્યા કેટલી, અને એક શખસની વધુમાં વધુ કેટલા શેરોની માગણી તથા એકજ એલોતાને વધુમાં વધુ કેટલા શેરો એલોટ કરવામાં આવ્યા તે સર્વ વીગતો, તેમજ શેરોની અરજી લેતી વખતે જે આખી એથોરાઇઝડ થાપણ કહાડવામાં આવી નહીં હોય તો તે વખતની એવી બાકી રહેલી થાપણના શેરો ભવીશમાં પબલીક માટે કહાડવા સારૂ અનામત રાખવામાં આવ્યા છે કે શા લેખે રાખવામાં આવ્યા છે તેની વીગત.

(ન) શેરોની મોટી સંખ્યાની શેર સરટીફીકેટો જો કોઇ શર હોલ્ડર પોતાને જોઇતી સંખ્યામા સીલક (ભાગ વીભાગ) કરવા માગતો હોય તો તેમ સદરહુ કંપનીએ કરી આપવી જોઇએ.

દરેક નવી કંપનીએ શેરો ત્રાનશફર કરવાનું રજીસ્ટર ખોલેલું જાહેર કીધા પછીજ બોરડે તેના સોદા કરવા દેવા.

દરેક કુંપની જ્યારેબી પોતાની ત્રાનશફર બુકો બંધ કરવી પડે ત્યારે એસોસીએસનના વાયદાના પતાવતના દીવસોને વખતે બંધ કરી એસોશીએશનને અગવડમાં ન નાખતા તેમની માગણી મુજબ તેવોની સગવડ સચવાય તેવા દીવસોએ ત્રાનસફર બુક બંધ કરવા તેમને મદદ કરવી જોઇશે.

૯. જો કોઇબી કુંપનીનાં સોદા કરવાનાં કામકાજમાં એશોશીએશનને કોઇ પ્રકારની અડચણ આવે તો તે દુર કરવા સારૂં સદરહુ કુંપનીને એશોસીએશન તરફથી જે વાજબી માંગણી થાય ત્યારે તેવી વાજબી માંગણી તે કુપનીએ સ્વીકારવી જોઇએ.

સોદાઓના વાંધાઓની પતાવટ કરવા એક ઇન્સાફની કમીટી પણ એસોસીએશન તરફથી નેમવામા આવી છે.

# વેપારી પુછપરછ.

આ મથાળા-નીચે અમે જુદા જુદા દેશના કોન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી પુછપરછને લગતી વીગત આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કોલમમાં દાખલ કરીશું. પુછપરછની ખબર મોકલનારનાં નામ, વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ, તથા વેપારનો વિષય નીચે વીગેરે વીગત પ્રમાણે છે:—

પેસીફીક ઓશન ટ્રેડીંગ કંપની (અમેરીકન બેંક બીલ્ડીંગ, સીએટલ, યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા) નીચે જણાવેલી જાતના માલ બનાવનારાઓ તરફથી નીકાશ માટેના સોલ આડત્યા છે તેમની પાસેથી એજન્સી મેળવવાની ઇચ્છા હોય તેવી પેઢીઓનાં નામ માગે છે:—ઓટોમોબાઇલ્સ ૪—૪૦ હો. પા તેનાં પૈડાં વગેરે સામાન, ગાડા, ગાડીઓ, એમ્બ્યુલન્સ, વીજળીક રોશના માટેનું મંચાકામ, દળવાની ઘંટીઓ, પંપ, બેલ્ટીંગ હોઇસ્ટ, ફોનોગ્રાફ, ફાયર એન્જીનો, વગેરે.

---

ફ્રાન્સમા ટુર્સ ખાતેની એક પેઢી નીચે જણાવેલી ચીજો વેચવા માટે એજંટો નેમવા માગે છે.—વાઇન, ચામડાની ચીજો, સુગંધી પદાર્થો, પેરીસનો માલ, દવાઓ વગેરે. વળી ફ્રાન્સથી ગરોબાર માલ મગાવતા હોય તેવા વેપારીઓનાં નામ તથા તેઓ શું મંગાવે છે તે વીગત પણ એ પેઢી જાણવા માગે છે. વીશેશ વીગત માટે મુંબઇ ખાતેના ફ્રેંચ કોન્સલને તેના પત્ર નં. ૧૫૨૯ નો સંબંધ જણાવીને લખો.

---

હેમ્બર્ગની ડાક્ટર જે. મી. દાસ ગુપ્ત એંડ કું. નીચે જણાવેલી ચીજો બનાવે છે:—ફોરમેલ્ડીહાઇડ ( ૩૦-૩૫-૪૦ ટકા ) હેકઝામીથીલેન્ટ્રામાઇન, બેન્ઝોનફ્ટોલ, એસીટેનીલાઇડ એન્ટીફેબ્રાઇન ) કેલ્શીયમ સલ્ફોગુઆજાકોલીકમ, મારક્યુરેન્ટમ નાઇટ્રીકમ, કોલ્લોઇડલ એટ પ્રોટીયનીકમ, બીસ્મટમ્સબનાઇટ્રીકમ, સબ્લીમેટ, ફેનોલફ્ટેલીન, એડ્રીનેલીન, હાઇડ્રા સ્ટીનીન, વગેરે. એ કંપની નીચે જણાવેલી ચીજો નીકાશ કરે છે:—એનીલાઇન ડાઇઝ, એલીઝરાઇન, સીન્થેટીક ઇંડીગો, હેવી કેમીકલ્સ તથા રસાયણ ઉદ્યોગો માટેના સંચા અને ઓજારો એ કંપની નીચે જણાવેલી ચીજો આયાત કરે છે:—લાકડાંને ડીસ્ટીલ કરવાના ઉદ્યોગમાંથી મેળવેલા પદાર્થો જેવા કે ટાર, કાચો અથવા શુદ્ધ કરેલો મીથીલ આલ્કોહોલ, ટંગસ્ટન, મેંગેનીઝઓર, મોનેઝાઇટ, અબરખ, હરડા વગેરે રંગ બનાવવા માટેની ચીજો, અફીણ, આલ્કેલોઇડ પદાર્થો, વગેરે એ માલના નમુના ભાવ વગેરે સાથેની પુછપરછના પત્રો માગે છે. એ કંપની હીંદી રસાયણ શાસ્ત્રીની દેખરેખ હેઠળ છે. હીંદી પેઢીઓ માટે યુરોપમા અને યુરોપીયન પેઢીઓ માટે હીંદમાં પ્રતીનીધી તરીકે કામ કરવા માગે છે.

---

રંગીલાલ શ્રીવાસ્તવ ( ઠેકાણુ જેપુર શહેર, રજપુતાના ) અબરખ ખરીદનારનાં નામ માગે છે તેની સાઇઝ ૩" થી ૬" ચોરસ હોય છે જમીનની સપાટીથી ૬૦ ફીટ ઉંડાઇથી એ મળે છે.

---

મેસર્સ શેખ મહમદ ફકીર એંડ સન્સ ( બર્નબેસ્યન રોડ, દીલ્હી ) જોઇએ તેટલું પેટ્રોલ પુરૂ પાડવા તૈયાર છે અને ખરીદનારની સાથે પત્ર વ્યવહાર માગે છે.

---

મી. બી. થોમ્પ્સન નામનો એકસપોર્ટ એન્જીનીયર (૫૨, શેફ્ટ સબરી એવીન્યુ, લંડન, ડબલ્યુ. ૧. ) જણાવે છે કે ઇંગ્લંડથી મશીનરી મંગાવવી હોયતો ત્યા તેની પસંદગી કરવી ભાવ ઠરાવવા વગેરે કામ માટે આડત્યા તરીકે કામ કરવા એ તૈયાર છે વીશેશ વીગત કલકત્તા ખાતે પ્રગટ થતા "ધી સ્ટેટસમેન" પત્રમાં દર મંગળવારે છપાતી જાહેર ખબરમાં વાંચી શકાશે

પોર્ટલેંડ સીમેંટ માટેનાં ટેંડરો મુંબઇની મ્યુનીસીપાલીટીએ તા. ૫મી અકટોબર ૧૯૨૦ની બપોરના સ્ટા. ટા. ૧ વાગ્યા સુધી લેશે વધારે વીગત માટે પુછાવો મ્યુનીસીપલ સ્ટોરકીપરને, ભાયખલા, મુંબઇ.

---

પ્લાસ્ટર ઓફ પેરીસ બનાવવામાં કામે આવે એવી ચીજોમાંની એક ચીરોડી નાસના પથરાના ટીકા દરીયામાંથી મળી આવે છે. તે કાચના કટકા જેવા ચળકતા હોય છે. એના ખરીદનારાઓનાં નામ ઠક્કર નારાયણ શીવજી (ઠેકાણું મુનસફ કોર્ટ, દ્વારકા) માગે છે.

---

રંગ બનાવવા માટેનું એક કારખાનું (ડાઇ હાઉસ અને ફીનીશીંગ ઇન્સ્ટોલેશન) વેચવાનું છે એમ મી. વોલ્ટર ઓસ્ટીન (૪૬–૪૭ લંડન વૉલ, લંડન, ઇ. સી ૨) જણાવે છે. એમાં સંચા કામ ઘણી સારી હાલતમાં છે એમ એ કહે છે. એણે ખરીદનારનાં નામ માગ્યાં છે જેમને વધારે વીગત જાણવી હોય તેમણે મુંબઇ ખાતેના સરકારી ઉદ્યોગ ખાતાંવડા ઉપર અથવા લંડન ખાતેના ઈંડીયન ટ્રેડ કમીશનર ઉપર લખી પુછાવવું.

---

મેશર્સ આહમદ હુસેન એંડ કંપની (ઠેકાણું ખડક, માંડવી પોસ્ટ, મુંબઇ) બસરા ખાતે માલ મોકલવો કે મંગાવવો હોય તો તે કામ કમીશનથી કરે છે. મેસોપોટેમીયામાં માલ વેચવો કે ખરીદવો હોય તો કમીશનથી કામ કરશે

---

એચ. સી. લોરી (ઠેકાણું ૯૫, કીંગસ્ટ્રીટ, ઇસ્ટ, ટોરોન્ટો, કેનેડા) હીંદના વેપારીઓ તરફથી કેનેડામાં માલ ખરીદવો કે વેચવો હોય તો એકલા પ્રતીનીધી તરીકે કમીશનથી એ કામ કરવાને તૈયાર છે ટોરોન્ટો ગ્લોબ ઇમ્પીરીયલ બેંક ઓફ કેનેડાનું રેફરન્સ લખે છે.

---

ઝેકોસ્લોવાક સેંટ્રલ ઇકોનોમીક કમીશન (ઠેકાણું રેડીમની બીલ્ડીંગ નં. ૩, બેટરી સ્ટ્રીટ, મુંબઇ ૧) જણાવે છે કે બોહીમીયન બેંટવુડ ચેરનું કન્સાઇન્મેંટ સપ્ટેંબર માસમાં આવવાની વકી છે. લડાઇ અગાઉ તે આસ્ટ્રીયન ચેર તરીકે ઓળખાતી હતી પણ ખરી રીતે બોહીમીયામાં બનતી હતી અને તેજ મુલક હાલ ઝેકોસ્લોવાક રીપબ્લીક નામથી ઓળખાય છે. એ મુલકથી આવતી કોઇ પણ ચીજ સબંધી માહીતી એમની પાસેથી મળી શકશે.

---

મી૦ જેલ. એ. મીચલ (ઠેકાણું ૫૬, સાઉથ ડ્રાઇવ, ચોર્લટન, મેન્ચેસ્ટર) જણાવે છે કે હીંદમાં જે વેપારી પેઢીઓ કેમીકલ પ્લેંટ, ઑઇલ મીલ, શુગર ફેકટરી કે ઉદ્યોગ માટેનાં કારખાનાં ઉભાં કરતી હોય તેમની સાથે સમાગમમાં આવવા માંગું છું. કારખાંનાં માટે ડીઝાઇન કરવી, મકાનો મંચાકામ વગેરે ઉભાં કરવા, તે માટે ખરચના અડસટા તથા નકશા તૈયાર કરવા, સંચા કામ મંગાવવો, ગોઠવવો વગેરે તેમજ એન્જીનો વગેરે સંચાકામ તપાસવાનું કામ હું સારી રીતે કરી શકીશ કેમકે તે માટેનો મને અનુભવ છે

---

## વેપારી ખબરો.

ન્યુઝીલાંડની સરકારે એશીયા ખંડના પુર્વ તથા દક્ષીણ ભાગના દેશો જેવા કે હીંદુસ્તાન, સીલોન, જાપાન, ઇસ્ટઇંડીઆ ટાપુ, ફીલીપીન ટાપુઓ વગેરે મુલકોમાંથી ટોઇલેટ બ્રશ તથા ટોઇલેટ માટેની બીજી ચીજો આયાત કરવાની મનાઇ કરી છે. જાનવરોનાવાળ, ઉન, વગેરે માટે પણ એવીજ મનાઇ જાહેર કરવામાં આવી છે પણ જો તંદુરસ્તીખાતાંના અમલદારને સંતોષકારક લાગે, એવી રીતે એ વાળ ઉન વગેરે ચીજોને ડીસઇન્ફેક્ટ કરવાનું તે આયાત કરનાર પોતાને ખરચે કરશે તો તે પછી એની આયાત માટે વાંધો રહેશે નહીં.

---

# નવાં પેટંટો.

નવી શોધો માટે પેટંટ મેળવવા સારું કલકત્તાની પેટંટ ઓફીસને કરવામાં આવેલી અરજીઓમાંથી કેટલીકનાં નંબર, અરજદારનાં નામ, તથા શોધને લગતી વીગત નીચે આપી છે:-

૫૪૭૫. આર. જે. બ્રેન્ચલી એંડ ડબલ્યુ એફ. ડોહર્ટી—મીઠું બનાવવાની સુધારેલી રીત.
૫૪૭૬. ડી. ટ્રે એંડ કું. લી.—ખુરશીઓમાં સુધારો.
૫૫૦૧. ડબલ્યુ ક્લેટન એંડ જી. નોડર—માખણને બદલે વપરાય એવી ચીજોની બનાવટમાં સુધારો.
૫૫૦૬. એફ. એચ. એડીસ—રેલ્વે કેરેજ માટે સુધારેલી ગાદી.
૫૫૦૯. જી. એ લ્યુસીયસ—ટોટલાઇઝેટર ઇન્ડીકેટરમાં અને ટોટલાઇઝર ટીકેટ છાપવાની રીતમાં સુધારો.
૫૫૧૦. એમાલ્ગમેટેડ ઝીંક (ડી બેરાયમ) લીમીટેડ—ખાણમાંથી નીકળતા ગંધકવાળા પદાર્થો વગેરેમાંથી રૂપુ તથા સીસું છુટું પાડવાની રીતમાં સુધારો.
૫૫૧૧. એસ. ઈ. કોર્નીશ—લાકડાને સુકાવવા માટેની ભઠ્ઠીમાં સુધારો.
૫૫૧૨. ડબલ્યુ. આર. સેન્કેસ્ટર—રેલ્વેના ડબાનાં બારણાં બંધ કરવા માટે તેમાં મુકાતાં તાળામાં સુધારો.
૫૫૧૩. ઓ. એન ઉવરોફમ—ગાદીઓને પહેરાવવાની ચીજોમાં સુધારો.
૫૫૩૬. પી. સથ્યનેસન—નાળીયેરીમાંથી દીવાશળીઓ માટેની શળીઓ બનાવવી.
૫૫૩૭ પી. સથ્યનેસન—નાળીયેરી વગેરેમાંથી દીવાશળીઓ માટેના બાકસો બનાવવાં.
૫૫૩૮ એ. ડબલ્યુ સ્ટેફન—ચા વગેરે ચીજોના વર્ગ પાડવા માટેના સંચામાં સુધારો.
૫૫૪૦ બી. બાડલી—ચુનાના કોન્ક્રીટમાંથી નળ બનાવવાની રીતમાં સુધારો.
૫૫૪૯. ઇ ગાઇ. એમ ગેફર—સેનીટરી બેલ્ટ અથવા બેંડમાં સુધારો
૫૫૫૦. સી. ઇ. પામર—ઓઇલ લેમ્પમાં સુધારો.
૫૫૫૧. જી. ટી. ઓલીવર—કાપડ વગેરે ચીજોને બુટ, ફરનીચર વગેરેમાં વાપરવા માટે તેનો બહારનો ભાગ અનુકુળ બનાવવાની રીતમાં સુધારો.
૫૫૫૨. સી. જી કીટક્યુરાઇડ—લાકડાંની જાળવણી માટે તથા તેની મજબુતી વધારવા માટે સુધારેલી રીત.
૫૫૫૭. ડી બી. મેકડોનાલ્ડ—બુટ તથા શુઝ બનાવવાની રીતમાં તથા તે માટેના સંચામાં સુધારો
૫૫૬૨. ડરહામ ડુપ્લેક્ષ રેઝર કું.—સેફટી રેઝરમાં સુધારો.
૫૫૬૮. એ બી ક્રેમ્પબેલ—કાણાં પાડનાર પરફોરેટરમાં સુધારો.
૫૫૭૯. કુડલન આયર્ન વર્કસ—શેરડી પીલવા માટેના સંચામાં સુધારો.
૫૫૮૦. બ્રીટીશ યુનાઇટેડ શુ મશીનરી કંપની લીમીટેડ—બટનહોલ સોઇંગ મશીનમાં સુધારો.
૫૬૦૦. એ. આર. એંગસ-રેલ્વે ટ્રેનોને તથા ડબાઓને કાબુમાં રાખવા માટેના સંચામાં સુધારો
૫૬૦૧. ગબ એંડ સન્સ લોક એંડ સેફ કંપની લીમીટેડ એંડ એચ એસ. બોલ—તીજોરીઓ તથા સ્ટ્રોંગ રૂમના દરવાજામાં સુધારો.
૫૬૩૮. એ. કે. દન—છાપરાં, માળ વગેરે બનાવવા માટે રીનફોર્સ્ડ કોન્ક્રીટની ઇંટો તયાર કરવાની રીત.
૫૬૪૧ ડબલ્યુ એ કર્વેન્સ કંપની ઇન્કોરપોરેટેડ—કોન્ક્રીટ મશીન પાઇપ.
૫૬૪૨ ડબલ્યુ રસલ ગ્રીન—રાત્રે શીકાર કરવા માટે દીવાના જેવી રોશનીવાળો લેંપ.
૫૬૬૯. વેસ્ટલેક યુરોપીયન મશીન કું.—કાચની પોકળ ચીજો બનાવવાની રીતમાં સુધારો.
૫૬૭૦. ગ્રી ઇ હાર્ટ એંડ એચ. એચ. બાયન—શીવવાના સંચામાં સુધારો
૫૬૭૧ ગ્રી એસ નીલ એંડ એ ઇ ડી. સોલ—રેકટર.
૫૬૯૫ જી લેફ્રીએ—રબરમાંથી પાણી કાઢી લઇ તેને ગોળ વાળવાની રીત.
૫૭૦૫. હાર્ટફોર્ડ, ફેરમાઉંટ કું.—ગાળેલા કાચને એક જગાએથી બીજી જગાએ લઇ જવાનો સંચો
૫૭૦૬. હાર્ટફોર્ડ ફેરમાઉંટ કું.—ગાળેલા કાચનો રસ "ફીડ" કરવાનો સંચો..

આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર "કંટ્રોલર ઓફ પેટંટસ એંડ ડીઝાઇન્સ, ૧, કલકત્તા હાઉસ" ને શીરે નામે કરવો. એને લગતાં સ્પેસીફીકેશન તથા ડીઝાઇન નીચે મુલ્યે જોવાની સગવડ મળે એવી જગાઓની યાદી આ માસીકના ડીસેંબર ૧૯૧૯ ના અંકમાં ૨૮૦ મે પાને આપી છે

ધી બોમ્બે ટાઇપ્સ માટે, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# ચલણનું ધોરણ.

લખનાર—મી. શંભુલાલ બેચરલાલ દવે.

હીંદી ચલણનું ધોરણ ૧૮૯૩થી હાલ સુધીમાં જુદીજુદી વેળાએ શું હતું તે વીશે વિદ્વાનોમ મતભેદ જોવામાં આવે છે. ચલણને લગતાં એક કમીશન પાસે જુબાની આપતાં એક સાક્ષીએ જણાવ્યું હતું કે " હીંદમાં ચલણનું ધોરણ ૧૮૯૩થી આજ સુધી રૂપયાનું છે. " તેની વીરૂદ્ધમ એવી ટીકા કરવામાં આવી છે કે આજ સુધી હદ વગર લીગલ ટેન્ડર તરીકે અર્થાત લેવડ દેવડ માં કાયદાએ સ્વીકારેલા ચલણ તરીકે રૂપયા સ્વીકારાતા હોવાથીજ એમ માની લેવાની ભુલ થાય છે કે રૂપયાનું ધોરણ હજી ચાલુ છે અને સોનાનું ધોરણ દાખલ થયું નથી. પણ જો ચાંદીનું ધોરણ ચાલુ હોય તો સો રૂપયાની કીંમત સાઠ રૂપયા થઇ શકે નહીં પણ એવી ઓછી કીંમત થઇ હતી તે બતાવે છે કે ચાંદીનું ધોરણ અમલમાં નથી. વળી એ ટીકાની પુષ્ટીમાં ચેમ્બરલેન કમીશનન રીપોર્ટમાંથી કેટલોક ભાગ રજુ કરી એવું દેખાડવા પ્રયત્ન થાય છે કે જ્યારથી હીંદી સરકા સોનાના સીકાને હીંદમાં કાયદેસર ચલણ તરીકે સ્વીકારવાનો અને સોનાને બદલે રૂપયા અગ ચલણી નોટ આપવા માટેનો કાયદો બાંધ્યો ત્યારથી હીંદમાં સોનાનું ધોરણ દાખલ થયું. સોનાન ધોરણને ત્યજી દઇને ગોલ્ડ એકસચેન્જ સ્ટેન્ડર્ડ ક્યારે લેવાયું તેની તારીખ એ ટીક કરનારાઓ જુદી જુદી રજુ કરે છે ખરી હકીકત એ છે કે રૂપાંનું ધોરણ મટયું છે પણ સોનાનું આવ્યું નથી ચલણી નાણું એજ ખરૂં ધોરણ છે અને એકી વેળા એકજ દેશમાં બે ધોરણ એક સરખી પ્રતીષ્ઠાએ રહી શકતાં નથી, પણ તેમની પ્રતીષ્ઠ એક બીજાની સરખામણીમાં વધે છે અથવા ઘટે છે. એવી વધઘટ જે સંજોગે ઉપર આધાર રાખે છે તેનું વીવેચન કરનારો સીદ્ધાંત અર્થ શાસ્ત્રમાં "ગ્રેશામ" ના નામથી ઓળ ખાય છે. એમાં દર્શાવ્યા પ્રમાણેના સંજોગોમાંથી કેટલાકને કાયદાથી ઉપસ્થીત કરી શકાય છે અને તેમ થયા પછી વેપારના વહેવારની અસરને લીધે ઇચ્છીત પરીણામ પ્રાપ્ત થઇ શકે છે. હીંદી સરકારે ચાંદીનું ધોરણ તજી સોનાનું ધોરણ દાખલ કરવાની ઇચ્છાથી એવાં પગલાં લીધાં કે જેથી ચાંદીનું ધોરણ મટી સોનાનું ધોરણ પ્રવર્તે. એ ક્રીયા માટેનો કાયદો પણ તેમણે ઘડયો અને વેપારી વહેવારની અસરથી ધારેલું ફળ પ્રાપ્ત થાત; પણ તે પરીણામ આવવાં અગાઉ સરકારે કેટલાંક એવાં કામ કર્યાં કે જેથી હીંદમાં સોનાના ધોરણની પ્રતીષ્ઠા શરૂ પણ થઇ શકી નહીં. દરમ્યાન ચાંદીનું ધોરણ મટી ગયું. હાલ જે ધોરણ પ્રવર્તે છે તે રૂપયાનું ધોરણ છે. અત્રે ધોરણ શબ્દનો અર્થ બરાબર સમજવો જરૂરનો છે. દરીયાની સપાટી ઉપર મોજાંથી જેમ ઉછાળા આવે તેમ તરનારો એક મનુષ્ય ઉંચો બીજો નીચો રહે તે વેળા તે બેની સરખામણી કરવામાં ભરતી ઓટની અસર અને મોજાંની અસર જુદી પાડવા માટે પાણીની સરરાશ સપાટીને જેમ ધોરણ તરીકે ગણીયે તેમ જુદી જુદી ચીજોની કીંમત ચલણી નાણામાં અંકાય તેનું ધોરણ સીકાથીજ અંકાય; પણ એ ધોરણ પોતે સ્થીર છે કે કેમ તેની પરીક્ષા કરવી હોય તો તે તપાસવા માટે જમીનનું અથવા એવું કાંઇ અન્ય પણ વધારે વીશ્વાસલાયક ધોરણ લેવું પડે; તેજ પ્રમાણે રૂપયાના ધોરણમાં થતા ફેરફારની પરીક્ષા સોનાના ધોરણથી અથવા રૂપાના ધોરણથી થઇ શકે. આવી પરીક્ષા કરવાનું કારણ એ છે કે બજાર ભાવમાં થતી વધઘટ કેટલે દરજ્જે તે વસ્તુની પેદાશ તથા ખપ લીધે છે અને કેટલે દરજ્જે એ કીંમત આંકતી વેળા સ્વીકારેલાં ચલણને લીધે છે તે ખબર પડે. જો સોનાનું ધોરણ ચાલે છે એમ કહીયે તો તેનો અર્થ એટલોજ થાય કે દુનીયાંમાં સોનું જેમ મોંઘું થાય તેમ બધી ચીજોના ભાવ ઘટેલા દેખાય અને સોનું જેમ સોંઘું થાય તેમ બધી ચીજોનો ભાવ વધેલા દેખાય અને આ ખોટો વધારો કે ઘટાડો કેટલો છે તે તપાસી વેપારીની બીજી વસ્તુઓની કીંમતમાં તે શીવાય કેટલો વધારો ઘટાડો થયો તે નક્કી કરી શકાય છે. ધોરણ શું એ જાણવું આટલા માટે ઉપયોગી છે. જો હીંદમાં સર્વ ચીજોના ભાવની સામાન્ય વધઘટ આવી રીતે સોનાની કીંમતમાં થતા વધારાથી બરાબર ઉલટી હોત તો અહીં સોનાનું ધોરણ

ચાલે છે એમ સ્વીકારવું પડત પણ વેપારી ચીજોના ભાવ જે રૂપયામાં બોલાય છે તે રૂપયાની કીમત તો નથી સોનાના ધોરણને અનુસરતી, કે નથી ચાંદીના ધોરણને અનુસરતી; અને તેથીજ કહેવું પડે છે કે હીંદમાં રૂપયાનું ધોરણ ચાલે છે. તે સોનાનાં તેમજ રૂપાંના ધોરણથી જુદું છે. સોનાનું ધોરણ દાખલ કરવા માટેનો કાયદો બંધાયા છતાં વેપારીઓ માલ વેચતી અથવા ખરીદતી વેળા સોનાના સીકાની સાથે બદલો કરતા ન હોવાથી સોનાનું ધોરણ અમલમાં આવી શક્યું નથી. ઇંડીયન મર્ચંટસ ચેમ્બર સોનાનું ધોરણ માગે છે અને તેને માટે સોનાનું ચલણ પણ માગે છે તેનું કારણ પણ એજ છે કે સોનાના સીકા ચલણમાં ફરતા થાય નહીં ત્યાં સુધી લોકો માલની ખરીદી કે વેચાણ કરતી વેળા તેની સરખામણી સોનાની સાથે કરે નહીં અને તેથી સોનાના સીકા વગર સોનાનું ધોરણ અમલમા આવે નહીં. જો લેવડ દેવડ માટે સોનાના સીકા સ્વીકારવા માટેનો કાયદો ચાલુ હોય તો અમુક સંજોગોમાં રૂપયાને ન વાપરતાં સોનાના સીકા વાપરવાને વેપારીઓ લલચાય અને તેઓ સોનાના સીકા ચલણમાં વાપરતા થાય તો તેટલે અંશે સોનાનું ધોરણ અમલમા આવે. એવે પ્રસંગે સોનું તથા ચાંદી વચે કીંમતનું અમુક પ્રમાણ ઘણે ભાગે જળવાઈ રહે તેવી સ્થીતી કાયદાની હોય ત્યારે તેને બાઇ મેટલીઝમ નામથી ઓળખવામાં આવે છે. પણ તેના બે પ્રકાર વચેના ભેદ ઉપર જોઇએ તેટલું ધ્યાન આપવું જરૂરનું છે. સોના તથા રૂપયાના સીકાઓ છુટથી ચલણ તરાકે કાયદામા સ્વીકારતા હોય ત્યાં સામાની પ્રતીષ્ઠા નષ્ટ કરીને પોતાની પ્રતીષ્ઠા વધારવાની જે હરીફાઇ એ બે વચે ચાલેછે તે "ગ્રેશામ લો" માં વર્ણવાઇ છે પણ એ સીકાઓને રીઝર્વમા રાખી તેના જોર ઉપર ચલણી નોટ કહાડવામા આવતી હોય ત્યા પરીણામ એટલુ જ આવી શકે કે એક જાતની સીકાની તંગી પડે અને જો તેમાં ઉમેરો ન કરી શકાય તો તેને લેવડ દેવડ માટે સ્વીકારવાની હદમાં વધઘટ કરવાથી વેપાર માટે તેને જોઇએ તેટલા કરવા દેખાડી શકાય. આવું "કોમ્પોઝીટ બાઇ મેટલીઝમ" હોય તેને વ્યવસ્થીત રાખવાનો એકજ માર્ગ એ છે કે લેવડ દેવડ માટે અમુક જાતના સીકા સ્વીકારવાનું ઠરાવનારી કાયદામા જણાવેલી હદમાં વધઘટ કરવી. જો તે કરવામા આવે તો નવા સીકા પાડવાની જરૂર પડે નહીં અને માત્ર ધાતુને રીઝર્વમાં રાખી તેના જોર ઉપર ચલણી નોટ ફરતી રાખી વેપારીઓની સગવડ સંભાળી શકાય જો એવી વધઘટ ન કરાય તો સીકા પાડવાની જરૂર રહે અને તેને પરીણામે જેટલે અંશે અમુક ધાતુના સીકા વધે તેટલે અંશે તે ધાતુના ધોરણની પ્રતીષ્ઠા સીધી નહીં-તો આડકતરી રીતે વ્યાપારની ચીજોના ભાવ ઉપરની અસરદ્વારા વધે. "ગ્રેશામ લો" દ્વારા ધોરણની જે બીજી રીતે ફેર બદલી થાય છે તે "ઓલ્ટર્નેટ બાઇ મેટલીઝમ" છે જેની રૂયે બેઉ ધોરણો વહેલે મોડે એક બીજા સાથે બદલી કરે છે એ જાતની અસર કાયદાથી થતી હોય તેટલો વખત ભાવ જાણે બેઉ ધોરણને અનુસરતા હોય એમ લાગે છે. ૧૯૦૧ થી ૧૯૧૯ સુધીમાં અવારનવાર એવું આપણને લાગ્યું અને તેથી આપણે માનવા લાગ્યા કે સોનાનું ધોરણ હીંદમાં દાખલ થયું પણ એવું માનવામાં આપણી ભુલ હતી એમ હવે સમજી શકાશે, કારણ કે અત્યારે સોનાના સીકાને ચલણી નાણાં તરીકે સ્વીકારવાનું બંધ પડેલું હોવાથી સોનાનું ધોરણ અત્યારે હીંદમાં છે એમ કોઇથી કહી શકાય તેમ નથી, એટલુંજ છે નહીં પણ "ગોલ્ડ-એક્સચેંજ સ્ટેન્ડર્ડ" નામથી ઓળખાતું ધોરણ જેની રૂયે માત્ર પરદેશો સાથેના વહેવાર પુરતુ એક પ્રકારનું ધોરણ સ્થપાતું હોવાનો દાવો કરવામાં આવે છે તે પણ અત્યારે હીંદ માટે અસ્તીત્વમાં નથી. કોઇ વેળા એ ધોરણ સોનાના સીકાના ભાવને અનુસરે એવો પ્રયત્ન હોય છે તો કોઈવાર ઇગ્લંડના પેપર પાઉંડ રૂપી નાણાંના ધોરણને અનુસરે એવો લાવું

રખાય છે. ખરી વાત એ છે કે તે "એકસચેંજ સ્ટેન્ડર્ડ" નહીં પણ એકસચેંજ કેડીટ મેથડ" છે એટલે કે એ ધોરણ નથી પણ ધોરણને દેશ પરદેશ વચેની ધીરધારદ્વારા ટકાવવાની રીત મા છે. એ રીત એવા બે દેશો વચેજ સફળ થઇ શકે કે જે બેઉનું ધોરણ એકજ હોય. જો હીંદ તેમજ ઇંગ્લંડમાં બેઉમાં એકજ ધોરણ હોય તો એ બે વચે "એકસચેંજ સ્ટેન્ડર્ડ" નભી શકે પણ હીંદમાં તેમ નથી એમ આપણે જોઇ ગયા; તેજ પ્રમાણે ઇંગ્લંડમાં પણ અત્યારે સોના ધોરણની જગા ચલણી નોટો રૂપી પાઉંડના નાણાંએ લીધી છે. સોનાનું ધોરણ ત્યાં હો તો એક આંઉસના ૩ પા. ૧૭ શી. ૧૦½ પે. કરતાં વધારે ભાવ ન થઇ શકે પણ અત્યા ૫ પા. ૧ શી. નો સોનાનો ભાવ ત્યાં છે તે બતાવે છે કે ત્યાં પણ સોનાનું ધોરણ અત્યા નથી. સોનાનું અથવા રૂપાનું એ બે શીવાયનું કોઇપણ પ્રકારનું ધોરણ હોઇ શકે ન એવી માન્યતાને લીધેજ હીંદમાં અત્યારે રૂપીયાનું ધોરણ છે એમ સ્વીકારતાં કોઇવા વિદ્વાનો પણ અચકાય છે. પણ એ રૂપયાનું ધોરણ અત્યારે હીંદમાં છે અને તે અતીશ અસ્થીર હોવાથી વેપારીઓ હેરાન થાય છે, તેટલા માટે તેને દુર કરી સોનાનું ધોરણ હીંદમાં દાખલ થયેલું જોવાની વેપારી આલમની માગણી છે. હીંદમાં ચલણર સોનાના સીક્કા ફરતા કરવા માટેનો આગ્રહ પણ તેટલા માટેજ છે અને નામદાર સરકા પણ જાહેર કર્યું છે કે સોનાના સીક્કાને લેવડદેવડ માટે સ્વીકારાયેલાં ચલણ તરીકે ઠરાવવા માટેનો કાયદો બાંધવાનું થોડા વખતમા હાથ ધરવામા આવશે. એ કાયદો જેમ જલદી થાય તેમ સારૂ પણ તેમાં સોનાના સીક્કા તથા રૂપયા વચેનો ભાવ નક્કી કરવાનો મહત્વનો સવાલ હોવાથી ચેમ્બ નામદાર સરકારને વીનંતી કરી છે કે એ કાયદાનો ખરડો જલદી પ્રગટ કરવો અને તે વી વેપારી આલમનો અભિપ્રાય માગવો.

---

# ધંધાને લગતાં શાસ્ત્રીય શીક્ષણકાજે પંજાબની યુનીવર્સીટીએ કરેલી ગોઠવણ.

---

લાહોર ખાતેની પંજાબ યુનીવર્સીટીએ ધંધાને લગતી શાસ્ત્રીય તાલીમને ઉત્તેજન આ ના હેતુથી તે માટેના અભ્યાસને બી. એસ. સીની ડીગ્રી માટેની પરીક્ષા માટે સ્વીકાર્યો છે શે લખતાં પ્રોફેસર એન. એ. યાજ્ઞીક અત્રેના ઇંડીયન ગીલ્ડ ઓફ સાયન્સ એંડ ટેકનોલો તરફથી છપાયલા ચોપાનીયામાં જણાવે છે કે કે લાહોર ખાતેની ફોરમેન ક્રિશ્ચિયન કોલેજમા અભ્યાસ માટે ગોઠવણ કરવામાં આવી છે એ સંબંધી પ્રયત્નોમાં આગેવાની પ્રોફેસર પી કાર્ટ સ્પીયર્સની છે, એ કોલેજમા રસાયણ શાસ્ત્રના વીભાગનો વડો એ છે. હીંદમા આવ્યા પ તુરતજ તેને લાગ્યું કે હીંદના ઉદ્યોગો સંબંધી શાસ્ત્રીય તાલીમની અહીં ઘણી જરૂર છે. ૧૯૧૬ ને માટે અમેરીકા જઇને ત્યાંથી તે પંચોતેર હજાર રૂપીયા ઉઘરાવી લાવ્યો. તેમાં ત્રીજો ભા તો પ્રોફેસર સ્પીયર્સના પીતાએ આપ્યો હતો. આટલી રકમ આવી રીતે એકઠી થયેલી જો સરકારે પણ એ કાર્યની કદર કરી અને વીસ હજાર રૂપયાની મદદ આપી. એ બે રકમમાંથી વીદ્યા શીખવવા માટેનું સંચાકામ ગોઠવાયું. એ સંચા બધા લાહોરમાં હીંદી મીસ્ત્રીઓ પા સ્પીયર્સે પોતાની દેખરેખ હેઠળ તૈયાર કરાવેલા છે. બહારથી કંઇ આયાત કરવામાં આવ્ નથી તે સાથે પંજાબ યુનીવર્સીટીની સીંડીકેટમાં જુંબેશ ચલાવીને આ અભ્યાસને સ્વ કારવાનો ઠરાવ કરાવ્યો જેની રૂએ એવી ગોઠવણ થઇ છે કે ફીઝીકસ અથવા બોટેની અથવ ઝુઓલોજીને બદલે ઉદ્યોગ ધંધાને લગતું રસાયણ શાસ્ત્ર વીદ્યાર્થીઓ લઇ શકે. એ અભ્યાસ ત્રણ ભાગ પાડવામા આવ્યા છે જેમાં પહેલામાં ખાંડ, ચામડાંની ચીજો. રસાયણી પદાર્થ સાબુ, તેલ, રંગો, કાચ, ખાતર, દ્રાક્ષની સાકર, દીવાસળી, સીમેંટ, કાગળ અને રંગ આદિ ચીજો બનાવવા અથવા તેને કેળવવા કે શુદ્ધ કરવાના ઉદ્યોગો સંબંધી કાર્યની વીસ્તીર્ણ માહીત તેમાં વપરાતા કાચા પદાર્થો, તેમાંથી બનતી ચીજો તથા પાછળથી બાકી રહેલા પદાર્થો એ સઘ

---

વીશેનું સામાન્ય રીતનું જ્ઞાન મેળવવાનું ઠરાવ્યું છે. બીજા ભાગમાં નીચે જણાવેલા ઉદ્યોગોની સ્થીતી હીંદમાં કેવી છે તે વીશેની માહીતી મેળવવાનું રાખ્યું છેઃ—ખાંડ, સાબુ તથા તે બનાવતાં બાકી રહેતા પદાર્થો, રસાયણી ચીજો, ચામડાં, તેલ સાફ કરવાનું, રંગ અને રોગાન બનાવવાના ઉદ્યોગો, ત્રીજા વીભાગમાં એમ ઠરાવ્યું છે કે બીજા વીભાગમાં જણાવેલા ઉદ્યોગો વીશે પ્રયોગશાળામાં વ્યવહાર કાર્ય કરેલું બતાવવું પડશે. આ સર્વ ખટપટનો હેતુ એટલોજ છે કે એવી તાલીમ મેળવીને બહાર પડેલા વીદ્વાનો પોતે કારખાનાં કહાડે અથવા બીજાં કારખાનાઓમાં અનુભવી તરીકે કામ કરે. આમાંથી બીજા વીભાગમાં પાસ થવા માટે પોતે પસંદ કરેલા ઉદ્યોગ વીશે વીગતવાર માહીતી મેળવીને તે વીશે એક લેખ લખી પરીક્ષક પાસે રજુ કરવો પડશે અને ઉદ્યોગના સંબંધમાં જે જે નવા નવા પ્રશ્નો ઉપસ્થીત થાય તેના વીશે કેવી રીતે કામ લેવું તે પણ વીદ્યાર્થીઓને શીખવવામાં આવશે. તેથી એનાલીટીકલ કેમીસ્ત તરીકે કામ કરતાં એમને આવડશે. જેમ જેમ ઉદ્યોગ ધંધામાં વધારો થશે તેમ તેમ આવો તાલીમ મેળવેલા પુરૂષોની જરૂર વધારે લાગશે અને કાચા પદાર્થો તથા તેમાંથી બનાવેલી ચીજો તપાસવાનું કામ તેમની પાસે લેવામાં આવશે એટલુંજ નહીં પણ એ માલ બનાવવાની જુદી જુદી ક્રીયાઓ થતી હોય તેના ઉપર કાબુ રાખવાનું કામ પણ તેમણેજ કરવું પડશે. આ આખો અભ્યાસક્રમ બહુજ વીશાળ છે અને તે શીખવવા માટે રોજનાં બે વ્યાખ્યાનો આપવાં પડશે તથા વ્યવહારૂ કાર્ય માટે પણ ઘણો વખત જશે, તેમ છતાં અત્યાર સુધીના અનુભવ પરથી વીદ્યાર્થીઓ સારી રીતે કાર્યમા આગળ વધવાની આશા રહે છે વળી તેમને કારખાનાંઓમાં લઇ જઇ બધું બતાડવામાં આવે છે વળી એમને માટેની લેબોરેટરી (પ્રયોગ શાળા) માં ગોઠવણ એવી સરસ છે કે લોકોને જોવા આવે છે ગયા ફેબ્રુઆરી માસમાં ત્યાં જોવા આવનારની સંખ્યા પાંચસોની હતી જેમાં ત્રણસો બાનુઓ હતી. રંગને લગતો વીભાગ ખાસ ધ્યાન ખેંચનારો છે. અગાઉ લાહોરમાં કારીગર લોકોને રંગવાના ધંધા વીશે શીક્ષણ આપવા કાજે સરકારે એક ખાસ કલાસ કાઢયો હતો જ્યા વણકર અને રંગરેજ વર્ગને તાલીમ આપવાની ગોઠવણ થઇ હતી પણ બીજા વર્ગને પણ દાખલ કરવામાં આવતા હતા અને ગરીબ વીદ્યાર્થીઓને સ્કોલરશીપો પણ આપવામાં આવતી હતી. પ્રોફેસર સ્પીયર્સે ફોરમેન ક્રીશ્ચીયન કોલેજના રસાયણી વીભાગ સાથે એ કલાસને જોડી નાંખવાને સરકારને વીનંતી કરી સ્વીકારીને સરકારે એ કોલેજના ડાઇંગ ડીપાર્ટમેંટને દર વરસે બે હજાર રૂપયા આપવાનું ઠરાવ્યું તથા અનુભવી તરીકે પ્રોફેસર ખોસલાની સેવા એ કાર્યમાં મદદ કરવા માટે કોલેજને હસ્તક સોંપી. એ નવી ગોઠવણથી હવે બે વર્ગ ચાલે છે જેમાં પહેલામાં વણકર વગ વગેરેને અગાઉ મારફતનું વ્યવહારૂ શીક્ષણ મળે છે જ્યારે બીજામાં બી. એસ. સી. ની પદવી માટે ભણતા વીદ્યાર્થીઓને રંગવાના ઉદ્યોગ સંબંધી શાસ્ત્રીય તાલીમ આપવામાં આવે છે એ કાર્ય એટલું સારી રીતે ચાલે છે કે ત્યાં એને અંગે મોડલ ફેકટરી સ્થાપવાને નામદાર સરકારે ઠરાવ કર્યો છે. અત્યાર સુધી દોઢ લાખ રૂપયા આ પ્રયત્નો પાછળ ખરચવામાં આવ્યા છે અને હવે પછી વાર્ષીક ખરચ છથી સાત હજાર રૂપયા જેટલો થવાની વકી છે. આ રકમમાં શીક્ષકોના પગાર ગણ્યા નથી. વિદ્યાર્થીઓની સંખ્યા જોતાં ખરચ અતીશય છે એમ લાગશે કેમકે દરેક વર્ગમાં વીસ ગણતાં કુલ ચાળીસ વીદ્યાર્થીઓનેજ આ રીતે શીખવી શકાય છે પણ એ કારખાનામાં કામ થાય તેમાંથી નફો મેળવીને ખરચ કમી કરી શકાશે એવી આશા છે. પ્રોફેસર સ્પીયર્સની, એવી ખહેશ છે કે એ ખાતુ એવી રીતે પોતાનો નીભાવ કરવને શકતીવાન થાય એમ કરવું. હજુ આ સંબંધી અભ્યાસક્રમમાં ફેરફાર કરવા વીશે પંજાબ યુનીવર્સીટી વીચાર ચલાવે છે અને બી. એસ. સી. ડીગ્રી મેળવવા અગાઉ વીદ્યાર્થીઓએ કારખાનામાં કામ કરેલું હોવું જોઇએ એમ ઠરાવવામાં આવશે એમ લાગે છે. વળી સરકાર મોડલ-કારખાનાં કહાડશે એમ લાગે છે. પણ એ બધી બાબદો વાશે નક્કી પણે કહેવું અત્યારે બને તેમ નથી.

# અધિપતીની નોંધ.

ચલણી નોટો કહાડવી જેટલી સહેલી છે તેટલી સહેલાઇ તેની જામીનગીરી તરીકે પુરતી અનામત રાખવામાં નથી. તેને પરીણામે એવી નોટો કહાડનાર લોભમાં સપડાય છે અને અનામતના અવેજમાંથી થોડો થોડો ભાગ ઉપયોગમાં લેવાને લલચાય છે, જેનું પરીણામ એ આવે છે કે અણુચીંતી વેળાએ જયારે એવા અવેજનું કામ પડે છે ત્યારે તે વાળી શકતો નથી. તેવી વેળાએ એ નોટોને ચલણી નોટ તરીકે ચાલુ રાખવાથી વસ્તુઓના ભાવ ઉપર એવી અસર થાય છે કે સોના ચાંદીનાં નાણામાં બદલો મળે તો માલનો ભાવ જે રહે તેના કરતાં નોટમાં નાણાં આપવાનાં હોય ત્યારે જુદોજ ભાવ વેપારી માગે છે અને નોટો વટાવવા માટે વટાવ આપવો પડે છે, એવી સ્થીતી આવતી અટકાવવા માટે ઈંગ્લંડની સરકાર ૧૮૪૪માં ખાસ કાયદો બાંધી એમ ઠરાવ્યું કે હવે પછી જે ચલણી નોટો કહાડવામાં આવશે તેને માટે તેટલીજ કીંમતનો અવેજ અનામત રાખવામાં આવશે. આવા કાયદાથી કેટલીક મુશ્કેલી નડે છે. એમ લડાઇ દરમ્યાન અનુભવ થયો. લડાઇ જેવા વખતમાં એવા અવેજ વગર પણ નોટ કહાડવાની સત્તા સરકારને રહેવી જોઇએ એમ લાગવાથી ઈંગ્લંડમાં તેવી નોટો કહાડવામાં આવી છે. તેને પરીણામે એક પાઉંડની સરકારી નોટ પરદેશોમાં પંદર શીલીંગને ભાવે ખપે છે. ઈંગ્લંડમાં એને માટે વીસ શીલીંગ મળે છે પણ તેવી શીલીંગની મોટી સંખ્યા "લીગલ ટેન્ડર" તરીકે અર્થાત ચલણી નાણાં તરીકે એકીવેળા માગનારને આપી શકાય એમ ન હોવાથી પંદર શીલીંગને ઠેકાણે પાઉંડની નોટજ ચલણમાં વપરાય છે. એ પદ્ધતી બદલીને હવેના સુધારકો એવી દરખાસ્ત લાવ્યા છે કે કેટલાક દેશમાં ગોઠવણ છે તે પ્રમાણે ઈંગ્લંડમાં તથા હીંદુસ્તાનમાં પણ એવું કરવું કે એવી નોટોની કીંમતના અમુક ટકા જેટલો સોનારૂપાનો અવેજ રાખવાની ફરજ કાયદાથી નકી કરવી. આવી ગોઠવણ અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસમાં છે અને ત્યાં એને માટે જે પ્રમાણ છે તેમાં ઘટાડો કરવાનો લોભ લાગ્યો છે. ત્યાંની ટેનીસી બેંકર્સ એસોસીએશનની વાર્ષીક સભામાં પ્રમુખસ્થાનેથી ટી. એચ. પ્રાઇસ નામે અનુભવી વીદ્વાને આપેલા ભાષણમ

જણાવ્યું હતું કે ઈંગ્લંડમા ચલણી નોટની સામે પચાસ ટકા જેટલો સંગીન અવેજ આગ઼ રાખવામાં આવતો હતો તેનું પ્રમાણ હવે ઘટીને દસ કે પંદર ટકા જેટલું રહ્યું છે જયારે યુનાઇટેડ સ્ટેટસની ફીડરલ રીઝર્વ બેંક પાસે દેવાના પાંત્રીસ ટકા જેટલું અને ચલણી નોટોના ચાળીસ ટકા જેટલું સંગીન નાણું અવેજ તરીકે અનામત રાખવાની કાયદો ફરજ પાડે છે તે પ્રમાણ ઘડાડવું જોઇએ. કેમકે યુનાઇટેડ સ્ટેટસની બેંકોમાં લોકોએ અનામત મુકેલી રકમ જયારે સાડી ચુમાળીસ અબજ ડોલર જેટલી છે ત્યારે તે માગનારાઓને આપી શકાય એવું સંગીન (સોના રૂપાંનું) નાણું માત્ર અઢી અબજ ડૉલર જેટલું છે જે માત્ર છ ટકાનુંજ પ્રમાણ દર્શાવે છે. જો ધીરેલી રકમમાંથી થોડી વસુલ કરીને અનામતમાં ઉમેરીયે તો એ પ્રમાણ વધે પણ એમ કરવા જતાં લોકોમાં ગભરાટ થાય. એજ પ્રમાણે જો અનામતની રકમમાંથી થોડો ઘટાડો કરીયે તો પણ ગભરાટ થાય. પણ જો નીકાશ કરતાં આયાત વધારે રહે તો નાણું ઘસડાઇ જવાનો સંભવ રહે; એવો સંભવ દુર કરવા માટે બેંકોએ હુંડી વટાવવા માટેનો વ્યાજનો દર વધાર્યો છે તેમ છતાં દેવાના પ્રમાણમાં બેંકોનાં રોકડ સાધન ગયા અકટોબરમાં ૪૮ ટકા જેટલાં હતાં તે હવે ૪૩ ટકા જેટલાં છે અને હજી પણ વ્યાજનો દર વધારવાની ધાસ્તી રહે છે જેને લીધે વેપાર મોળો પડતો જાય છે. જો આ પ્રમાણે ચાલુ રહેશે તો લોકોને બેંકો ઉપરથી અવીશ્વાસ કરવાનું કારણ મળશે અથવા નાણા બજારમાં કટોકટીનો મામલો થઇ પડશે. તેમ થતું અટકાવવું હોય તો એકજ ઇલાજ એ છે કે ફીડરલ રીઝર્વ બેંકોએ દેવાના પ્રમાણમાં અને ચલણી નોટોની સામે સોનારૂપાંની જે અનામત રાખવી પડે છે તેનું પ્રમાણ ઘટાડવું અને એ રીતે જેટલો અવેજ છુટો થાય તે રેલ્વેઓના શેરો કે ડીબેન્ચરોમાં રોકવો. મી૦ પ્રાઇસના ભાષણનો આટલો સારાંશ બતાવે છે કે ચલણી નોટો સામે અનામત રાખવાના અવેજનું પ્રમાણ ઘટાડવાને માટે કેવા સંજોગો અનુભવી વીદ્વાનને પણ લલચાવી શકે છે. હીંદુસ્તાનમાં એવી અનામતનો થોડોક ભાગ સોનારૂપાંને બદલે વેપારી હુંડીઓના રૂપમાં રાખવા દેવાની જે ભલામણ કરન્સી કમીશને કરી છે તે પણ એ-

વીજ લાલચનું દ્રષ્ટાંત પુરૂં પાડે છે. અમે નથી માની શકતા કે એ ભલામણને દેશી વેપારી આલમ અમલમાં આવવા દે. થોડા વખતનોજ વીચાર રાખીયે તો કદાચ એ ભલામણ નીર્દોષ છે એમ તકરારને ખાતર સ્વીકારાય પણ લાંબા સમયનો વીચાર કરીયે તો એવી લાલચ આપણને ક્યારે ક્યાં સુધી ઘસડી જશે તે નકી કરવું મુશ્કેલ છે. તેથી એવા અનર્થને મુળમાંથીજ અટકાવવાનું વધારે યોગ્ય થઇ પડશે.

---

સરકારે લોનમાં નાણાં રોકવાની વેપારીઓને ફરજ પાડવી એ વધારે સારૂં કે થાપણ ઉપર અમુક ટકા ટેક્સ લેવો તે વધારે સારૂં એ વીશેની ચર્ચા ઇંગ્લંડમાં થોડા વખત ઉપર ઉપસ્થીત થઇ હતી. લોનમાં અમુક નાણાં ભરવાની જે વેપારીઓને ફરજ પાડવામા આવે તેઓ જો પાછળથી તે વેચવા જાય તો સો રૂપયાની લોનના એંશી કે તેથી પણ કેટલા ઓછા રૂપયા મળી શકે તે કહેવું મુશ્કેલ થઇ પડે. પણ જો ખુલા બજારમાં લોન કહાડતાં જે ભાવ ઉપજે તેના પ્રમાણમાં વેપારીઓની થાપણ ઉપર કર નાખવામાં આવે તો તેઓ એટલી ખોટ આપીને છુટા થઇ શકે. આટલા કારણથી અમુક નાણાંની રકમ જેટલી લોન લેવી એમ વેપારીઓને ફરજ પાડવા કરતાં તેવી લોન ખુલા બજારમાં કહાડવી અને તેમ કરતીવેળા ઓછો ભાવ ઉપજવાથી જેટલી ખોટ જાય તેટલીજ ખોટની રકમ થાપણ ઉપર કર નાંખી વસુલ કરવી એ વધારે સારૂં એમ સર્વને લાગ્યું. પાછળથી વધારે વીચાર કરતાં એમ દેખાયું કે થાપણ ઉપર કર નાંખવાથી ઉદ્યોગ ધંધો ઓછો થશે એટલે એવા કર નાખવાનો વીચાર સરકારે પડતો મેલ્યો. તા. ૮ મી જુને કામગાર પક્ષે તે વીશે પાર્લામેંટમા દરખાસ્ત આણી કે સરકારે કરેલો ઠરાવ દલગીર થવા લાયક છે અને લડાઇ દરમ્યાન મેળવેલા નફા ઉપર કર નાંખવો જોઇએ. વાદવીવાદ થયા પછી ૨૪૪ વીરૂધ ૮૧ મતે દરખાસ્ત રદ ગઇ હતી.

ઉનના વેપારમાં મોટી મુશ્કલી એ નડે છે કે રૂની જાતના જેમ વર્ગ પાડવામાં આવ્યા છે તેમ ઉનને માટે વર્ગ પાડવામા આવેલા ન હોવાથી ઉનનો જથો ખરીદનાર એને જે વર્ગમાં ગણે તે પ્રમાણે તેની કીંમત આપવાની માંગણી કરે. હાલમા યુનાઇટેડ સ્ટેટસની સરકારનાં વેપાર ખાતાં તરફથી ઉનના હજારો નમુના એકઠા કરી તેમનું વર્ગીકરણ કરવામાં આવ્યું છે જેથી રૂની માફક જુદા જુદા વર્ગ માટે જુદા જુદા ભાવ ઠરાવવાનું વેપારીઓને સહેલું થઇ પડવાની વકી છે.

---

દેશ પરદેશ વચેના વેપારને અંગે પરદેશો પાસેથી હીંદુસ્તાને વસુલ કરવાની રકમ ગયા માર્ચની આખરે પુરાં થયલાં વરસ માટે ૧૦૮૨૯ લાખ રૂપયા જેટલી હતી અને ૧૮૫૮૨ લાખ રૂપયા જેટલી હુંડીઓ લંડન ઉપરની વેચવામાં આવી હતી જ્યારે હીંદુસ્તાન ઉપરની હુંડીઓનાં વેચાણ તથા પરદેશથી હીંદુસ્તાનમાં આવેલી સરકારી પ્રોમીસર નોટોની રકમ વ્યાજ સાથે ગણતાં મળી ૩૮૪૩ લાખ રૂપયા જેટલું લ્હેણું ઘટયું હતું એટલે નકી રકમ ૮૮૫૪ લાખ રૂપયા જેટલી લ્હેણી બાકી રહી હતી. તેમાંથી હીંદુસ્તાનમાં કમાવા આવેલા પરદેશીઓની આવક, સ્ટીમરોના નુર તથા વીમા પેટે પરદેશીઓને આપવાની રકમો, પરદેશી થાપણ ઉપરનું વ્યાજ તથા નફો વગેરે બાદ કરતાં જે રહે તેટલું હવે પછી મેળવવાનું ખરેખર બાકી રહેલું લ્હેણું ગણાય. તે પછીના એપ્રીલ તથા મે માસમાં દરીયાઇ વેપારને અંગે પરદેશો પાસે હીંદુસ્તાનની લ્હેણી પડતી રકમ રીવર્સ કાઉન્સીલ બીલો વગેરે માટેની વધઘટ ગણી લીધા પછી ૧૯૬૧ લાખ રૂપયા જેટલી રહી હતી.

---

કાપડ સુતરની પેદાશ તથા આયાત નીકાશ વીશેના ગયા માર્ચ આખરે પુરા થયેલાં વરસ માટેના આંકડા ઉપરથી માલમ પડે છે કે કાપડની પેદાશ કીંમત પ્રમાણે જોતાં સાત કરોડ રૂપયા જેટલો વધારો બતાવે છે. પરદેશી કાપડ તથ સુતરની આયાત આગલા વરસ કરતા ઓછી હતી. કાપડની આયાત માત્ર કીંમતમાં વધારે હતી. ૧૯૨૦ના એપ્રીલ તથા મે એ બે માસ દરમ્યાન હીંદી સુતરની નીકાશ અઢાર લાખ રૂપયા જેટલો વધારો બતાવે છે જ્યારે કાપડની નીકાશમાં પચીસ લાખ રૂપયાનો ઘટાડો થયો છે. પરદેશી કાપડની આયાતમાં એ બે માસ દરમ્યાન ગયા વરસના એ બે માસની સરખામણીમાં ૮૩૯ લાખ રૂપયા જેટલો વધારો થયો છે.

જરમની સાથે હીંદી સરકારની વેપાર સંબંધી રાજનીતી કેવી રહેશે તે વીશેનો જાહેર ખુલાસો કરવાની વીનંતી કલકતાની ટ્રેડ એસોસીએશને નામદાર સરકારને કરી હતી તેના જવાબમાં હીંદી સરકારનાં વેપાર ખાતાં તરફથી હમણાં જણાવવામાં આવ્યું છે કે હીંદની તથા સીલોનની (યુરોપીયન) ચેમ્બર્સ ઓફ કોમર્સની કોન્ફરન્સમાં નામદાર વાઇસરાયે એ રાજનીતી જાહેર કરી હતી અને વેપારખાતાં તરફથી તા. ૨૧-૨-૨૦ ને દીને કહાડેલા જાહેરનામાં પણ તે સ્પષ્ટ રીતે જણાવવામાં આવી હતી કે પાંચ વરસ સુધી જરમનોને હીંદમાં વેપાર માટે આવવા દેવામાં આવશે નહીં પણ જરમની સાથે વેપાર કરવાની હીંદી પ્રજાને છુટ છે તે ઉપર અંકુશ મુકવાનો હીંદી સરકારનો ઇરાદો નથી. જે અંકુશ તા. ૨-૮-૧૯૧૯ ને દીને જનરલ ટ્રેડીંગ લાઇસન્સમાં જણાવવામાં આવેલા છે તે ચાલુ રહેશે.

---

રેલ્વેઓનો વહીવટ ખાનગી પેઢીઓ કે રેલ્વે કંપનીઓના હાથમાં હોય છે તો દેશને જોઇએ તેટલો લાભ કર્તા થઇ પડતો નથી એમ દેખાડનારો પુરાવો અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસથી મળે છે. ત્યાંના કૉમર્સ તથા ફીનાન્સ નામના અઠવાડીક પત્રના તા. ૧૨-૫-૨૦ ના અંકમાં જણાવવા પ્રમાણે જ્યારે સરકાર નાણાં કહાડીને રેલ્વેનો વહીવટ કરતી ત્યારે વેપાર માટે લાવલઇજા માટે અઢી લાખ ગાડાં જેટલી સગવડ વધી હતી પણ લડાઇ પછી એ વહીવટ પાછો રેલ્વે કંપનીઓના હાથમાં ગયો એટલે દરેક રેલ્વે કંપની પોતાનાં ગાડાં એન્જીનો વગેરે વપરાતાં ન હોય તે વેળા પણ પોતાના કાબુમાં રાખી મુકે છે અને બીજી રેલ્વેના કામ માટે વાપરવા દેતી નથી. એ રેલ્વે કંપનીઓએ નુરના દરમાં ૨૪ ટકા વધારો કરવા માટે સરકારની મંજુરી માગી છે તે ઉપરાંત પચાસ કરોડ ડાલરની લોન સરકાર આપશે તો રેલ્વેઓ એક બીજાને પોતાનાં ગાડાં વગેરે વાપરવાની સગવડ આપશે. આવી રીતે જાણે વેપાર વધારવામાં પોતાને કોઇપણ સ્વાર્થ ન હોય તેમ બીજી રેલ્વેવાળાઓ સાથે મળીને કામ કરવામાં રેલ્વે કંપનીઓ બેદરકાર રહે તો દેશના લાભને નુકશાનજ થાય. હીંદમાં રેલ્વે કંપનીઓ એવી બેદરકાર થઇ છે કે કેમ તે માહીતી નથી પણ ગાડાંની અછતને લીધે વેપારની ઝડપ ઘટે છે એવી ફરીયાદ જોશમાં ચાલુ છે અને હીંદ માંહેલી રેલ્વે કંપનીઓ પોતાનાં ગાડાં એન્જીનો વગેરેનો ઉપયોગ બીજી રેલ્વેઓ માટે છુટથી થવા દે તો સ્થીતી સુધારવાનો સંભવ રહે. તેટલા માટે તેવી વ્યવસ્થા કરવાનો સવાલ રેલ્વેના ટ્રાફીક ખાતાઓના સતાવાળાઓની કોન્ફરન્સમાં પસાર થયો હતો પણ તે પછી શાં પગલાં લેવાયાં તે ખબર નથી. પણ જો રેલ્વેવાળાઓ એવી કાંઇ ગોઠવણને માટે સંમત ન થાય તો સરકારે તેમને ફરજ પાડવી જોઇએ અને તે માટેનો સઉથી સરસ ઇલાજ એ છે કે રેલ્વેની વહીવટ એ કંપનીઓ પાસેથી સરકારે ખરીદી કરી લઇ લેવો. ઇગ્લંડની સરકારને પણ કંપનીઓનો વહીવટ યોગ્ય લાગ્યો નથી પણ તેનો ઉપાય એવી રીતે કરવો ધાર્યો છે કે રેલ્વેમાં કામ કરનારા મજુર વર્ગના પ્રતીનીધીઓ પણ રેલ્વેની કારાબારી બોર્ડમાં ભાગ લે. આવી ગોઠવણ હીંદમાં થાય તો પણ સારૂં.

---

મીત્સુઇ બુસાન કૈશા લીમીટેડ કાપડ સુતરનું બધું કામકાજ ધી ટોયો મેન્કા કૈશા લીમીટેડને સોંપી દીધું છે અને એ કામકાજની શાખાના ઉપરી જે હતા તેઓજ નવી કંપનીની અહીંની શાખાના મેનેજર તરીકે કામ કરશે. અગાઉની માફકજ કામકાજ કરવામાં આવશે એમ એ બેઉ કંપનીઓ તરફથી ખાત્રી આપવામાં આવી છે. નવી કંપનીએ એ ધંધામાં વધારે થાપણ રોકીને કામકાજ વધારવાની આશા રાખી છે

---

*Registered No. B 810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૩મું. VOL XIII OCT 1920 No 4 અકટોબર ૧૯૨૦. અંક ૪થો.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે છુટક નકલ એકના આના ૬ છ વી પી. પોસ્ટથી ૦-૮-૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિ

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી

## ચેમ્બરની નવી કમીટીની ચુંટણી.

સન ૧૯૨૦-૨૧ માટે હીંદી વેપારી ચેમ્બર અને બુરેની નવી કમીટીમાં નીચલા સભાસદોની ચુંટણી કરવામાં આવી છે.

પ્રમુખ મી૦ લાલજી નારણજી.

ઉપ-પ્રમુખ—મી૦ હંસરાજ પ્રાગજી ઠાકરસી.

સભાસદો—ઓ૦ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસ, ઓ૦ મી૦ સી. વી. મહેતા, ઓ૦ મી૦ મનમોહનદાસ રામજી, મી૦ જહાંગીર બમનજી પીટીટ, સર ફાજલભાઇ કરીમભાઇ, ઓ૦ મી૦ લલ્લુભાઇ સામળદાસ મી૦ લક્ષ્મીદાસ રવજી તેરસી, મી૦ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, સર વીઠલદાસ ડી. ઠાકરસી, મી૦ મોતીલાલ કાનજી, મી૦ ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા, મી૦ એસ. આર. બમનજી. મી૦ સુરજમલ લલ્લુભાઇ. મી૦ એસ. ઇ. વોરડન, મી૦ જમનાદાસ વસનજી મનજી. મી૦ જમનાદાસ દ્વારકાદાસ, મી૦ જેઠમલ નારણદાસ, મી૦ મનુ સુબેદાર, મી૦ વલ્લભદાસ ચતુર્ભુજ, મી૦ એસ. એન. પોચખાનાવાલા, મી૦ માવજી ગોવીંદજી શેઠ, સર દીનશા પીટીટ અને મી૦ કીકાભાઇ પ્રેમચંદ.

---

## ચેમ્બરની કમીટીની સભા.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બુરેની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૪ મી ઓગસ્ટ સને ૧૯૨૦ ને રોજ બપોરના બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

- શેઠ જહાંગીર બમનજી પીટીટ.
- ,, સોરાબજી એદલજી વાર્ડન.
- ઑ૦ શેઠ પુરશોતમદાસ ઠાકોરદાસ
- ,, ચુનીલાલ વી. મહેતા.
- ,, લલ્લુભાઇ શામળદાસ.
- શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી
- ,, સુરજમલ લલ્લુભાઇ.
- ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
- ,, મોતીલાલ વલ્લભજી.
- ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી.
- શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.
- ,, ફીરોઝ જે. બીલીમોરીયા.
- ,, ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
- ,, જી. બી. ત્રીવેદી.
- ,, એમ. એ. માસ્તર.
- ,, માવજી ગોવિંદજી
- ,, લાલજી ગોવિંદજી.
- ,, રેવાશંકર જગજીવન.
- ,, મથુરાદાસ કાનજી મટાણી.

હતો બેઠક માટેના દીવસો તા ૪ થી સપ્ટેમ્બરથી તા ૧૧ મી સપ્ટેમ્બર સુધીના મુકરર કરવામા આવ્યા હતા સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હુસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામા આવ્યા હતા

૧. મેસર્સ મોરારજી ગોરમસજી એન્ડ કો
૨ શેઠ બમનજી દોરાબજી કાપડીઆ
૩ ધી બોમ્બે ઓટોમોબાઇલ કો
૪ મેસર્સ ગોપાળજી ચાપસીની કો (પ્રતીનીધી શે૦ ગોપાળજી રામજી )
૫ ,, ચ દુલાલ મણીલાલ એન્ડ કો
૬ શેઠ પ્રાગજી લીલાધર
૭ મેસર્સ ઠાકર એન્ડ કો
૮ શેઠ ગોવીંદજી કુબેરદાસ કાપડીઆ
૯ મેસર્સ ચીમનલાલ કાળીદાસ એન્ડ કો.
૧૦ ,, ગોપાળજી ચાપસી એન્ડ કો (પ્રતીનીધી શેઠ નેનસી ચાપસી )

મેસર્સ વકીલ બ્રધર્સ, શેઠ મથુરાદાસ રામજી, તથા શેઠ તારાચદ વીલુમલ તરફથી ચેમ્બરમા સભાસદ તરીકે દાખલ થવાને જે અરજીઓ આવેલી હતી તે ઉપર વીચાર મુલતવી નાખવનો ઠરાવ થયો હતો

ફીનેન્સ બીલ કમીટીની નીચે જણાવેલી બાબતો ઉપર વિચાર કરતા તે અમલમા મુકવાનો તથા તે વીશયે ઉપરના સરકારને તારથી "રેપ્રીઝેન્ટેશન" કરવાનો ઠરાવ થયો હતો.

(એ) ચેમ્બરની કમીટીએ રીવર્સ કાઉન્સીલના વેચાણ સામે ના સરકારને પ્રોટેસ્ટ કરવો અને વિનતી કરવી કે "ઇન્ડીયન કોઇનેજ એમેન્ડમન્ટ બીલ" અને "પેપર કરન્સી એમેન્ડમેન્ટ બીલ" પાસ કરવામા આવે તે પહેલા વેપારી વર્ગની માહીતીને સારૂ છપાવવા

(બી) પ્રેસીડેન્સી બેંક એક્ટ સુધારનારા બીલ ઉપર કમીટીએ વીચાર કરવો અને ના સરકારને રેપ્રીઝેન્ટેશન મોકલવુ

૪ ધી બોમ્બે આયર્ન મરચન્ટસ એસોસીએશનના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો અને આયર્ન માર્કેટ હાલ કરનાક બદર ઉપર છે ત્યાથી આઠ માઈલ દુર લઇ જવાની યોજના ઉપર તેઓને બોમ્બે પોર્ટ ટ્રસ્ટ સાથે જે પત્ર વ્યવહાર થયેલો હતો તેની નકલ બીડેલી હતી અને ચેમ્બરનો ટેકો માગેલો હતો પત્ર કમીટી આગળ રજુ થતા ઠરાવ થયો હતો કે ધી બોમ્બે પોર્ટ ટ્રસ્ટ તરફથી તે સબધમા વધુ વીગત મગાવવી

૫ ઇસ્ટ આફ્રીકાના સવાલોના સબધમા વીચાર કરતા ઠરાવ થયો હતો કે તે સવાલો ઉપર વીચાર કરવા સારૂ જોઇન્ટ કમીટી નીમવી અને તેમા હાજર રહેવા સારૂ ધી ઇન્ડીયન ઇમ્પીરીયલ સીટીઝનશીપ એસોસીએશન તથા ધી બ્રીટીશ ઇન્ડીઅન કોલોનીઅલ મર્ચન્ટસ એસોસીએશન એ બન્નેના ચાર પ્રતીનીધીઓને આમત્રણ મોકલવુ

૬ ઇલેક્ટોરલ રૂલ્સ સબધમા વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો

૭ મી૦ બી એન અનતાની તરફથી પત્ર આવ્યો હતો કે આફ્રીકા ના બદર ઉપર બાધકામ કરવા સારૂ પચ હજાર મજુરો હિંદુસ્થાનમાથી ઇન્ડેન્ટીચર સીસ્ટીમની રૂએ રીક્રુટ કરવાના છે એમ સમજાય છે આ બાબતમા માહીતી અચોકસ હોવાથી વધુ વીગત મગાવવાનો ઠરાવ થયો હતો

૮. મદ્રાસથી મો. કૃષ્ણ સુતીનો પત્ર આવ્યો હતો અને તેમાં રીવર્સ કાઉન્સીલ તથા બીજી નાણાં સંબંધી રાજનીતીના સંબંધમાં વીવેચન કરાવેલું હતું અને ચેમ્બરને પગલાં લેવાને સુચવેલું હતું. રીવર્સ કાઉન્સીલના સંબંધમાં કમીટી તરફથી યોગ્ય દલીલ કરવામાં આવેલી છે તથા પત્રની બીજી હકીકતની નોંધ લેવામાં આવી છે એ મતલબનો પત્ર-મી. કૃષ્ણ સુતીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯. ધી નેટીવ પીસ ગુડઝ મર્ચન્ટસ એસોસીએશનના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે તેઓની એસોસીએશને કસ્ટમ એકઝામીનેશન હૉલમાં થતી ચોરીના સંબંધમાં મુંબાઇના પોલીસ કમીશનર ઉપર જે પત્ર મોકલેલો હતો તેની નકલ બીડેલી હતી. તે પત્રની નોંધ લેવાનો તથા તેની રૂએ પોલીસ કમીશનર ઉપર પત્ર લખી મોકલવાનો ઠરાવ તે થયો હતો.

૧૦. ઇન્ડીઅન નેશનલ એસોસીએશન ઝાંઝીબારના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કોઇ પણ પ્રકારની પહેલી ખબર આપ્યા વગર ત્યાની સરકારે સોનાના સીક્કા ચલણી નાણા તરીકે રદ કર્યા છે તો તે સંબંધમાં કમીટી યોગ્ય પગલાં લેશે એવી આશા છે. પત્ર ઇસ્ટ આફ્રીકાના સવાલો ઉપર વીચાર કરવાઆ્સારૂ ખાસ નીમાયેલી સબ કમીટી તરફ ભલામણ સારૂ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૧. ચેમ્બરના ફંડમાંથી કેટલાંક નાણાં હાલ જે સેંટ્રલ બેંકમાં બાંધી મુદતથી ડીપોઝીટ છે તેની મુદત પુરી થવાથી તે રકમ બે માસ સુધી વધારે અનામત રાખવાનો ઠરાવ થયો હતો.

૧૨. આન્ટરોડ ટરમીનલ સ્ટેશનની યોજનાના સંબંધમાં કમીટીનું લક્ષ ખેંચવામાં આવવાથી વિચાર કરતાં ઠરાવ થયો હતો કે હાલ તુરત તે ઉપર વીચાર મુલતવી રાખવો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની ખાસ સભા શનીવાર તા. ૧૧ મી સપ્ટેમ્બર સને ૧૯૨૦ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ | શેઠ સુરજમલ લલ્લુભાઇ |
| ,, સોરાબજી એદલજી વાર્ડન | ,, મોતીલાલ કાનજી |
| - ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, જેઠમલ નારણદાસ |

ના. હીંદી સરકાર તરફથી "ઇન્ડીઅન ઇનકમ ટેકસ" સુધારનારા બીલના સંબંધમાં કમીટીનો અભીપ્રાય મંગાવ્યો હતો. બીલ ઉપર વીચાર કરતાં પ્રશ્ન અગત્યનો હોવાથી તે વીશય ઉપર મેસર્સ બીલીમોરીઆની કુંપની તથા મેસર્સ નગીનલાલ અને માણેકલાલની કુંપની તરફથી અભીપ્રાય મંગાવવાનો ઠરાવ થયો હતો અને ત્યારબાદ સભા બરખાસ્ત થઇ હતી. કમીટીના આ ઠરાવની રૂએ મેસર્સ બીલીમોરીઆની કુંપની તથા મેસર્સ નગીનલાલ માણેકલાલની કુંપની તરફથી તેઓના અભીપ્રાય મંગાવ્યા હતા જેઓએ લેખીત અભીપ્રાય મોકલી આપ્યા હતા. ત્યાર બાદ કમીટીની સભા સોમવાર તા. ૧૩ મી સપ્ટેમ્બરને રોજ બપોરે બે વાગતાં મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

---

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ | શેઠ મોતીલાલ કાનજી |
| ,, સોરાબજી એદલજી વાર્ડન | ,, જેઠમલ નારણદાસ |
| ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ | ,, રેવાશંકર જગજીવન |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મથુરાદાસ કાનજી મટાણી |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી | |

બીલ ઉપર ફરીથી વીચાર કરવાં તે બીલના સિદ્ધાન્ત તરફ પસંદગી બતાવવાનો તથા મતલબનો તાર ના. સરકાર પર મોકલવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા૦ ૧૪ મી સપ્ટેમ્બર સને ૧૯૨૦ ને રોજ બપોરે બે કલાકે ( સ્ટા. ટા. ) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી |
| ,, સોરાબજી એદલજી વાર્ડન. | ,, જેઠમલ નારણદાસ. |
| ઓન શેઠ પુરશોતમદાસ ઠાકોરદાસ. | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, ,, ચુનીલાલ વી. મહેતા. | ,, મનસુખલાલ એ. માસ્તર. |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, માવજી ગોવિંદજી. |
| ,, લખમીદાસ રવજી તેરસી. | ,, રેવાશંકર જગજીવન. |
| ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી | ,, બી. એફ. માદન |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી. | |

૧ તા. ૨૪ મી ઓગષ્ટ સને ૧૯૨૦ ને રોજની કમિટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા૦ ૨-૧૦-૧૯૨૦ થી તા૦ ૯-૧૦-૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનોઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| ૧ શેઠ કાન્તીલાલ જયન્તીલાલ. | ૩ શેઠ ફરામરોઝ એ. મોદી. |
| ૨ ,, પુરૂષોત્તમ રવજી. | ૪ ,, ફીરોઝ બી. કોન્ટ્રાકટર. |

નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી જે અરજીઓ આવેલી હતી તે ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

શેઠ એચ. એચ. બેલગામવાળા

,, એન એચ. બેલગામવાળા.

,, મેહરજીભાઇ બમનજી કુપર.

૩ ચેમ્બરનો વાર્ષિક રીપોર્ટ તથા હીસાબ ઉપર વીચાર કરતાં તે કેટલાક સુધારા વધારા સહીત પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૪ ચેમ્બરની વાર્ષિક ચુંટણીની તથા જનરલ વાર્ષિક સાધારણ સભાની તા. મુકરર કરવાના સંબંધમાં વીચાર કરતાં વાર્ષિક ચુંટણી તા. ૩૦ મી સપ્ટેમ્બરને રોજ કરવાનો તથા વાર્ષિક સાધારણ સભા તા. ૨ ઓકટોબરને રોજ ભરવાનો ઠરાવ થયો હતો.

૫. ચેમ્બરના કામકાજ ઉપર સેક્રેટરીની "નોટ" ઉપર વીચાર કરતાં તેમાં જણાવેલી પ્રેસ બાબતની ભલામણો વીશે વીચાર પડતો મુકવાનો તથા ચેમ્બરના સ્ટાફના પ્રમોશનને લગતી જે ભલામણ હતી તે ઉપર વીચાર કરવાને નીચે જણાવેલા ત્રણ ગૃહસ્થોની સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

શેઠ સોરાબજી એદલજી વોરહન.

,, માવજી ગોવીંદજી.

,, લખમીદાસ રવજી ટેરસી.

૬. કમીટીની વાર્ષિક ચુંટણી માટે સ્કુટીનીઅરોની નીમણુંકના સંબંધમાં વીચા કરતાં શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદી તથા શેઠ વીઠ્ઠલદાસ દામોદર ગોવીંદજીને નીમવાનો ઠરાવ થયો હતો.

૭ ઈલેકટોરલ રૂલ્સ ઉપર વીચાર કરતાં એમ ઠરાવ થયો હતો કે નામદાર સરકા તરફથી બહાર પાડવામાં આવેલા નિયમો ચેમ્બરના નિયમો તરીકે સ્વીકારવા.

૮. શેઠ લખમીદાસ રવજી તેરસી તરફથી પત્ર આવ્યો હતો કે લડાઈ• પહેલ "બીલ્સ ઓફ કલેકશન" અને "એડવાન્સ બીલ્સ ઓફ કલેકશન" આયાત કરનારની મરજી પ્રમાણે રોકડેથી અગર તો બીજી બેંકની હુંડીથી બેંકમાં ભરવામાં આવતાં હતાં. લડાઈ દરમીયાન "બેંક ડ્રાફ્ટ"થી નહી પણ ફક્ત રોકડેથીજ ભરવા દેવામાં આવતાં હતાં લડાઈ બંધ થવાથી હવે બેમાંથી ગમે તે પ્રકારે "ઇમ્પોર્ટરને" નાણાં ભરવાની છુટ મળવી જોઇએ એવી ભલામણ કરેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં તે મુજબ એસોસિએટેડ બેંકના પ્રમુખને લખવાનું નક્કી થયું હતું.

૯ ગુજરાત મેલના અસગવડભરેલા ટાઈમના સંબંધમાં કમીટી તરફથી બી. બી એન્ડ સી. આઇ. રેલ્વેના ટ્રાફીક મેનેજર ઉપર જે ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું હતું તે ડેપ્યુટેશન તરફથી એક રીપોર્ટ તૈયાર કરવામાં આવ્યો હતો. રીપોર્ટ કમીટી આગળ રજુ થતાં તેમાં જે પોસ્ટ ખાતાને કાઠીઆવાડ એકસપ્રેસમાં કેટલીક ટપાલ દાખલ કરવાની સુચના કરી હતી તે મુજબ પોસ્ટ ખાતાને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ મી૦ તારાચંદ એચ. ખાન્ના તરફથી પત્ર આવ્યો હતો કે મોતી હીરા વીગેરે ચીજોની નીકાસ ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં "ફોરીન-લેટર પોસ્ટ"થી કરવા દેવામાં આવે છે, પણ તેજ ચીજોના નીકાસ તેજ પ્રમાણે યુનાઇટેડ સ્ટેટસમાં કરવા દેવામાં આવતી નથી. આ પ્રમાણે તફાવત રાખવાનું મુળ કારણ એ હતું કે ફ્રાન્સમાં અને ઇંગ્લાંડમાં તે ચીજો ઉપર આયાત જકાત નહોતી અને અમેરીકામાં હતી. પણ હાલમાં અમેરીકામાં એવી છુટ થઇ છે કે જો તેવાં પારસલો ઉપર "જકાતી માલ અમેરીકાના જકાતના અમલદારોની પરીક્ષાની રૂએ" એ શબ્દો લખવામાં આવે તો તેવાં મોતી અને હીરાનાં પારસલો "ફોરીન લેટર પોસ્ટ" થી દાખલ કરવામાં આવે છે. આ પ્રમાણે હોવાથી મોતી, હીરા વીગેરેની નીકાસ અમેરીકામા ઉપર જણાવેલી રીતથી કરવાની પરવા-

નગી મેળવવા સારૂ ના. સરકારના પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતાને ભલામણ કરવાની વીનતી કરેલી હતી. આ સંબંધમાં વધુ તપાસ કરવાનો ઠરાવ થયો હતો.

૧૧ મેસર્સ બ્રેડફોર્ડ એન્ડ કું તરફથી પત્ર આવ્યો હતો કે બી. બી. એન્ડ સી આઇ રેલ્વે અને જી. આઇ. પી. રેલ્વે તરફથી લેવામા આવતી " Extra Wharfage Fee " ની પધ્ધતી ગેરવ્યાજબી છે. આ સંબંધમા તેઓએ ચેમ્બરની દાદ માગેલી હોવાથી તેઓની ઝારફતે વધુ ખુલાસો મંગાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ મેસર્સ ક્રેપટન એન્ડ વધે તરફથી તેઓની ચેમ્બરના સોલીસીટર તરીકે નીમણુક કર્યા બદલ આભાર દર્શાવનારો પત્ર આવ્યો હતો. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૩ ઇમ્પીરીઅલ શીપીંગ કમીટીના પ્રમુખ તરફથી પત્ર આવ્યો હતો કે દરીયાઇ સુર બ્રીટીશ સામ્રાજ્યના દેશો વચ્ચે વહેપારની સગવડો, વીગેરે વીષયો ઉપર બ્રીટીશ સામ્રાજ્યમા વસતા કોઇ પણ ગૃહસ્થ તરફથી સુચનાઓ અગર તો લખાણ કરવાની ઇચ્છા હશે તો તે સ્વીકારવામા આવશે. પત્ર કમીટી આગળ રજુ થતા નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો

| | |
|---|---|
| શેઠ પદમસી નરસીભાઇ | શેઠ મથુરાદાસ કાનજી મટાણી |
| ,, એમ. એ માસ્તર | ઑ ,, પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ |

૧૪ ના. હીંદી સરકારના ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કમીટી તરફથી " કેમીકલ સરવીસ " ના. સંબધમા જે " રેકમેન્ડેશન " મોકલવામા આવ્યું હતું ને તેઓએ ના મુંબાઇ સરકાર તરફ રવાના કર્યું છે. આ પત્રની નોધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૫. " ઇમ્પીરીઅલ બેંક બીલ " અને " ઇન્ડીઅન કોઇનેજ એમેન્ડમેન્ટ બીલ " ના સંબંધમા શેઠ બી. એફ. માદન તરફથી બે પત્રો આવ્યા હતા જેમને છપાવીને કમીટીના સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

૧૬. સર ટોમસ હોલેન્ડ તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે ના. હીંદી સરકારે "વોશીંગટન લેબર કોનફરન્સના "ના સંબધમાં ના મુંબાઇ સરકારને જે પત્ર લખ્યો હતો તેની નકલ બીડેલી હતી આ પત્ર ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામા આવી હતી.

| | |
|---|---|
| શેઠ જે. બી. પીટીટ. | શેઠ માવજી ગોવીંદજી. |
| ઑ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ. | ઑ. ,, મનમોહનદાસ રામજી. |
| ,, લખમીદાસ રવજી તેરશી. | ,, એમ. એ માસ્તર. |
| ,, બી. એફ. માદન. | ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી |

૧૭. ના નીઝામ સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કરોડગીરી ટેકસના સંબધમા એક કમીશન સ્થાપવામા આવ્યું છે અને તેનો રીપોર્ટ ચેમ્બર ઉપર બહાર પડેથી મોકલવામા આવશે. આ પત્રની નોધ લેવાનો ઠરાવ થયો હતો

૧૮. ઇસ્ટ આફ્રીકામાં ટ્રેડ કમીશનરની નીમણુંકના સંબંધમા ના. સરકાર તરફથી જે " પ્રેસનોટ " બહાર પડી હતી તે તરફ કમીટીનું લક્ષ ખેંચવામા આવ્યું હતું. તે સંબંધમાં કોઇ હીંદીની નીમણુંક થવી જોઇએ અને જો તેમ ન કરવામાં આવે તો એક હીંદી સલાહકારી

મંડળની નીમણુંક થવી જોઇએ એ મતલબનો તાર ના. હીંદી સરકાર પર મોકલવાનો ઠરાવ થયો હતો.

૧૯. કોલસાની લાવ-લઇજા કરવામાં "રેલ્વે વેગન" ની વંગાશને લીધે પડતી મુશ્કેલીના સંબંધમાં કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું. તે ઉપર વીચાર કરતાં નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમીટી નીમવાનો ઠરાવ થયો હતો:—

| | |
|---|---|
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | શેઠ લખમીદાસ રવજી તેરસી. |
| ઑ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ. | ,, વેવાઇના (મેશર્સ નાણાવટી અને વેવાઇનાવાળા) |
| ,, માવજી ગોવીંદજી. | ,, વૈકુંઠરાય અંબાલાલ દેસાઇ. |
| ,, એમ એ. મારતર. | ,, દામોદર ગોવીંદજી માધવજી. |

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

## ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો.

C.

883 Constitution of the Indian Economic Association.
884 The Rules and Regulations of the Indian Passengers & Traffic Relief Association.
885 The London Chamber of Commerce Annual Report of the Council For the year 1919.

G.

1667 Annual Statement of Sea-Borne Trade of British India with the British Empire and Foreign Countries for the Fiscal year ending 31st March 1919 Volume II.
1668 Indian Cotton Committee Volume I Agricultural Part I.
1679 ,, ,, ,, ,, V Commercial Pert II.
1670 Indian Trade (Rail and River borne) of India.
1671 Record of the Geological Survey of India Vol L Part III of 1919.
1672 Alphabetical List of Railway Stations in India Corrected up to 30th June 1920.
1673 Bombay Baroda and Central India Railway Goods Tariff. Part III 1920.
1674 Annual Report on the Working of the Indian Companies' Act 1913 For the year 1919-20.
1675 The Tariff Act of October 3rd 1919, on Imports into the United State.
1676 The Costoms Tariff of Canada 1907.
1677 Papers Relating to the Second Revesion Settlement of the [illegible] N[illegible]ik, Niphad, Sinner, Chandor, Yeola and [illegible] he Nasik District with Reports on Inam [illegible] ) and Volume III Index of Subject Dealt with in the Eight Settlement Reports of the Nasik District in Volume I and Eight Settlement Maps.

# ચેમ્બરના વાર્ષીક રીપોર્ટમાં સુધારો.

ચેમ્બરના વાર્ષીક રીપોર્ટ જેમને મોકલવામા આવ્યો છે તેમણે તેમા નીચે પ્રમાણે સુધારો કરી લેવા એવી વીનંતી કરવામા આવે છેઃ—

પેરા ૯૮ મો—વર્ષની શરૂઆતમા સભાસદોની સંખ્યા ૩૨૪ની હતી તે પછી દાખલ થયેલા સભાસદોની સંખ્યા ૧૫૯ની નહીં પણ ૧૬૮ની હતી વર્ષમા સભાસદ તરીકે બંધ પડેલાની સંખ્યા એકની નહી પણ નવની હતી જેથી વર્ષ આખરે સભાસદોની સંખ્યા ૪૮૩ની છે

હીસાબમા—જમે પાસામા "ત્રણ સભાસદોની ફી આવવાની છે" એમ જ્યા રૂ ૧૫૦ની રકમ સામે છપાયું છે ત્યા "ત્રણ સભાસદોની ફી આવવાની હતી તે" એમ વાચવુ.

બાકી શીલીકમા "બેંક ઓફ ઇંડીઆમા બાંધી મુદતના ડીપોઝીટ" છપાયુ છે ત્યા "મેટલ બેંક ઓફ ઇંડીયામા બાંધી મુદતની ડીપોઝીટ" એમ વાચવુ

---

"ધી ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને તેની વાર્ષિક ચુંટણી."

---

## અવિશ્વાસ કે અદેખાઈ!

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની ચુંટણી વિષે તા ૨૫-૯-૧૯૨૦ના "સાંજ વર્તમાન" પત્રમાં "વેપારી" એવા નામે ચર્ચા કરતા પુછે છે કે ચુંટણી કરનાર તે પ્રમાણીક પણે કરશે કે નહિ? એ વાચી ખરેખર અજાયબી લાગે છે કે તે ભાઈબંધને ચુંટણીનું પરીણામ જાણ્યા વગર કેમ લાગ્યુ કે ચુંટણી અપ્રમાણીકપણે થશે એટલે કે પ્રમાણીકપણે થશે કે નહિ તેની તેને શંકા કેમ થઇ, અને તે ઉપરાંત તેઓ સાહેબ કોકસ વિષે લખે છે જેના જવાબમા લખવાનુ કે કોકસ એ કાંઈ નવી નવી રીત નથી એ તો સદાથી ચાલી આવતી રીત છે અને તે સુધરેલા દેશોમા પણ હસ્તી ધરાવે છે. જો કોઇને સારો વગ હોય તોજ કોકસમા ફાવે અથવા તેમના સારા કામો હોય તોજ તે બીજાઓને પોતાને માર્ગે દોરવી જઈ શકે તો પછી ચુંટાઈ આવનાર માટે દીલગીરી ભર્યું ક્યા રહ્યું છે? અથવા મત આપનાર પોતે ચુંટાનારને લાયક ગણી તેમા પૂર્ણ વિશ્વાસ રાખી તેના ઇચ્છાને માન આપે તો તેને માટે નીચુ જોવડાવનારૂ ક્યાથી ગણી શકાશે, એ કાંઇ સમજી શકાતું નથી અને એ તો કોઇની ઉપર ખાસ આક્ષેપ મુકવા માટે લખવામા આવ્યુ હોય એમજ દેખાય છે. એટલુજ નહિ પણ વધારામા ચેમ્બર ઉપરના વિશ્વાસમાં પણ શંકા લઇ જાય છે આશ્ચર્ય જેવુ તો એ દેખાય છે કે ચર્ચા કરનાર શબ્દોની ગોઠવણીમા કેટલાક હદ ઓળંગી જઇ લખે છે કે મુંબઇના જાણીતા શહેરીના બેટાઓ પ્રમુખ, ઉપપ્રમુખ, અને અમુક પાંચ સાત નામે મંડળીની કમીટીના સભાસદ માટે વોટ લેવા બાહેર પડયા છે અમને એમાં

તેઓ શું ખોટું કરે છે તે કાંઇ સમજા શકાતું નથી. જો તે નાતીતા શહેરીના એટાઓને તેજ પાંચ ગૃહસ્થોમાં પણ વિશ્વાસ હોય તેમજ કાર્ય કુશળતામાં ખાત્રી હોય તો તે પોતાના માત્રો કે સબંધીઓમાં શું કરવા તેમના વિષે ભલામણ ન કરી શકે તે કાંઈ સમજી શકાતું નથી. જો લખનાર તેમજ કહેતા હોય તો તેઓ પોતે તેજ ચર્ચાના છેલ્લા ફકરામા શું કહી જણાવે છે અને તે પણ આડકતરી રીતે કહી દેખાડવુ અને વળી જાહેર વર્તમાન પત્રોમા લખી જણાવવુ એ શું શરમાવા જેવું નથી ?

હું આથી લખનારનેજ પુછીશ કે શું તેઓ એમ કહેવા માગે છે કે "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા"નાજ સટીફીકેટ લાયક ગણાય છે?

આવી રીતની વગર અર્થ ની જાહેર પત્રોમાં ચર્ચા-કરવાથી કાંઇ ગવર્નમેન્ટ પાસેથી હક લેવા લાયક ગણાશુ નહિ અને દેશોન્નતિ પણ કરી શકીશું નહિ. પણ મોટા શહેરીના એટાઓને મોટાસઇ કહી જો કદી તેમની ભુલ થતી હોય તો તેમના પાસેથી સુધારવાની કોશેશ કરી કૃતાર્થ થવુ જોઇએ એજ સજ્જનોના લક્ષણો છે.

જેઠમલ નારણદાસ

---

દારેસલામ તા. ૧–૯–૨૦.

નેરોબીમા ત્યાના નામદાર ગવર્નર સર એડવર્ડ નૉર્થી સાહેબે કોન્ગ્રેસની સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ જાહેર કરેલ હિંદીઓ પ્રત્યેની રાજનીતિના તા ૯–૮–૨૦ ના ઇસ્ટ આફ્રીકન ક્રોનીકલના ખાસ અંકની એક નકલ અત્રે ના૦ એડમીનીસ્ટ્રેટર સાહેબને મોકલીને અત્રેની એસોસીએશને પૂછયું હતું કે ના૦ ગવર્નરે ઉચ્ચારેલા "આખો આફ્રિકા" એ શબ્દોમા ટાન્ગાનિકા પ્રદેશનો સમાવેશ થાય છે કે કેમ ? તેનો જવાબ નીચે મુજબ મળ્યો છે:—

નં. ૩૫૫-૩

ધી સેક્રેટેરીએટ,
દારેસલામ.
૩૧ ઓગસ્ટ ૨૦.

સાહેબ,

તમારા તા. ૨૪–૮–૨૦ ના પત્ર નં૦ ૫–૨૪૯ જેની સાથે ઇ. આ ક્રોનીકલના તા. ૯–૮–૨૦ ના ખાસ અંકની નકલ બીડેલી હતી તે સંબંધે મ્હને ત્હમને ખબર આપવાની સુચના મળી છે કે સર એડવડ નૉર્થી એ વાપરેલા "આખો પૂર્વ આફ્રિકા" એ શબ્દો ત્હેના વહીવટ નીચેના કૉલોની અને પ્રોટેક્ટરેટનેજ સંબંધે હોવાનુ ગણાવું જોઇએ અને નહિ કે ટાન્ગાનિકા પ્રદેશ સંબંધે.

ધી પ્રેસીડેન્ટ
ઇન્ડીઅન એસોસીએશન
દારેસલામ

મ્હને હોવાને માન છે,
સાહેબ
(સહી) એ. સી. હોલીસ.
એડમીનીસ્ટ્રેશનના સેક્રેટરી.

---

ર઼ો-૧૪ ના ૭ થી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

# આફ્રિકામાં જતા હિંદવાસીઓનું ડીપોઝીટ"

## ઈન્ડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી જોગ,

સાહેબ,

મુંબઇથી મોમ્બાસા કે જે, પૂર્વ આફ્રીકાનુ પહેલું બંદર છે ત્યા જવા માટે, રૂ ૧૦૦) ડીપોઝીટના અગાઉથી લેવામાં આવે છે, અને તપાસ મૂજબ, જાણી શકાયુ છે કે, મઝ્કુર ડીપોઝીટ લેવાનો હેતુ એ છે કે, કોઇ માણસ, આફ્રીકામા ગયા પછી, નિરાધાર હાલતમા આવી જાય તો, તેમાંથી તેને પાછો હિન્દુસ્થાન મોકલી દેવો

મ્હારી મુસાફરી અને અનુભવ દરમ્યાન, હજુ સુધી એવો કોઇ દાખલો જોવામાં આવ્યો નથી કે, તે રકમમાથીજ કોઇ માણસને પાછો મોકલી દેવામા આવ્યો હોય, તો આવુ મ્હોટું ડીપોઝીટ શા માટે લેવામા આવતુ હશે? વ્યાવહારિક દૃષ્ટિયે તપાસીએ તો, તેવી રકમોનું વ્યાજ દર માસે અનામત રાખનારે, પ્રભુ સાક્ષીએ દેવુજ જોઇએ. કદાચ કહેવામા આવે કે, અનામત રાખવામા, હિન્દવાસીને ફાયદો છે. તો તેવા ફાયદાની જરૂર નથી, અને તેવા ફંડોની હસ્તિ દરેક શહેરમા હોવાનું પણ મ્હારા ધ્યાનમા છે

મ્હને યાદ છે કે, જંગબારમાં જ્યારે હું હતો ત્યારે જોઇ શકયો હતો કે, જંગબારની અંદર "હિન્દુ નિરાશ્રીત ફંડ" નામક સારી સંસ્થા છે અને મજકુર સંસ્થામાથી, વારંવાર હિન્દી નિરાધારોને, હિન્દુસ્થાન મોકલાવવામા આવતા હતા, અને હજુએ આવે છે અથવા ખરચો કરીને પણ મોકલી આપવામા આવે છે અને તેવો પૂરાવાવાળો મ્હારી પાસે એક દાખલો પણ મોજુદ છે

પુરૂષ વર્ગ પાસેથી અનામત રકમ રાખવામા આવે છે તે તો ઠીક, પણ સ્ત્રી વર્ગ પાસેથી પણ તેવીજ રકમ લેવામા આવે છે કહો, સ્ત્રીઓ પાસેથી અનામત રકમ શા માટે લેવામા આવતી હશે? સ્ત્રીઓ તો માત્ર પુરૂષવર્ગને ઉપયોગી થવા માટે જાય છે કારણ કે તેઓના ધણી, (Husbands) સારી નોકરીમાં વ્યાપારમાં દૃઢ (Settle) થયા પછીજ, પોતાની પરીણીત સ્ત્રીઓને તેડાવે છે. અને તેમા તો શુભ હેતુઓજ સમાયેલા હોય છે સો સ્ત્રી વર્ગ પાસેથી રકમ લેવી તે તો, વદન ગેરકાયદેસર અને નહિ બધબેસ્તુ છે

હિન્દી મુસાફીરોને ત્યા જતા અટકાવવાનો પણ આની અંદર હેતુ હોય, એમ કેમ ન કહી શકાય? કારણ કે, પ્રથમ મ્હોટી રકમ, કાઢવી જોઇએ અને એવી અગવડતા કરવા માટે, ઘણી લાચારી અને ગરીબાઇ ભોગવવી જોઇએ, અને આમ થવાથી ક્રમને, મુસાફરોની પ્રગતિ અટકી જાય, તો નામદાર ચેમ્બર ઓફ કોમર્સની માનવંતી મેનેજીંગ કમીટીને નમ્રતા પૂર્વક અરજ છે કે, આ બાબતમા અવશ્ય લાઇનના એજન્ટ ઉપર પત્ર લખવો, અને જવાબ માગી પુરૂષોના ડીપોઝીટ કાઢી નંખાવવાં.

આશા છે કે, આપ સાહેબ ઘટતું કરશોજી એજ અરજ.

સુડા, કાઠીયાવાડ,
તા૦ ૧૭-૭-૨૦ શનિવાર

લી૦ વિશ્વાસુ સેવક,
ગુલાબચંદ મુળચંદ બાવિસી,
દારેસલામ (પુર્વ આફ્રિકા) વાળાના નમન.

# પૂર્વ આફ્રિકા માટે ટ્રેડ કમીશનરની નીમણુંક.

લેખક:—બિહારીલાલ નારાયણજી અનંતાણી—જંગબાર.

ચાલુ માસમાં નામદાર હિંદી સરકારે પૂર્વ આફ્રિકા માટે એક ટ્રેડ કમીશનરની નીમણુંક કરવાની બહાલી શાહી સરકાર પાસેથી મેળવ્યાનું જાહેર થયું છે.

સને ૧૯૧૭ ની સાલથી આવી નીમણુંકની અગત્ય જંગબારની હિંદી નેશનલ એસોસીએશને વિચારી હતી અને તેને હિન્દી વ્યાપારી ચેમ્બરે વધાવી લીધી હતી. ઘણી તેવી દેશોપયોગી દરખાસ્તોનો સામી બાજુએથી પોતાની અનુકુળતાઓ તરફ જેમ લાભ લેવાના પ્રયત્ન થાય છે તેમ આ દરખાસ્તનું પણ થાય તેવી ધાસ્તી લાગતી હતી. ગઇ સાલમા મ્યુનીશન્સ બોર્ડવાળા મેજર મેકકેરોએ પોતે સદહું બોર્ડમાથી મુકત થવાની સાથે સરકાર સમક્ષ પૂર્વ આફ્રિકા અને હિંદ વચ્ચે વ્યાપાર વધારવા માટે કેટલીક યોજના રજુ કરી હતી અને સરકારની મદદથી પેશાએલ એકાદ લિમીટેડ કંપની સ્થાપવાની ઇચ્છા દેખાડી હતી. અજાયબી ભરેલી રીતે નામદાર હિન્દી સરકારની વલણ તેને મંજુર કરવા તરફ ઢળતી જણાઇ હતી પરંતુ મુંબઇની હિન્દી વ્યાપારી ચેમ્બરે તે તરફ પોતાનો સખ્ત વિરોધ દેખાડતાં ફરી એક વખત સ્પષ્ટ કર્યું હતું કે નામદાર હિન્દી સરકાર જો હૃદયપૂર્વક હિન્દુસ્તાનનો વ્યાપાર પૂર્વ આફ્રિકા સાથે ખીલવણી પામે એમ ઇચ્છતી હોય તો તેમણે એક હિન્દી ટ્રેડ કમીશનરની નીમણોકની બાહલી આપવી જોઇએ.

આટલું થયા પછી મેજર મેકકેરોને અપાવાની સરકારની તીજોરીની મદદ બંધ પડી પરંતુ હિન્દી ટ્રેડ કમીશનરની નીમણોકની વાત પણ બાહેર આવવી બંધ પડી ગઇ.

ગયા દોઢ વર્ષમાં પૂર્વ આફ્રિકા બાબત હિંદુસ્તાનમાં જ્ઞાન ફેલાવવો જે પ્રયત્ન થાય છે તેનો મુખ્ય પાયો એ છે કે આપણા વ્યાપરની ખીલવણી ત્યા ઘણે અંશે શક્ય છે અને તેનો લાભ લેવો—કેમ લેવો તેની વ્યવહારૂ યોજના ચેમ્બર સમક્ષ મેલવામાં આવતા ચેમ્બરે તે બાબતમા કાંઇપણ પગલા ભરવાં મુનાસિબ વિચારેલ નથી એ કમભાગ્ય છે.

તથાપી જ્યારે પૂર્વ આફ્રિકાવાળા મિ. અબદુલરસુલ શેઠનુ ડેપ્યુટેશન નામદાર વાઇસરોય સાહેબ સમક્ષ છેલ્લા જુલાઇ માસમા ગયું ત્યારે તેમણે પણ ટ્રેડ કમીશનરની માગણી તાજી કરી તેમની માગણીમા ઉપરોક્ત માગણી કરતા એક મોટો તફાવત હતો. તેઓએ તો એ ટ્રેડ કમીશનરને સદ્ગત ગોખલે સાહેબે ઇચ્છયું હતું તેવાં કોઇ સ્વરૂપ પર સંસ્થાનોમાં વસત હિન્દીઓના સર્વ પ્રકારના હકો સાચવવા માટે બીજા મુલકોમા કોન્સલોને જે રાજ્યકીય સત્તા પણ આપવામા આવે છે તેવી સત્તાની માગણી કરી હતી અને તે માંગણીના ટેકામા ઘણી સજ્જડ દલીલો આપી હતી.

સંસ્થાનોની બાબતમા હાલની હિન્દી સરકારનું જેવું બંધારણ છે તે બંધારણવાળી સરકારની સત્તા અને સ્થિતી બહુ વિષમ છે પછી હજુપણ તેને ભલે ઓ. સુરેન્દ્રનાથ બેનરજી સારા સરકારનો ચિરકાળ કીર્તીસ્થંભ માને. તેથી નામદાર વાઇસરોય સાહેબે ડેપ્યુટેશનને જણાવ્યું હતું કે રાજ્યકીય સત્તા તો શાહી સરકાર સંસ્થાનખાતાંના સંબંધો નજરમા લેતાં અપાવી શકે નહિ પરંતુ વ્યાપારી હકો બાબે સર્વ સત્તાની બહાલી આપી શકાશે.

એ રીતે એવી સત્તાઓ સહીતનો ટ્રેડ કમીશનર નીમવાની બહાલી હિન્દી સરકાર મેળવી શકી છે.

થોડાં વર્ષ પૂર્વેની રાજ્યકીય પરીસ્થિતીની વિચારણાપર જો હિન્દી પ્રજા ચાલતી હોય તો તો બીજા બળતા પ્રશ્નોનુ નિરાકરણ કરી દેવા સામે જે ઉકળતા પ્રજામાં વહેતી હોય તેને ઘણે અંશે ઠંડી પાડી શકાય તેવો આ એક પ્રયત્ન છે આધુનિક પ્રજાકીય જાગ્રતીનો અનુભવ અમને આ દિશામા કેવળ નિડર રાખે છે.

રાજ્યકીય લડતોમા અખતરા તરીકે યોજવામાં આવતા ઉપાયો પૂર્વ આફ્રિકાની બાબતમાં કેટલે દરજ્જે ફળદાઇ થાય તે ચર્ચામા ઉતરવું અમને એક સટા સમાનજ લાગે છે પરંતુ પૂર્વ આફ્રિકાની બાબતમાં અમને તો આ ટ્રેડ કમીશનરની નીમણુકને માત્ર તે એક દિશાજ નજર્રમાં લઇ વિચાર કરવામાં આવે તો આ નીમણુક પૂર્વ આફ્રિકા અને હિન્દ બન્ને બહુ ઉપયોગની જણાય છે. આ બીનાની બાબતોમાં બહુ મોટા પ્રશ્નોની મેળવણી કરી નાની બાબતોનો વિધ્વંસ કરવો એ ડહાપણ નહિ કહેવાય.

આ નીમણુકથી અમારા ખ્યાલ પ્રમાણે નીચે પ્રમાણે ફાયદા થઈ શકે:—

૧. હિન્દુસ્તાનની સદરહુ સંસ્થાનને અનુકુળ બનાવટો ત્યા દાખલ કરી શકે અને તેમાં યોગ્ય ઉપાયોથી ખીલવણી કરી શકે.

૨. ત્યા પેદાશની વૃદ્ધી કરવામા મદદ કરી તેનો કબજો વ્યાપારી પાયાપર વ્યાજબી રીતે હિન્દીઓના હાથમાં રખાવવાં પગલા યોજી શકે.

૩ સીધી યા આડકતરી રીતે ત્યાંના હિન્દીઓના વ્યાપારપર કાંઇપણ હુમલા આવે તેનું અધ્યયન કરી તે દૂર કરી હિન્દી હકો જાળવવા પ્રયત્ન કરી શકે.

૪. ત્યાંના હિન્દીઓની સમગ્ર પરીસ્થિતિથી સદા હિંદ અને હિન્દ સરકારને તાત્કાલિક વાકેફ રાખી શકે.

૫. હાલ હિન્દી ચલણ-હુંડીઆમણ બાબત હિન્દી સરકારને વસ્તુસ્થિતીની ખરી માહિતીની ગેરહાજરીમાં અજ્ઞાન રાખવામા આવેલ છે તે દૂર કરી-તેવા વર્તનોનો ખરો નિર્ણય કરવા મદદરૂપ થઇ શકે.

૬ હિન્દ શિવાયના ઇતર મુલકોની બનાવટોનો વપરાસ તેમજ સમગ્ર વાણિજ્ય ત્યાં અનુકુળ થઇ પડવામાં કયા તત્વો મદદગાર છે અને તેવા તત્વો હિન્દમાં કેવી રીતે દાખલ થઇ શકે તેના ઉપાય યોજવામાં સહાય આપી શકે

"આવી બાબતોના ભાવી લાભો બાબત ગતકાળમા થએલ દુખદ અનુભવથી હિન્દમાં તો નાણાનું દ્રષ્ટિ બિંદુ ઉદ્દાસ રીતે જાતીય થઇ ગએલ છે અને તેથી આ વિશયમાં એવી સુચના આવે છે કે આ નીમણુક તોજ ફાયદાકારક થઇ શકે કે જો આ રીતે નીમાતો ટ્રેડ કમીશનર 'હિન્દી' જ નીમાય અને તેને મદદ આપવા માટે ત્યાંની વસ્તુસ્થિતીથી વાકેફ હિન્દી વ્યાપારીઓની એક કમીટી નીમવામાં આવે અમને આ દરખાસ્તમાં વજુદ જણાય છે અને હેતુની સાધનામાં ઇષ્ટતર માલમ પડે છે તેથી આશા રાખીએ છીએ કે આ સુચનાઓનો અમલ કરવામાં નામદાર હિન્દી સરકારને કશો બાધો જણાશે નહિ

અસ્તુ.

---

-ધી ઓરએ ટાઇપ માર્ટ ૨૧ બેક સ્ટ્રી. ફોર્ટ મુંબઈ

# પુછપરછ.

વાલીયર કેમીકલ વર્કસ તરફથી મી૦ એફ. એ. વાલીયર (૫૩૮ સેંટપીટર સ્ટ્રીટ, ન્યુ ઑર્લીયાં, લુઇસીઆનીયા) જણાવે છે કે અમે ગુળી ખરીદનારા છીયે અને હીંદમાંથી ગુળી નીકાશ કરનારાઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છા છે. માલ મોકલનારે તેનો સુકો નમુનો મોકલવો પડશે તથા તે પેટીમાં કે કોથળામાં કે શામાં મોકલશે તે વીશેની વીગત તથા તેના રતલ દીઠ ભાવ અને પેકેજ દીઠ વજન જણાવવાની જરૂર રહેશે. વધારે વીગત માટે પુછો અમેરીકન કોન્સલ, મુંબઇ

---

મેશર્સ પટેલ એંડ કું. (ઠે૦ નડીયાદ પાસે પીહીજ) જણાવે છે કે અમે ગુજરાતની દરેક જાતની તંબાકુના વેપારી છીયે અને તે વેચવા તથા તમાકુના વેપારીઓના સંબંધમાં આવવા માગીએ છીયે. વડોદરામાં બાજવાડામાં શાખા ઓફીસ છે.

---

એસ મુકરજી (૩૮-૪૧ કુમોચીબાશી સેન્ચોમ, કોબી, જાપાન) જણાવે છે કે જાપાન જેવા દેશમાં વેપાર વધારવા કાજે જેમને મોકલવા હોય તેઓ અર્થશાસ્ત્ર તથા આંકડા વગેરેથી વાકેફગાર અને હોંશીયાર હીંદીઓ હોવા જોઇએ. મને વેપારનો આઠ વરસનો અનુભવ છે માટે જેને મારી સેવા જોઇતી હોય તેમણે મને લખી જણાવવું.

---

ડાઇંગ અને ફીનીશીંગ ઇન્સ્ટોલેશન વેચવાનું છે તેમાં કયા મશીન છે તેની યાદી ભાવ વગેરે વીગત તેના માલેક વોલટર ઓસ્ટીને લંડન ખાતેના ઇંડીયન ટ્રેડ કમીશનરને લખી મોકલેલી છે તેની નકલ અહીં મુંબઇ ખાતે ઉદ્યોગ ખાતાંના સરકારી વકીલને મળી છે. જેને એ વીશે માહીતી મેળવવી હોય તેણે ડાયરેક્ટર ઓફ ઇન્ડીસ્ટ્રીઝ, મુંબઇ, એમને પત્ર લખવો

---

ઝેચોસ્લોવાક સેંટ્રલ ઇકોનોમીક એસોસીએશન (૩ રેડીમની બીલ્ડીંગ, એસ્ટરી સ્ટ્રીટ મુંબઇ) જણાવે છે કે ઝેચોસ્લોવાકીયા (એટલે કે બોહીમીયા,) અને મધ્ય યુરોપના દેશોમાં માલની ખરીદી કે વેચાણ કરવા માટે પ્રતીનીધી જોઇતા હોય તેમણે એ એસોસીએશનને જણાવવું. તેઓ પ્રતીનીધી તરીકે કામ કરવા તૈયાર છે. એમની મારફતે નીકાશ થતા માલ ઉપર નાણા ધીરવાની જરૂર હોય તો તે આપવામાં આવે એવો સંભવ છે.

# વેપારી ખબરો.

રૂનાં પ્રેસમાં દબાતી ગાંસડીઓના આંકડા દર પખવાડીયે સરકાર છપાવતી હતી પણ તેથી કાંઇ ઉપયોગી હેતુ સાધી શકાતો નથી એવું હીંદી સરકારને લાગવાથી તેણે એ આંકડા છાપવાનું બંધ પાડવાનું ઠરાવ્યું છે પણ જ્યારે ઇંડીયન કોટન કમીટીની ભલામણ પ્રમાણે પ્રેસને લાઇસન્સ આપવાની ગોઠવણ થશે ત્યારે એ આંકડા છાપવાની વધારે સારી યોજના કરવામાં આવશે. એમ તેણે જાહેર કર્યું છે.

---

જી. આઇ. પી. રેલ્વે પાર્સલ ટ્રેન તા. ૧—૬—૨૦ થી ભુસાવળ સુધી દોડાવવામાં આવે છે.

બી. એન. રેલ્વેના મરહુમ મેનેજર મી. અલેકઝાંડર ઇસત પોતાની પાછળ ૧૯૦૯૪૧ પાઉંડ મુકી ગયા છે.

કાઠીયાવાડમાં રેલ્વેના ઉતારૂઓ માટે પહેલા તથા બીજા વર્ગનાં ભાડાંના દરમાં વધારો થયો છે.

બી. બી. એંડ સી. આઇ. રેલ્વેના ત્રીજા વર્ગના ભાડાના દર જુલાઇ માસમાં વધ્યા છે.

નાશકના કુંભમેળા માટે જી. આઇ. પી. રેલ્વેએ વેગનકારની ગોઠવણ કરી હતી.

ઓ. પંડીત મદનમોહન માલવીય રેલ્વે ઉતારૂઓના લાભ સંભાળનારી મંડળી ( The Indian Passenger and Traffic Relief Association ) ના સભાસદ થયા છે. આ મંડળની શાખાઓ અમદાવાદ તથા વડોદરા ખાતે ઉઘાડવામાં આવી છે. આ મંડળીના જેવીજ પ્રાંતીક મંડળીઓ મદ્રાસ તથા કલકત્તા ખાતે સ્થપાઇ છે.

રેલ્વેઓના વહીવટ સંબંધી તપાસ કરવા માટે હીંદી પ્રધાને કમીટી નેમવી એમ દરખાસ્ત કરવામાં આવી છે. રેલ્વેનાં ભાડાંમાં થયેલા વધારા સામે ધંધો ઉઠાવવા માટે અમદાવાદ ખાતે સભા ભરવામાં આવી હતી.

---

# હિન્દી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળીના સરક્યુલર.

બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

શું હિંદ રેલ્વેઓ માટે નિર્માણ થએલું છે?—ઓન. મી० મદનમોહન માલવીયા તથા મી० બી. જી. હોર્નીમેન શું કહે છે? " હિંદી પ્રજામત મજબુત કરો:—
આખા હિંદમાં મંડળો સ્થાપી તેના ફંડને મદદ કરો!

હિંદની ગરીબ ઉતારૂ પ્રજાને રેલ્વે જુલમની જુંસરીમાંથી બચાવવી હોય, રેલ્વેના અનિયમિત અને વિદેશીઓને ઉત્તેજક ભાવો થકી હિંદી ઉદ્યોગોનો થતો નાશ અટકાવવો હોય, હિંદી કારખાનાંઓમાં અને હિંદમાંજ બનેલો માલ ઝડપથી આર જા

---

કરી દેશની દોલતમાં વધારો કરે એવી વ્યવસ્થાની ઇચ્છા હોય, તમારાં બાળ બચ્ચાં તથા કુટુંબ સાથે હજારો માઇલ દુર અનેક દુઃખો વેઠી તમારા ધર્મના પવિત્ર સ્થળોમાં સુખ શાંતિથી જઇ શકો તે માટે ચોપગાં પ્રાણીથી પણ નષ્ટ રીતે ઢોરો પુરવાના ડબામાં જવાને બદલે વધુ સારા ડબા મેળવવા હોય, તમારી મા, બ્હેન અને સ્ત્રી વિગેરેની મર્યાદા નષ્ટ ન થાય તે માટે દીવ બતીની મુસાફરીમાં સગવડ જોઇતી હોય, મુસાફરી દરમીયાન આરોગ્યતામાં અડચણ ન આવે તે માટે નિયમિત વીશીઓ, પાણી વીગેરેની સગવડો જોઇતી હોય તો હીંદી ઉતારૂઓ અને વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળીમાં દાખલ થઇ તેના ફંડમાં લાખો રૂપિયા ભેગા કરો. ઓન. મી૦ માલવીયાજી જણાવે છે તેમ તે મંડળની શાખાઓ આખા દેશમાં દરેક નાના મોટા શહેરમાં સ્થાપો. તેવી મંડળીઓ મારફત દેશની તમામ રેલવેઓનો વહિવટ ખાનગી કંપનીઓ પાસેથી નામદાર સરકાર સંભાળી લે તેવું દબાણ કરો, રેલ્વેનાં ભાડાં ઓછાં કરવા પ્રોટેસ્ટ કરો, રેલ્વે બોર્ડમાં પ્રજાના પ્રતિનિધીઓને દાખલ કરાવો, રેલ્વે એકટમાં દેશ તથા પ્રજાને ઉપયોગી થાય તેવા કાયદાઓ દાખલ કરાવો, કોમ કોમ વચ્ચેના રીઝર્વ ડબાઓ કઢાવી નંખાવો અને ભવિષ્યમાં રેલ્વે ભાડારૂપી કરનો વધારો પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ ન થઇ શકે એવો લોકમત જાહેર કરી ગરીબ પ્રજાને રેલ્વે જુલમમાંથી બચાવો.

મી૦ બી. જી. હોર્નીમેન કહી ગયા છે કે "હિંદ રેલ્વેઓ માટે નથી પણ રેલ્વેઓ હિંદ માટે છે." એ વાકય સિદ્ધ કરાવી આપો !

હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળીને ઉપરના કાર્યો કરવા માટે નાણાંની મદદ કરવા હિંદી પ્રજાને અમો અપીલ કરીએ છીએ. નાની અથવા મોટી રકમ મી૦ લક્ષ્મીદાસ રવજી તેરસીને નાં. ૭૦, એપોલો સ્ટ્રીટ કોટ, મુંબઇના શીરનામે તાકીદે મોકલો.

શાખાઓ:—મહુવા, રાનૌલી, ઉમરેઠ, સોજીત્રા, પેટલાદ, દાસરા, ડાકોર, આણંદ, અમદાવાદ, કરાચી.

આ સીવાય આ મંડળીની શાખાએ પોતાના ગામમાં જેઓ ખોલવા ઇચ્છતા હોય તેઓએ ઉપલી મંડળીના સેક્રેટરીને નાં. ૨૯૧-૨૯૩, બોરા બઝાર સ્ટ્રીટ, કોટ, મુંબઇના શીરનામે પત્ર વ્હેવાર કરવો.

લી૦

શરીફ દેવજી કાનજી.
જમનાલાલ બછરાજ.
જમનાદાસ દ્વારકાદાસ.
ખીમજી આસર વીરજી.
હંસરાજ પ્રાગજી ઠાકરસી.
ગુલાબચંદ દેવચંદ.
વેલજી લખમસી.
જીવરાજ ગોકલદાસ નેણસી.
વી. ડી સાવરકર.
ડી. ડી. સાઠે.

ગોકલદાસ કે. પારેખ.
મથરાદાસ વીશનજી.
લક્ષ્મીદાસ રવજી તેરસી.
વિશ્વનાથ પી. વૈદ્ય.
માવજી ગોવિંદજી શેઠ.
નારણદાસ પરસોતમ.
એફ. જે. જીનવાલા.
બરજોરજી ફરામજી ભરૂચા.
કે. એમ. મુનશી.
ગોવિંદજી વસનજી.

---

[illegible]

# હિંદની ઔદ્યોગીક ઉન્નતિ.

રેલ્વેઓ હીંદમાં થઇ ત્યારથી હીંદનું ઉદ્યોગીક બંધારણ બદલાઇ ગયું છે. જે સુરત અને ભરૂચના બંદરોથી માલ યુરોપ સુધી જતો તેને બદલે હીંદુસ્તાનનો પશ્ચિમનો દરવાજો મુબઇ ગણાય છે. રેલ્વે વધારવા માટેનો આગ્રહ યુરોપીયન વેપારીઓ બહુ કરે છે, અને દુકાળ પડતો અટકાવવામાં રેલ્વેઓ ઉપયોગી થઇ પડે છે એ વિશે આપણું ધ્યાન ખેંચવામાં આવે છે. પણ એ બધું છતાં મરહુમ મી૦ ગોખલે જેવા રાજનીતીજ્ઞો રેલવેના વધારાને બદલે નેહેરોનો વધારો વધારે ઇચ્છતા. આ સંજોગોમાં આપણે રેલવેઓ કેટલી વધારવી, નેહેરો ક્યા બાંધવી, રસ્તાઓ કીયા દુરસ્ત કરવા એ આખો પ્રશ્ન વીચારવા જેવો થઇ પડે છે. છેલ્લાં ઉદ્યોગીક કોન્ફ્રન્સ સન્મુખ રા. રા. કાશીનાથ ભટ્ટાચાર્યે આ વીષય ઉપર એક નીબંધ રજુ કર્યો હતો જેમાં તેમણે હીંદમાં ધોરી રસ્તાઓ તથા ભારે વજનની મોટર ગાડીઓ આવ જા કરી શકે એવી સડકો વધારવાની જરૂર વીશે આગ્રહપુર્વક ધ્યાન ખેંચ્યું હતું. એ સંબંધમાં આપણે અત્યારની આપણી સ્થિતિ સારી રીતે સમજવાની ઘણીજ જરૂર છે. લડાઇ પછી સ્ટીમરનાં નુર વધ્યાં છે પણ નાનાં ગામડાંમાંથી રેલવેનાં સ્ટેશન સુધી માલ ગાડાંમાં ભરીને લાવવામાં જેટલો ખરચ થાય છે તેટલા ખરચમાં રેલવે કે સ્ટીમર મારફતે દસ ગણે છેટે માલ મોકલી શકાય છે અને પરીણામે જે દેશ દુર હતો તે જાણે પાસે આવ્યો હોય અને રેલવેની સગવડ ન હોય એવો મુલક એકબીજાથી જાણે વધારે દુર જઇ પડયો હોય એવી સ્થિતિ ઉત્પન્ન થઇ છે. તેથી રેલવેથી દુર મુલકમાં માલ પેદા થાય તે ત્યાં અતિશય સોંઘો વેચાય અને એ પેદા કરનારને તેમાંથી જોઇએ તેટલો લાભ મળે નહીં એમ બને છે. ખેડુતોને આવો ગેરલાભ ઘણો થાય છે. બીજી બાજુ પરગામથી માલ મંગાવવાનો ખરચ પણ રેલવેથી દુર રહેતા હોઇએ તો વધારે આપવો પડે છે. એટલે જે ગામડું રેલવેથી દુર ત્યાં રહેવું એ કારણથી મોંઘું પડે છે આનો ઉપાય એજ છે કે જે ભાગમાં માલની પેદાશ એટલી સારી હોય કે તેમાંથી વપરાશ જેટલું રાખી બાકીનું નીકાશ કરવાની અને તેને બદલે બીજી ચીજો મંગાવવાની સગવડ માટે રેલવે બાંધવાનું પરવડી શકે તેમ હોય ત્યાં તે બાંધવી અથવા બંધાવવી અને જ્યાં રેલવે બાંધવાનું બહુ ભારે પડી જાય એમ હોય ત્યાં રસ્તા એવા મજબુત બનાવવા કે ભારે વજનની મોટરો ત્યાં આવજા કરી શકે. આવી સડકો બાંધવાના કામ ઉપર અગાઉ ઘણું ધ્યાન આપવામાં આવતું હતું પણ હવે રેલવે ઉપર ઓછું લક્ષ અપાય છે. મી૦ ભટ્ટાચાર્ય જણાવે છે કે માત્ર બંગાળા પ્રાંતનો વીચાર કરીએ તો એવા બધા રસ્તા બનાવવાનો કુલ ખરચ સોળ કરોડ રૂપીયા જેટલો ગણી શકાય અને તે ખરચ સોળ વરસમાં કરવાનું ઠરાવાય તો દર વરસે એક કરોડ રૂપયાની લોન એ માટે કહાડવી યોગ્ય થઇ પડે એના ઉપર આપવાના વ્યાજની તથા એ રસ્તાઓના ચાલુ નીભાવ માટેની ખરચની જોગવાઇ એથી લાભ મેળવનારા જમીનદારો અને એ સડકો વાપરનારા વેપારીઓ પાસેથી વસુલ કરવામાં આવે તો તેમને તે ભારે ન પડે. આટલી વીગત એમણે જણાવ્યા પ્રમાણે છે કે તેમાં કાંઇ ગણતરીની ભુલ છે તે તો એ પ્રાંતના લોકો સારી રીતે કહી શકે પણ એવી સડકો ઉપર ધ્યાન આપનારૂં એક મંડળ દરેક પ્રાંત માટે સ્થપાય તો ઘણુંજ ઇચ્છવા જોગ છે. પંજાબ માટે એવું સ્થપાયું છે. સંયુક્ત પ્રાંતોમાં પણ એવુંજ મંડળ ઘણું કરીને છે. મુંબઇ ઇલાકા માટે એવું મંડળ સ્થપાય અને તે આપણા પ્રાંતના જીલ્લાઓની અંદરના આવ જાના માર્ગોરૂપી રસ્તાઓ તથા સડકો ઉપર ધ્યાન આપે એવું થવું જોઇએ. હાલ એ ફરજ દરેક

જીલ્લાની મ્યુનીસીપાલીટી કે લોકલ બોરડને માથે છે જેઓ નાણાંની જોગવાઇને અભાવે એ ફરજ પ્રત્યે લક્ષ આપી શકતી નથી. એ રસ્તાઓ તથા સડકોની ગેરહાજરીમાં એ ગામડાંઓમાં ઉદ્યોગ ધંધો ખીલી શકતો નથી આપણે જેને "કોટેજ ઇંડસ્ટ્રી" અર્થાત ઘેર બેઠાં કરી શકીએ એવો ઉદ્યોગ ગણીયે તેને ઉત્તેજન આપવાનો સૌથી સરસ ઉપાય આવી સડકો અને રસ્તા બનાવવાનો છે. એમ કહો કે એવી સડકોની ગેરહાજરીમાં એક ગામડીયો વીજળી કે વરાળ કે તેલથી ચાલે એવાં નાનાં એન્જીનોનો ઉપયોગ શીખે એવી આશા રાખ્યા ગણાય પણ જો એવા રસ્તા થયા પછી એવા એન્જીનો વાપરવા માંડે તો હાલ એક જણ જેટલું કામ કરી શકતો હોય તે કરતાં દસ ગણું કામ કરી શકે. જ્યાં પરગામથી માલ મંગાવવાનું અથવા જ્યાંથી માલ પરગામ મોકલવાનું અતિ ખરચાળ થઇ પડે એમ હોય ત્યાં સ્થાનિક પેદાશના ઉપરજ આધાર રાખીને આવાં નાના એન્જીનોથી ઉદ્યોગ ચલાવવાની હીંમત બેડનારે પહેલી એટલી ખાતરી કરવીજ પડે કે તેને જોઇતો કાચો માલ સ્થાનિક પેદાશમાંથી એકસરખો હંમેશ જોઇને તેટલો મળવાની આશા રાખી શકાય એમ છે? વરસાદ ઉપરજ જેનો આધાર છે એવા આપણા મુલકમાં એવી ખાતરી મળવી મુશ્કેલ ગણાવી જોઇએ. વળી કાચો માલ પોતાના ખેતરોમાં ઘતો થતો હોય તો પણ તેમાંથી બનવેલો તૈયાર માલ ખરીદવાની શક્તિ સ્થાનિક વસતીમાં હમેશાં એકસરખી હોય નહીં. વરસાદની અછતથી પાક બરોબર ન થયો હોય તે વેળા લોકોના પોતાને જોઇતો માલ ખરીદવાની શક્તી ઘણી ઓછી થઈ જાય છે. તેવે વખતે બનાવેલા માલનું શું કરવું? આ એક મુશ્કેલીઓ આવજાના સસ્તાં સાધનોથી દુર થઇ શકે અને એવાં સાધનો મોટરોથી મળી શકે તે અગાઉ રસ્તાઓ તથા સડકો મજબુત થવી જોઇએ. પરગામમાં માલના ભાવની વધઘટ થય તે વેળા તેનો લાભ લેવાની શક્તી પણ ત્યારેજ આવે કે જ્યારે માલની લાવ લઇજા મોટરોની મદદથી ઝડપથી કરી શકાય જે પ્રમાણે શાખા રેલવે બાંધનાર મુખ્ય રેલવેવાળા પાસેથી અમુક સગવડ મેળવે છે તેજ મુજબની સગવડ આવી સડકો બાંધનારાં મંડળો નજદીકમાં આવેલી રેલવે પાસેથી માગી શકે અને સડકોનો ઉપયોગ કરનાર પાસેથી લેવાતો રસ્તા વેરો એવી સડકોના ખરચ ઉપરના વ્યાજ માટે પુરતો થઇ પડવાની સામાન્ય રીતે આશા રાખી શકાય. હીંદુસ્તાનના બધા પ્રાંતોને માટે ભેગો વીચાર કરતા એ માટેનો ખરચ એક અબજ રૂપયાનો ધારવામાં આવે છે, પણ તે કરવાથી દેશના ઉદ્યોગ શક્તી એટલી વધશે કે જેનો લાભ થોડાંજ વરસમાં એ ખરચ કરવા વધી જશે.

વળી રસ્તાઓ અને સડકોનોજ વીચાર કરીને આપણે બેસી રહેવું ઘટે નહીં. ખેતીને માટે જોઇતું પાણી પુરું પાડનારી નેહેરોનો વીચાર આઘો રાખીએ તોપણ વેપાર માટે જળ માર્ગનો ગરજ નેહેરો ઘણીજ સારી રીતે પાર પાડી શકે હીંદના દરેક પ્રાંતમાં નદીઓ છે તેમાંથી પુષ્કળ પાણી ઉપયોગ વગર વહી જાય છે તેને અટકાવી તળાવો બાંધી નેહેરો મારફતે કામે લગાડાય તો તે મહાન આશીર્વાદરૂપ થઇ પડે એમાંથી વીજળીક બળ મેળવાય. ભારે વજનની પણ બગડે નહી ચીજોની લાવલઇજા રેલને બદલે મારફતે કરવાથી જે ખરચ થાય તે કરતાં જળમાર્ગે બહુજ ઓછે ખરચે કરી શકાય. ઘણીક નદીઓ એવી છે કે જેના મુખ આગળ આસપાસના જમીનો ભાગ ઉંચો ન હોવાથી રેલને લીધે ઘણું નુકશાન થાય છે વચે કેટલાક ...ગો એવા હોય છે કે જ્યા ભારે રેલના સમયમાજ પાણી ભરાય પણ અગાઉ નદી તરીકે ...ના એ ભાગમાં હાલ વરસમાં આઠ માસ સુદ્ધાં પાણી હોતું નથી અને ચોમાસામાં પણ

બહુ એકઠું થતું નથી. આ રીતે જગાએ કોઇ ઠેકાણે પાણીને અટકાવવાથી તો કોઇ જગાએ નદીને ઉંડી કરવાથી વગેરે ઉપાયોથી પ્રજાને ઘણો લાભ થઇ શકે એમાં મુદલ શક નથી. દુકાળ અટકાવવા માટેના ઉપાયો તરીકે આ કાર્યો કરવા જેવા છે. બીજા દેશોમાં નેહેરો એટલી ઉપયોગી ગણાય છે કે તેને વપરાતી રાખવા કાજે તેની સાથે હરીફાઇ કરતી રેલ્વેઓને અટકાવવામાં આવે છે અને જરમનીમાં તો લડાઇ અગાઉ ખોટ ખમીને પણ નેહેરોનો વહીવટ કરવામાં આવતો અને એ ખોટ રેલ્વેઓની આવકમાંથી વસુલ કરી લેવાતી. હીંદમાં જે પ્રમાણે રેલ્વેઓ સરકારે બાંધી છે તે પ્રમાણે નેહેરો પણ સરકાર બાંધે તો પછી હરીફાઇનો સવાલ રહે નહીં. દેશના ઉદ્યોગ તથા વેપારની ખીલવણી કાજે નેહેરો માટે ખરચ કરવામાં આવશે તો તેથી દેશને જે લાભ થશે તેમાંથી એ ખરચનો બદલો ઘણો જલદી વળી જશે. વળી એ લાભ પ્રજાના અમુક વર્ગને જ મળશે એમ કહેવાનું નથી. પ્રજાના સઘળા વર્ગ લગભગ એકસરખી રીતે એ લાભ મેળવશે જેથી કોઇ તે કાન્હે ફરયાદ કરે એવો સંભવ નથી.

જેમ સડકો ઉપર મોટર ગાડાંઓ માલની લાવલઇજા કરે તે પ્રમાણે નેહેરો માર્ગે મોટર બોટો માલની લાવલઇજા કરી શકે અને તેથી ઝડપ, સગવડ અને ખરચમાં બચાવ એ ત્રણે લાભ મળે.

---

## હીંદની કાપડ સુતરની મીલોનો સને ૧૯૧૯નો નફો.

કાપડ સુતરના ઉદ્યોગનો સને ૧૯૧૯ની સાલની સ્થિતિનું અવલોકન કરતાં જે. એ. વાડ્યાની સહીથી લખનાર જણાવે છે કે સને ૧૯૧૯ ની સાલના કાપડના ઉદ્યોગનો નફો રૂપીઆ આઠ કરોડ જેટલો થશે એવી આગાહી કરી હતી પણ હવે હું જે આંકડા રજુ કરૂં છું તે ઉપરથી જણાશે કે તે નફો મેં આગાહી કરી હતી તેના કરતા પણ વધારે સંતોષકારક છે. નફો મોટો થયો છે, મારી વહેંચણી જાહેર કરવામાં આવી છે અને એજંટોએ તે એક વરસમાં જેટલું કમીશન મેળવ્યું છે તેટલું તેમણે કદાચ છેલાં પાંચ છ વરસમાં ભાગ્યેજ મેળવ્યું હશે. સને ૧૯૧૮ માં મારી ગણત્રી મુજબ નફો રૂ ૪)૮૭ કરોડ જેટલો થયો હતો જેમાં એજંટોને કમીશનના રૂ. ૬૧)૫૦ લાખ સમાઇ જાય છે. સને ૧૯૧૯ નો નફો રૂ ૧૩)૦૯ કરોડ જેટલો છે જેમાં એજંટોને કમીશન તરીકે આપવામાં આવેલા ૩૧)૩૧ કરોડનો સમાવેશ થઇ જાય છે. રૂ. ૫)૧૭ કરોડ જેટલી રકમ એટલે કે મુળ થાપણ ઉપર ૫૦ ટકા જેટલી વેહેંચણી આપવામાં આવી છે. રૂપીઆ પાંચ કરોડ જેટલી રકમ હીસ્સેદારોને રોકડ તરીકે આપવામાં આવી હતી, જે સને ૧૯૧૭ માં રૂ ૩)૭૬ કરોડ જેટલી અને સને ૧૯૧૮ માં રૂ. ૪)૦૨ કરોડ જેટલી આવી હતી. કામદારોની સંખ્યા વેહેવારૂ રીતે આગલા વરસોના જેટલીજ હતી. ૧૯૧૯ માં સ્પીનીંગ મીલોનો નફો ૧૧૦ ટકા જેટલો થયો હતો અને વીવીંગ મીલોનો નફો ૧૧૬ ટકા જેટલો થયો હતો જ્યારે ૧૯૧૭ માં વીવીંગ મીલોનો નફો ૬૮ ટકા જેટલો થયો હતો અને વેહેંચણી ૩૪ ટકા જેટલી આપવામાં આવી હતી. સ્પીનીંગ મીલોનો નફો તે વરસમાં ૩૩ ટકા જેટલો થયો હતો અને વેહેંચણી ૧૪)૬૮ ટકા જેટલી આપવામાં આવી હતી. સને ૧૯૧૮ માં વીવીંગ મીલોએ ૪૫)૬૬ ટકા જેટલો નફો કર્યો હતો અને તેમાંથી ૨૪)૨૮ ટકા જેટલી વેહેંચણી આપી હતી. સ્પીનીંગ મીલોએ તે વરસમાં ૬)૦૫ ટકા જેટલો નફો કર્યો હતો અને ૮)૩૯ ટકા જેટલી વેહેંચણી આપી હતી. તે ઉપરથી જણાય છે કે તે મીલોને પોતાની

---

રીઝર્વ રકમોમાંથી ઉપાડ કરવો પડયો હતો. સને ૧૯૧૯ માં સ્પીનીંગ અને વીવીંગ બને મીલોએ સારી પ્રગતી કરી હતી પણ સ્પીનીગ મીલોની પ્રગતી ફકત જોવા લાયકની હતી. છ ટકાના નફા ઉપરથી વધીને તેમણે ૧૧૦ ટકા જેટલો નફો કર્યો હતો. ગયે વરસે આપણે ઉછીકી લીધેલી થાપણ માટે વ્યાજના રૂપમા રૂ. ૧)૧૯ કરોડ જેટલી રકમ તથા વીમા માટે રૂ ૨૪ લાખ જેટલી રકમ ખરાચ કરી હતી.

છેલાં વરસોમાં આખાં હીંદમાં રૂની ખપત સ્થીર થયેલી જણાય છે અને તેનું કારણ લડાઇને લીધે કાપડનો મીલોના કામમા વધારો નહીં થવાને તેમજ ટુંકી મુદતને આભારી છે સન ૧૯૧૪ મા રૂની ખપત ૨૧૪૩ લાખ ગાંસડી જેટલી થઇ હતી. ગઇ તા૦ ૩૧ મી ઓગસ્ટ ૧૯૧૯ ને દીને પુરાં થયલા વરસ દરમીઆન તેની ખપત ૨૮૨૪ લાખ ગાસડી જેટલી થઇ હતી. મુબઇમા સને ૧૯૧૪ માં તેની ખપત ૧૦)૭૮ લાખ ગાસડી જેટલી અને ૧૯૧૯ મા ૧૦ લાખ ગાસડી જેટલી થઇ હતી. તા૦ ૧ લી જાનેવારીથી ૩૧ મી ડીસેંબર ૧૯૧૮ સુધીમા હીંદમાં બનાવવામાં આવેલું કાપડ ૧૪૪ કરોડ વાર જેટલું અથવા તો ૩૪)૮૫ કરોડ રતલ જેટલું હતું અને સુતર ૬૨,૪૬ કરોડ રતલ જેટલું હતુ. અને ૧૯૧૯ મા તેટલીજ મુદત દરમીઆન ૧૬૮ કરોડ વાર જેટલું અથવા ૩૯)૬૬ કરોડ રતલ જેટલું કાપડ બનાવવામાં આવ્યું હતું અને ૬૫ કરોડ રતલ જેટલું સુતર બનાવવમા આવ્યું હતું.

આ ઉદ્યોગને હાલ તો નફો મોટો છે અને હાલ સારી રીતે ટકી રહયો છે તોપણ હું તેમા ધીમે ધીમે મંદી થવાની વકી રાખુ છુ આપણે હાલમા નફાની ટોચ ઉપર પુગ્યા છીએ ‘છીએ. નવા સાંચા કામ માટે મોટી વરદીઓ આપવામાં આવી છે અને તેની હાલમા ધીમે ધીમે ડીલીવરીઓ આપવામાં આવે છે પણ લેન્કેશીરમા વેપાર મંદ પડવાની સાથે સાંચાકામવાળાઓ પોતાનું ધ્યાન હીંદી બજારોને પોતાનો માલ પુરો પાડવા તરફ આપશે. સાંચા કામને લગતીવરદીઓ અમેરીકા અને જરમની તરફ મોકલવામાં આવે છે. ઉંચાં હુંડીઆમણથી હાલ તે ઉદ્યોગને લાભ થયો છે તેને લીધે રૂ ઉપર કુત્રીમ મંદી આવી છે અને આ આડકતરી રીતે મીલો મોટો નફો મેળવવાને શકતીવાન થઇ છે. પણ નજદીકના ભવીષ્યમાં કાપડ અને સુતરના ભાવો નીચા જવાજ જોઇએ અને તેની અસર સેના શેરો ઉપર થશે, રૂપીઆનો બે શીલીંગ જેટલો ભાવ રાખવાથી હીંદમા કાચી જણસો પેદા કરનારાઓ ઉપર ખરાબ અસર થશે. "કારણ કે તેથી અગાઉ જે ચીજની નીકાસ માટે તેને રૂ. ૧૫ મળતા તેને બદલે હવે તેને રૂ. ૧૦ મળશે. મજકુર લખનાર છેવટે જણાવે છે કે આ વરસ હીંદના જુદા જુદા ભાગો ખાતે ચોમાસું ખામી ભરેલુ નીવડયુ છે અને અછતનો દરેક ભય રહે છે. તેથી આપણી ચલણને લગની તેમજ નાણાને લગતી મુશકેલીમાં વધારો થશે. સરકાર પોતે ૬ અને ૬॥ ટકાની ઇનકમટેક્ષથી મોકલી લોન કહાડીને નાણાં ઉછીકાં લે છે ગયે વરસે ઘણા લોકોને પાચ ટકાની લોન ખરીદવાથી ફટકો ખમવો પડયો હતો. તે લોન રૂ ૯૫ ને ભાવે કહાડવામા આવી હતી પણ હાલ તે રૂ. ૮૨ ની કીમતે પણ વેચી શકાતી નથી. વળી સખ્યાબધ નવી કપનીઓ મોટી થાપણોથી ઉભી થઇ છે જેમાંની ઘણીખરી ચાર પાંચ વરસ સુધી પોતાનું કામકાજ શરૂ કરી શકશે નહીં, જ્યારે લોકોને પોતાની જરૂરીયાતો માટે નણા શોધવાની જરૂર પડશે અને પોતાની થાપણ ઉપર વરસો સુધી વ્યાજ મેળવ્યા વગર બેસી રહેવું પડશે તેથી ભવિષ્ય માટે હું બહુ સારો વીચાર બાંધી શકતો નથી. થોડાક માસ પછી ખરી સ્થિતિ પોતાની મેળે માલમ પડી આવશે અને જો હાલની સ્થિતિ એવીને એવીજ સ્થીર રહેશે તો મને આનંદાશ્ચર્ય થશે.

# કેનેડા સાથે હીંદનો વેપાર

"કેનેડા" નામના પત્રના તા૦ ૮ મી આગસ્ટના અંકમાં હીંદ સાથેના વેપાર વીશે નીચે પ્રમાણે વિવેચન કરવામાં આવ્યું છે:—

હીંદુસ્તાન સાથે સીધો વેપારી સંબંધ હાલમાં શરૂ કરવામાં આવ્યો છે તે બીના વેપારના ઇતિહાસમાં નવુંજ પ્રકરણ ખોલશે. એ શરૂઆત મોટીલથી પનામાની નેહરને માર્ગે કેનેડાની સરકારની સ્ટીમરને હીંદુસ્તાન મોકલીને કરવામાં આવી હતી અને તે પછી જેમ જેમ માલની લાવલઇજા કરનારી સ્ટીમરો સરકારને મળતી ગઇ તેમ નીયમીત રીતે સ્ટીમરો હીંદુસ્તાન જાય એવી ગોઠવણ કરવામા આવી. કેનેડા સાથે હીંદનો વેપાર કેવી રીતનો છે તે સમજવુંજ એવો સીધો સંબંધ બાંધ્યા વગર મુશ્કેલ હતું. અગાઉ હીંદથી જે માલ આવતો તે ગ્લાસગો, લીવરપુલ, હોંગકોંગ કે બોસ્ટનનાં બંદરે મોકલવામા આવતો અને પછી ત્યાંથી કેનેડામા આયાત થતો. એથી વેપારમાં ઘણાં વીઘ્નો નડતાં અને લડાઇ દરમ્યાન લશ્કરને માટેના સામાનની તથા બીજી જરૂરીયાતની ચીજો આયાત કરવાનું વધ રે આવશ્યક થઇ પડયું તો પણ તે વેપાર માટે કાંઇ ગોઠવણ કરવાનું બની શકયુ નહીં. તે અગાઉએ વેપાર માત્ર નામનો હતો કારણ કે સ્ટીમરોનું નુર એટલું ભારે પડતું કે વેપાર કરવાનું બને નહીં. પનામાની નેહરને માર્ગે સીધી હીંદુસ્તાન સુધી સ્ટીમર આવજા કરે એવી ગોઠવણથી કેટલીક રીતે મુશ્કેલી ઘટી છે. હીંદુસ્તાનમાં સાત કરોડ પાઉંડની કીમતનો બ્રીટીશ માલ આયાત થાય છે પણ તેમાં કેનેડાનો માલ ભાગ્યેજ હોય છે. હીંદમાં જે સીતેર હજાર માણસ જેટલું બ્રીટીશ લશ્કર રહે છે તેને માટે ખાવાની ચીજો કેનેડાથી મંગાવવામા આવે છે જેમાં કન્ડેન્સ્ડ મીલ્ક, બીસ્કીટ, ચીઝ વગેરે હોય છે. લડાઇ અગાઉ આવી ચીજો ઇંગ્લંડથી પણ હીંદુસ્તાન ખાતે જતી અને અમેરીકાથી પણ થોડીક વખણાતી ચીજો મોકલવામા આવતી હતી પણ સબમરીનોને લીધે યુનેસ્ટને સ્ટીમરો મોકલવાનું જોખમભરેલું અને ખરચાળુ થઇ પડયું ત્યારે એવો માલ આસ્ટ્રેલીયાથી મંગાવવાનું હીંદુસ્તાને શરૂ કર્યું. તે વેળા ઇંગ્લંડથી પણ બીસ્કીટ વગેરે માલ મળતો બંધ થઇ જવાથી માત્ર આસ્ટ્રેલીયાથીજ એવો માલ હીંદુસ્તાનમા જવા લાગ્યો. અમેરીકન માલ માટે પણ માગણી સારી હતી. કેનેડાએ એ વેપારમા ભાગ પાડવાનો પ્રયત્ન કરવો ઘટે છે હીંદુસ્તાનમા યુરોપીયનો જે વસ્તુઓ ભોજન માટે વાપરે છે તેમાં હીંદુસ્તાનના માલ ઉપર આધાર રાખવો પડતો હોય ત્યાં જરૂર હોય તોજ તેનો ઉપયોગ કરે છે. માંસ, તાજી શાકભાજી, ફળફળાદી, માખણ અને દુધ સીવાયની ચીજો બહારથીજ મંગાવે છે. માખણ પણ કેટલીક વાર બહારથી આયાત કરે છે અને કન્ડેન્સ્ડ મીલ્ક મોટા જથામાં વાર્ષીક આયાત કરવામાં આવે છે. સ્વાદીષ્ટ ચીજો તેઓ પરદેશથી મંગાવે છે. કપડાં સ્થાનીક પેદાશનાં વાપરે છે પણ હવે તો હીંદમા મેન્ચેસ્ટર ઉપરાંત જાપાન અને અમેરીકાનો માલ પણ આયાત થવા લાગ્યો છે. જોડા માટે ચામડા કેળવવાના કારખાના વધતાં જાય છે પણ તે છતા હીંદી લોકો માટે સસ્તા પ્રકારનાં અને યુરોપીયનો માટે વધારે સારી જાતના ચામડાનાં બુટ હજી હીંદમા આયાત થાય છે. દવાઓ અને પેટંટ લેવામા આવ્યાં હોય એવા ઓષધો માટે ઘણીજ માગણી રહે છે અને એમાં અમેરીકા ખાતેથી ઘણો માલ હીંદ ખાતે જાય છે કેનેડાએ એ વેપારમા ભાગ પાડવો જોઇએ. હાર્ડવેર અને સ્ટીલની બનાવટોની આયાત હીંદમાં ઘણી થાય છે પણ લડાઇ દરમ્યાન એવી ઘણી ચીજો પોતના દેશમાજ બનાવી લેવાનું હીંદીઓ શીખ્યા છે તેથી એ આગતમાં

ધી બોમ્બે ટાઇમ્સ માટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

સ્થિતી બદલાયલી ગણાય છેલા થોડા વખત દરમ્યાન કેટલીક એન્જીનીયરીંગ પેઢીઓ ત્યાં સ્થપાઈ છે અને કેટલીક બ્રિટીશ પેઢીઓએ પોતાની શાખાઓ હીંદમા કાઢી છે પણ એ દેશ વીશાળ છે અને હાર્ડવેર, મશીનરી, રેલ્વેકાર વગેરે માલની આયાત ત્યા ઘણી વધી શકે તેમ છે મોટરકારની આયાત છેલા કેટલાક માસ દરમ્યાન ઘણી વધી છે પણ તેમા અમેરીકન કાર પણ દેખાવા લાગી છે અને કેનેડામા બનતી ફોર્ડ કાર પણ હીંદમા હવે વપરાવા માંડી છે ઇંગ્લંડના માલ બનાવનારાઓ નીકાશ કરવા માટે જો વધારે ખંતીલા હોત તો એમ ન બનત પણ હવે કેનેડાને લાગ મળ્યો છે

હીંદમા પેપર મીલ ઘણી નથી ત્યા જોઇએ તેટલા કાગળ હીંદની મીલોમા બનતા નથી. પણ કાગળો તથા ફાઇલોનો ઉપયોગ ઘણોજ છે. હિંદના લોકો પોસ્ટ કાર્ડનો ઉપયોગ બહુ કરે છે અને એક પૈસામા ઘણે દુર સુધી કાર્ડ મોકલી શકાય છે લગભગ ૧૬૨ લાખ પાઉંડની આયાત કાગળો વગેરેની થાય છે તેમા કેનેડા હજી સુધી ભાગ પાડતુ નથી.

એ સીવાય કઈ કઇ ચીજ હીંદમા આયાત થાય છે તેની યાદી આપી એ દરેક ચીજ વીશે વીવેચન કરવાનુ અહીં બને તેમ નથી પણ રંગ, રોગાન તથા રંગવાનો સામાન અને બેલ્ટીંગ, રબરની ચીજો, મોટરો માટેના પૈડા, ઇલેક્ટ્રીસીટી માટેનો સામાન, કાચકામ વગેરેનો ઘણો વેપાર અમેરીકાએ જમાવી દીધો છે લડાઇ અગાઉ જે વેપાર જરમની તથા ઓસ્ટ્રીયા સાથે ચાલતો હતો તેનો મોટો ભાગ અમેરીકા તથા જાપાનને હાથ ગયો છે અને તેમના પ્રતીનીધીઓ હીંદના મુખ્ય શહેરોમા નજરે પડે છે જ્યારે કેનેડાના વેપારી ભાગ્યેજ હીંદમા દેખાય છે કેપ્ટન રોબર્ટ ડોલરે ચીન જાપાનના વેપાર વીશે કેનેડીયન મેન્યુફેકચરર્સ એસોએશન સન્મુખ આપેલા ભાષણમા જણાવ્યુ હતુ કે હીંદુસ્તાનથી વાન્કુવર ખાતે આવેલા માલનો મોટો ભાગ યુનાઇટેડ સ્ટેટસ ખાતે જાય છે અને ત્યાથી તૈયાર માલ બનીને પછી કેનેડામા આવે છે એ કાચો માલ કેનેડાએ હીંદથી બારોબાર આયાત કરવો જોઇએ અને તેમાથી કારખાનામા માલ બનાવવાનુ કામ કેનેડામા થવુ જોઇએ યુનાઇટેડ સ્ટેટસના વેપારીઓની દરમ્યાનગીરી એમાથી દુર કરવી જોઇએ ઘેટાના ચામડાની બાબત ઉદાહરણ તરીકે રજુ કરી શકાશે એની નીકાશ ઉપર હીંદુસ્તાને પંદર ટકાની જકાત નાખી છે પણ તેમાથી જે ચામડા બ્રીટીશ સામ્રાજ્યમા જાય તેની ઉપરની જકાત ઘટાડીને દસ ટકા જેટલીજ નાખવામાં આવી છે એ નીકાશનો ૭૦ ટકા જેટલો ભાગ યુનાઇટેડ સ્ટેટસમા જાય છે હવે એ માલ હીંદુસ્તાનથી કેનેડા મારફતે આયાત કરવાની ગોઠવણ યુનાઇટેડ સ્ટેટસના વેપારીઓ માગે છે. કેનેડાના જે લોકો એ ચામડાનો ઉપયોગ કરતા હોય તેમણે હીંદુસ્તાનથી સીધો વેન્કુવર ખાતે એ માલ આયાત કરવો જોઇએ અને પછી તે વાપરનારાઓમા વહેંચી આપવાનુ કામ પણ તેમણેજ કરવુ જોઇએ તેમ થાય તોજ જકાતમા રાખેલા તફાવતનો લાભ બ્રીટીશ સામ્રાજ્યને મળી શકે. જો યુનાઇટેડ સ્ટેટસ ખાતે એ ચામડા જાય અને પછી ત્યાથી કેનેડા ખાતે લાવવામા આવે તોપણ તેનો લાભ મેળવી ન શકે તેજ પ્રમાણે ચા, જુટ, રૂ, લાકડા, ચોખા, રબર, ચામડા રંગવાની ચીજો, અને લોયસીંગ હાલ યુનાઇટેડ સ્ટેટસને માર્ગે લવાયમા આવે છે તેને બદલે હીંદુસ્તાનથી બારોબાર આયાત કરવાનુ વધારે સહેલુ અને સસ્તુ પડે પણ આ બધુ કહ્યા પછી હવે એક વાત કહેવી પડશે અને તે એજ કે કેનેડા તથા હીંદુસ્તાન વચેનો વેપાર ખીલવવો હોય તો ઇમ્પીરીયલ પ્રેફરન્સની ગોઠવણ જોઇએ જો તેવી ગોઠવણ થાય તો પછી બાકીનું કામ સહેલુ છે એવી ગોઠવણ સ્વીકારવાને તૈયાર થતા ઇગ્લંડ જેટલી વાર લાગે તેટલી હીંદુસ્તાન નહીં લગાડે

---

# ચોખાના વેપાર ઉપરનો કન્ટ્રોલ.

ઇંગ્લંડમાં પ્રગટ થતું લોઈડસ લીસ્ટ નામનું પત્ર તા. ૯–૮–૧૦ ના અંકમાં આ ઠાઠમાં એક લેખ પ્રગટ કરે છે જેમાં નીચે પ્રમાણે વીવેચન કરવામાં આવ્યું છે:—

ગયા ફેબ્રુઆરી તથા માર્ચ માસ દરમ્યાન ઘઉં વીશેનાં રોયલ કમીશને એમ જણાવ્યું હતું કે ચોખાની પેદાશ આ વેળા બહુ ઓછી છે અને તેથી તેની જે આયાત ઇંગ્લાંડમાં થાય તે માટે મોંઘા ભાવ આપવા પડશે. આ વીશે મી. એ. એમ. સેમ્યુઅલે હીંદી પ્રધાનને, નીચે પ્રમાણે કેટલાક સવાલ પુછેયા હતા:—એ હકીકત બાબતની જોખમદારી હીંદી સરકાર સ્વીકારી છે કે કેમ? રોયલ કમીશને જે પચાસ હજાર ટન ફાઝલ પાડી શકાય એમ છે એવું ઠરાવ્યું હતું તેને માટે શા ભાવ ઉપજ્યા હતા? એ પ્રમાણે જણાવવામાં આવ્યા પછી માલનો મોટો જથો એમના કરતાં ટન દીઠ વીસથી ત્રીસ પાઉંડ જેટલો ઓછે ભાવે બીજા કોઇને હીંદી સરકારે અથવા ત્યાંના વેપારીઓએ વેચ્યો છે કે! હીંદી પ્રધાને જવાબ આપતાં જણાવ્યું કે ગયા ફેબ્રુઆરી માસની શરૂઆતમાં હીંદી સરકારે જાહેર કર્યું હતું કે હાલ જે સ્થીતી લાગે છે તે જોતાં ૧૯૨૦ ના વરસમાં પચાસ હજાર ટન ઇંગ્લંડને આપવાનું ઠર્યું છે તે કરતાં વધારે જથો ફાજલ પાડી શકાશે નહીં. એવો શક રહે છે પણ જો સ્થીતી વધારે સારી હશે તો ઘઉંના પાકની કાપણીનો વખત પાસે આવશે ત્યારે ખબર પડશે. એ પ્રમાણે જાહેર કર્યા પછી એક મહીને ફરીથી ચાડસટે બહાર પાડયો તેમાં નીકાશ માટે કેટલો જથો ફાજલ પાડી શકાય તેમ છે તે દર્શાવતી વેળા ઇંગ્લંડ માટે પચાસ હજાર ટન ગણેલા હતા, જ્યારે યુરોપના બીજા દેશો માટે કાંઇ પણ ગણેલું નહીં હતું. રોયલ કમીશને જે જાહેર કર્યું તે પણ આ ખબરને આધારેજ હતું. ભાવને બાબતમાં રંગુનના બંદરેથી ચોખા સ્ટીમર ઉપર ચઢે તે વેળા દર હંડ્રેડવેટ દીઠ સતર રૂપ્યા પ્રમાણે આપવાની ગોઠવણ રોયલ કમીશને કરી હતી. એ તારાની નીશાનીથી ઓળખાતી જાત માં એ ભાવ હતો અને તે પછી જે સોદા થાય તે માટે પણ એજ ધોરણે ભાવ ઠરાવવાનું રાખ્યું હતું પણ સ્ટીમરોનું નુર, હુંડીના ભાવ વગેરેમાં જે પ્રમાણે ફેરફાર થાય તે પ્રમાણે એમાં પણ ફેરફાર કરવાની ગોઠવણ હતી. ભાંગી ગયેલા ચોખા હંડ્રેડવેટ દીઠ બેથી પાંચ શીલીંગ જેટલો ઓછે ભાવે આપવાના હતા. એ ભાવમાં સ્ટીમરનું નુર વગેરે ખર્ચ ઉમેરીયે તો ઇંગ્લંડમાં તેનો ભાવ દર ટન દીઠ ૪૯ થી ૬૧ પાઉંડ થવા જાય. જ્યારે ભાંગેલા ચોખા માટે ૪૪ થી ૫૫ પાઉંડ પડે. એ જાહેર કર્યા પછી નીકાશ કરી શકાય એવો જથો ઘણો વધારે ફાજલ પાડી શકાયો કારણ કે હીંદમાંથી તેને માટેની માગણી ધારેલી હતી તે કરતાં ઓછી આવી. આથી હીંદી સરકારે ત્રીસ હજાર ટન યુરોપ ખાતે નીકાશ કર્યો જેમાં ભાંગેલા ચોખાનો ૩૩૫૦ ટન જેટલો જથો હતો. એમાંથી બાર હજાર ટન જેટલો જથો રોયલ કમીશને કરેલાં વેચાણ પછી વેચવામાં આવ્યો હતો અને તે માટેના ભાવ પણ લગભગ સરખાજ હતા. જે રહેજસાજ તફાવત હતો તે માલની જાતના પ્રમાણમાં હતો. તે પછી બાકીનો જથો વેચાયો તે માટે ૪૮ થી ૫૦ પાઉંડનો ભાવ આખા ચોખા માટે ઉપજ્યો જ્યારે ભાંગેલા ચોખા માટે ઉપજેલો ભાવ ૩૨ા થી ૩૭ા પાઉંડ જેટલો હતો. રોયલ કમીશને પહેલી ખરીદી કરી તેમાં અને યુરોપમાં છેલો જથો વેચ્યો તે દરમ્યાન હુંડીના ભાવમાં ત્રીસ ટકાનો ઘટાડો થયો હતો. હું સમજું છું ત્યાં સુધી રોયલ કમીશને ફેબ્રુઆરીમાં ૫૬૦ ટન ચોખા

૬૨ પાઉંડને ભાવે વેચ્યા તે શીવાય ૪૮॥ પાઉંડ કરતાં વધારે ભાવ લીધો નથી. યુરોપમાં વેપારીઓએ માલ મોકલ્યો નથી. હીંદી સરકાર આ કંટ્રોલની બાબદમાં શા ધોરણે વર્તે તે બાબે થોડુંક વીવેચન કરવું અહીં ઠીક થઈ પડશે. એમનો હેતુ એવો હતો કે હીંદમાં ભાવ સાધારણ રહે અને તેમાંથી જે નફો મળે તેનો મોટો ભાગ બરમાને લોકોને મળે. ઈંગલંડમાં કોલસા ઉપરના અંકુશમાં જેમ લાભ બ્રીટીશ પ્રજાને થાય એવી ગણતરીથી કામ લેવામાં આવે છે તેજ પ્રમાણેની આ વ્યવસ્થા બરમાના લોકોના લાભમાટે ધારેલી હતી. ત્યાંથી માલ નીકાશ કરવાનું કામ ત્યાંના વેપારીઓ સરકારને હીસાબે કમીશનથી કરતા. જે જે દેશો તરફથી ખરીદી થતી તેમને માટે વખતો વખત હીંદી સરકાર અડસટ બહાર પાડી જણાવતી કે કેટલો માલ ફાજલ પાડી શકાશે અને પછી એ અડસટેલી શીલકમાંથી કેટલો ભાગ કયા દેશને આપવો તે સરકાર નક્કી કરતી. એ અડસટામાં તથા જુદા જુદા દેશને આપવાના માલના જથામાં વખતો વખત ફેરફાર થતો રહે એ અટકાવવાનો કંઈ ઈલાજ નથી. ખરીદનારે તેટલા માટે ખરીદી કરવી કે નેમ કરવાનું ઢીલમાં રાખવું તે બાબતમાં પોતાની અક્કલે કામ લેવું જોઈએ. યુનાઈટેડ કીંગ્ડમમાં કંટ્રોલને પરીણામે માલ વાપરનારને ખરચમાં ઉગારો થયો છે અને બરમાના ચોખા માટેનો છુટક ભાવ બીજા દેશોના કરતાં ઈંગ્લંડમાં ઓછો રહ્યો છે પણ હીંદી સરકારે તો પોતાની ફરજ બરમાના ખેડુતો તરફ નજર રાખીને બજાવવાની હતી કારણ કે એ પાક સરકાર તેમને હીસાબે વેચતી હતી. મોસમની શરૂઆતમાં બજારની જે સ્થીતી હતી તેનો લાભ લેવામાં તેણે પોતાની ફરજ બજાવવા કરતાં કાંઈજ વધારે કર્યું નથી. જથા બંધ માલ માટેના ભાવમાં પાછળથી ઘટાડો થયો તેનું કારણ એ કે સેગોનથી નહીં ધારેલો જથો વેચવાને માટે ફાજલ પડ્યો અને હુંડીના ભાવ ઘટી ગયા. આ બે કારણથી ખરો ઘટાડો થયો છે. બરમાથી નીકાશ વધારે થવાની અસર આ બે કારણો કરતાં વધારે નથી.

---

## ન્હાના ઉદ્યોગો.

ઈન્ડીયન ઈંડસ્ટ્રીયલ કોન્ફરન્સની છેલ્લી બેઠક વેળા મી. જે. એન ગેનરજીએ આ વીષય ઉપરનો એક નીબંધ મોકલ્યો હતો જેમાં તેમણે જણાવ્યું હતું કે પ્રાથમીક શાળાઓમાં ઉદ્યોગો વીશેનું કાંઈ શિક્ષણ આપી શકાય એમ છે કે નહીં અને હોય તો કયા પ્રકારનું છે તે વીચારવા જેવો પ્રશ્ન છે. મને લાગે છે કે ઉમર બાર વર્ષ કરતાં વધારે હોય એવા વીદ્યાર્થીઓને આ શીક્ષણ આપી શકાય એ જ્ઞાન તે વેળા તો સાદા રૂપમાંજ હોય પણ પાછળથી ધંધાને લગતું ખાસ શીક્ષણ આપી શકાય અને તે માટે તેમનામાં શોખ અને ઈચ્છા થાય એવું કરી શકીયે. ઈંગ્લંડમાં અને તે કરતાં પણ વધારે તો યુરોપના બીજા દેશોમાં એ જ્ઞાનનો શોખ પેદા કરવામાં આવે છે. કોઈ ખાનદાન વર્ગના યુરોપીઅન સાથે પરીચયમાં આવવાનો જેમને પ્રસંગ પ્રાપ્ત થયો હશે તેઓ કહી શકશે કે એઓ સામાન્ય પ્રકારના સાહિત્યના જ્ઞાનમાં સારા હોવા ઉપરાંત કોઈપણ પ્રકારનો હુન્નર જાણતા હોય છે. એ હુનરથી મળતા બીજા લાભ ઉપરાંત એક લાભ એ થાય છે કે તેથી કામ કરવાનું મળે છે અને તેથી શારીરીક કસરત થાય છે. સરકારી નોકરીમાં દરેક ખાતામાં એવા માણસ મળશે. ઈંગલંડમાં વીદ્યાર્થીઓનું ધ્યાન બાળપણથી જ હુન્નર ઉદ્યોગ તરફ ખેંચવામાં આવે છે.. અંગ્રેજી રોયલ રીડર નંબર પહેલાંમાંજ એક

પાઠ છે કે એક બાળકને ઇનામ તરીકે કોદાળી અને બીયાં આપવામાં આવે છે અને તેવડે જમીન તયાર કરી એ બીયાં રોપી તેમાંથી ફૂલના રોપા ઉગાડવામાં તે ફતેહમંદ થાય છે. વળી છોકરીયે પોતાની ઢીંગલીઓનાં કપડાં ધુએ છે એમ પણ એક પાઠમાં છે. જો કોઇ માણસ રમકડાંની દુકાનમ જાય તો ત્યાં નાના રેંટીયા અને એવીજ બીજી ચીજો જોવામાં આવ્યા વગર ન રહે. વળી ઓજાર વીગેરેની પેટી પણ મળે છે અને નાનાં છોકરાં એવાં ઓજાર કેવી રીતે વાપરી શકે એમાં બતાવેલું હોય છે. એવી રીતે કીંડરગાર્ટન રૂઢીના શીક્ષણમાં પણ જુદી જુદી રીતે ઉદ્યોગોને લગતું વહેવારૂ જ્ઞાન અપાય છે. હવે આપણે શું કરવું તે તપાસીએ. મને તો લાગે છે કે કોઇપણ ઉદ્યોગને લગતું જ્ઞાન સારીરીતે આપવું હોય તો ચીત્ર કળાનું શીક્ષણ અપાવુંજ જોઇએ, એજ પ્રમાણે મીકેનીક્સ અર્થાત યંત્રશાસ્ત્ર અને કેમીસ્ટ્રી—રસાયણ શાસ્ત્રનું પણ થોડું ઘણું જ્ઞાન આપવું જરૂરનું છે. તે પછી વાંસ અને તારનું કામ શીખવવું ઘણું સહેલું છે અને શરૂ કરવા લાયક છે. કેટલાંક વરસો ઉપર મેં મુંબઈ ગેઝેટમાં વાંચ્યું હતું કે જાપાનમાં વીદ્યાર્થીઓને પ્રાથમીક શાળામાં ઉદ્યોગો શીખવાય છે. આપણે બજારમાં ચીન તથા જાપાનના લોકોએ બનાવેલી ઘણી ચીજો જોઇ શકીયે છીયે. તેમાંથી કેટલીક વાંસની હોય છે. હીંદમાં બનેલી ચીજોને બદલે એવી ચીજો કેટલીકવાર વપરાય છે. આપણે એ ચીજોને બદલે હીંદમાં બનેલી એવીજ ચીજો વાપરી શકીયે. આપણા દીવાનખાનાની શોભા માટેના કીમતી ચીજોને બદલે આવી ઉપયોગી સસ્તી વાંસની ચીજો વાપરવાનું ગરીબ અને મધ્યમ સ્થીતના લોકો માટે ઘણું સારૂં પડે. જેમ બને તેમ ઓછે ખરચે ગરીબ લોકોની સગવડ વધારવી એ પણ એક જાતનો સુધારો આપણા સુધારકોએ ધ્યાનમાં લેવા જેવો છે. વાંસમાંથી બનતી ચીજોમાં કેટલીક એવી છે કે એક મોટી તીક્ષ્ણ છરી વડે સાધારણ બુદ્ધીનો કોઇપણ માણસ અથવા છોકરો એ બનાવી શકે. કોઇને કદાચ વધારે વાર લાગે કે સહેજ તાલીમની જરૂર રહે. કેટલીક ચીજો બીજાને બનાવતાં દેખીનેજ નવો શીખાઉ પોતે બનાવી શકે કોઇવાર એક બેવાર પ્રયત્ન કર્યા પછી એ આવડે. જેને આવા ઉદ્યોગની શરૂઆત કરવાની ઇચ્છા હોય તેને આવી ઘણી ચીજો અહીં અથવા પરદેશમાં બનેલી નજરે પડશે કે જેને નમુના તરીકે રાખી લઇ એવીજ બીજી વસ્તુઓ બનાવવાનું લાભકારક થઇ પડે. ઉત્તર હીંદુસ્તાનમાં તો આવી કેટલીક ચીજો બનાવાય છે પણ ખરી. વાંસમાંથી બનેલી આવી થોડીક વસ્તુઓનાં નામ હું ગણાવીશ. છબીઓ અથવા આરીસાને જડવા માટેનાં ચોકઠાં, પંખા, ખુરશીઓ, ઇઝીચેર, કપડાં ટોપી વગેરે માટેના ઘોડા, પરદા, ઘડીયાળ મુકવા માટેનાં સ્ટેન્ડ, નકશા કાગળો એકઠા કરવામાટેની ટોપલીઓ, ચોપડીઓ વગેરે મુકવા માટેની ટેબલ, ફુલ વગેરે મુકવા માટેની ખાસ શોભાની ટોપલીઓ, અને ચીનાઇ તથા જાપાનીઝ માલ વેચવાની દુકાનોમાં દેખાતી એવી ઘણીક ચીજો. તારની બનાવટ પણ એવી ઘણા પ્રકારની થઇ શકે છે. જે ચીપીયા અને કાતર સોની તથા લુહાર લોકો વાપરે છે તે તારમાંથી બનાવી શકાય. સ્ટેશનરી મુકવા માટે ટોપલીઓ તથા સ્ટેન્ડ વગેરે પણ તારમાંથી બને છે. સુતાર બનાવે એવી ચીજો કોઇપણ ધંધામાં પરોવાયેલો માણસ પોતાની ફુરસદને સમયે પોતાના ઘરમાં બનાવી શકે. પ્રાસ બનાવવાનું કામ પણ સહેલું છે એટલુંજ નહીં પણ એ કામ જો કરકસરથી થાય તો નફાકારક હોય છે. એમાં ગોળ કરવત, નાનું વાળેલું કરવત અને કાણાં પાડવાની માટેનો ડ્રીલ, તથા સુતારનાં સામાન્ય ઓજારોનું કામ પડે છે. નાનાં વસ્તુઓનું કામ ઘરમાં ઘણી સહેલાઇથી થાય એવું છે અને તેથી માણસને કોઇને માટે કરવાનું કામ

---

જેમ મળી આવે તેમ એ ચીજો પોતાને માટે પણ કામ લાગે એવી છે. વળી વણવાનો હુન્નર શીખવવા માટેનું જાણે એ પહેલું પગથીયું છે. ચાંદીનું, નીકલનું, ત્રાંબાનું કે સોનાનું ઢોળ ચઢાવવાનું કામ માટી કામથી બનાવેલી બેટરીના મદદથી થઈ શકે. એવી બેટરી સાધારણ કુંભાર બનાવે; આ કામમાં જોઈતી રસાયણી ચીજો હોય તો ઘરમાં એ કામ કરવામાં કાંઇ મુશ્કેલી નથી. શીપના બટન બનાવવાનું કામ પણ ઘરમા થાય એવું છે. વળી નાળીયેરની કાચલી કે લાકડાંમાં પણ બટન બનાવાય છે. એ કામ હાથે પણ કરી શકાય છે અને જો ઇચ્છા હોય તો તેને માટે નાના સંચા પણ હોય છે. શોલાની ડાબડીઓ અથવા ડાબડાઓ લાકડાંમાંથી બને છે અને તે બદલે હાથીદાંત, ચામડું, કાપડ, વગરે ચીજો પણ વાપરી શકાય છે. એ ચીજો ઉપર સ્પીરીટનો ઉપયોગ અમુક રીતે કરી નાના સંચાની મદદથી એ ડાબડા બનાવાય છે. એ ઘણા વરસો સુધી બગડતા નથી કાપડની ઉપર છાપવાનું કામ ઘરમાં ઘણી સહેલાઇથી કરી શકાય અને તેથી હાથ સ્થીર થાય તથા આંખને સંભાળથી કામ કરવાની ટેવ પડે. ઘરનાં માણસોનાં કપડાં, રૂમાલ, ટેબલ ઉપર પાથરવાના રૂમાલ, વગેરે ચીજો આવી રીતે ઘેર બનાવી શકાય. બત્તી માટેની વાટ, પેન-હોલ્ડર વગેરે ચીજો ઘરમા બનાવવા માટેના સંચા આવે છે તેમાં ઘણો ખરચ કરવો પડતો નથી. વીદ્યાર્થીઓને આવા બાબદનું જ્ઞાન શાળાના કલાકો દરમ્યાન જે થોડો વખત છુટી આપવામા આવે છે તે સમયમા આપી શકાય. એ શીવાય જો જરૂર લાગે તો શનીવારે ત્રણ કલાક અને રવીવારે ચાર કે પાંચ કલાક આ કામ માટે કહાડી શકાય. આ બાબદો શીખવવી સહેલ છે. મેન્યુઅલ ટ્રેનીંગ કલાસીસ વડોદરામાં છે અને જે વીદ્યાર્થીઓ તેમાં શીખવા જાય છે તેમને ઇતીહાસ તથા ભુગોળ શીખવાની ફરજમાંથી મુકત રાખવામાં આવે છે. હાલ તો ત્યાં આવા વર્ગો ગુજરાતી અને મરાઠી શાળાઓમાજ છે.

---

## કો-ઓપરેટીવ અથવા સહકારી સંસ્થાઓની પ્રગતી.

રાજશાહી કોલેજના ઇકોનોમીક્સ અર્થાત અર્થ શાસ્ત્રના પ્રોફેસર કાશીનાથ ભટાચાર્યે આ વીષય ઉપરનો એક લેખ છેલી ઇંડીયન ઇંડસ્ટ્રીયલ કોન્ફરન્સ ઉપર મોકલ્યો હતો જેમાં તેમણે જણાવ્યું હતું કે હીંદુસ્તાનમાં સહકારી સંસ્થાઓ સ્થપાવા લાગી ત્યાર પછીનાં થોડાં વરસ દરમ્યાન તેમના આગેવાનોમા ઘણો ઉત્સાહ જોવામા આવતો હતો અને એ હીલચાલથી ભવીષ્યમાં ઘણો લાભ થવાની વકી રાખવામાં આવતી હતી તે પછી અનુભવ મળતો ગયો તેમ તેમ હવે તેમનામા ગંભીરાઇ આવતી જાય છે. હવે ખાસ મુશ્કેલીઓ વીશે વીચાર ચલાવવ અને જ્યા એ હીલચાલમા ખોડ લાગે ત્યાં તે વીશે લોકોનું ધ્યાન ખેંચવા અને ભવીષ્યમા આપણને શાની જરૂર પડશે તે વીશે લક્ષ દોરવા પ્રયત્નો થાય છે તથા ગર્ભીત સુચનાઓ અપાય છે. બંગાળ કોઓપરેટીવ જર્નલના ૧૯૧૯ના માર્ચ માસના અંકમાં મી. આઇ. બી. દત્તે એ સંબંધમાં એક ઘણોજ સારો લેખ લખ્યો છે. બંગાલ, બીહાર તથા ઓરીસા કોઓપરેટીવ જર્નલના જુલાઇ માસના અંકમાં અધીપતીની નોંધમાં એવો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે કે સહકારી સંસ્થાઓરૂપી હીલચાલ હવે શરૂઆતની સ્થીતીમાંથી પસાર થઇ ચુકી છે. બીજા પ્રાંતોમાં પણ સ્થીતી એવીજ હશે. શરૂઆતનો તબકો હંમેશાં ઘણો ધ્યાન આપવા લાયક હોય છે કેમકે તેમાંથી એની ખોડ શા છે તે જાણવાનું તથા તેને કેમ મટાડવી તે શીખવાનું મળે છે. વળી આગળ

---

સમજ્યા નથી એટલું જ નહીં પણ બચાવ કરવાની વૃત્તિને ઉત્તેજન આપે એવી એમની સ્થિતિ નથી. અગાઉ એમને નાણાં ધીરવા માટે માત્ર શાહુકારજ તૈયાર રહેતો. હવે શાહુકાર ઉપરાંત આ સહકારી સંસ્થાઓ પણ એમને ધીરવા માટે તૈયાર છે. એટલે હવે એ સભાસદ લોન લેવા માટે વારંવાર તત્પર થાય છે. તેમને લોન લેવાની જરૂર વારંવાર પડે છે અને સોસાયટી તે આપી શકતી નથી કારણ કે સેંટ્રલ બેંકમાંથી નાણાં મેળવાય તોજ આપી શકાય. જો સેંટ્રલ બેંકોને નાણાં સહેલાઇથી જોઇએ તેટલાં હંમેશાં સોસાયટીના બોર્ડની જામીનગીરી ઉપર મળી શકે તેવું હોત તો હાલના કરતાં વધારે વાર નાણાં વ્યાજે લેત પણ એ સગવડ હાલ નથી. વળી એ સંસ્થાઓ આઘે હોય અને ત્યાં નાણાં આપવા કે લેવાં હોય ત્યારે ફોર્મ ભરવાં, જામીન આપવા વગેરે રીતરીવાજ પાળવાની જરૂર રહે અને તેને લીધે નાણાં સગવડ પ્રમાણે મળી શકતાં નથી. સેંટ્રલ બેંકમાંથી જ્યારે માગે ત્યારે નાણાં મેળવી શકાય તેમ હોય તોપણ એ રીતરીવાજને લીધે ધારેલે વખતે મળે એમ બનતું નથી. આ સર્વ કારણોને લીધે સભાસદો નાની રકમ માટે શાહુકાર મહાજન પાસે જાય છે.

એ મહાજનનું લ્હેણું ઘટતું નથી તેનાં બીજાં પણ કારણો છે. એ રકમ જ્યારે જોઇએ ત્યારે મહાજન તુરત જોઇએ તેટલી ધીરે અને પાછી વસુલ કરવામાં પણ વાર લગાડે અને વળી અનાજ ઘી વગેરે સામાન પણ પુરો પાડે વ્યાજનો દર પણ આ સહકારી સંસ્થાઓ સ્થપાયા પછી હવે તેઓ ઓછો લે છે એટલે તેમને ત્યાં જંગમ મીલકત ગીરો મુકીને નાણાં લઇ આવવામાં સભાસદોને અટકાવવા માટે સહકારી સંસ્થાઓ શક્તીવાન થતી નથી. કેટલીક વાર તો ખેતર જેવી સ્થાવર મીલ્કત પણ તેમને ત્યાં ગીરો મુકાય છે. સહકારી સંસ્થાએ એવી સ્થાવર કે જંગમ મીલ્કત ઉપર નાણાં નહી ધીરવાં અંગત જામીન લઇને નાણાં ધીરે છે એટલે શાહુકાર પાસેથી એવી સ્થાવર કે જંગમ જામીનગીરી ઉપર નાણાં લેવામા સભાસદોને કાંઇ હરકત આવતી નથી.

સેન્ટ્રલ બેંકો પણ શું કરે? તેઓ બહુ તો કરકસરનો ઉપદેશ આપે પણ સહકારી સંસ્થાએ પોતે પોતાના સભાસદો પાસેથી ડીપોઝીટ મેળવીને સેંટ્રલ બેંકનું દેવું ચુકાવી આપે એ વાત સેંટ્રલ બેંકોને કેમ ગમે? સભાસદો કરકસર શીખે ત્યારપછીજ એવા બનાવનો સંભવ ઉપસ્થીત થાય. એટલે હમણાં તેમને કાંઇ ચીંતા નથી, હમણાં કાંઇ સભાસદો કરકસર શીખવાના નથી, હમણાં તો તેઓ લોન લઇને નાણાં ઉડાવવાં એ વાત શીખે છે. જો વાયદા પ્રમાણે લોન પાછી આપવાની બાબતમાં સખતાઇથી કામ લેવાય તો બીજા લોકો પાસેથી લીધેલી લોન તેમને પાછી આપવામાં વધારે અનીયમીત થઇનેજ સેંટ્રલ બેંકનો વાયદો પાળવા તે કરતાં વધારે સારા ઉપાય એમને જડતા નથી. વળી એમની અગવડ ટાળવાની શક્તી સેંટ્રલ બેંકોમાં વધતી જાય છે કેમકે તેમની પાસે રીઝર્વ ફંડ વધતું જાય છે. સહકારી સંસ્થાઓ પાસે પણ રીઝર્વ ફંડ વધતું જાય છે એટલે હવે તેઓ પણ વધારે છુટથી લોન આપી શકે એમ છે. માત્ર સભાસદોની માગણીને પુરેપુરી પહોંચી વળવાનું સહકારી સંસ્થાથી બનતું નથી એટલે તે ઓછી રકમ ધીરે, વારંવાર ધીરવાને બદલે કોઇ કોઇ વારજ ધીરે, નાણાં પાછાં આપવાની મુદત ટુંકી રાખે અને વાયદો પાકે ત્યારે નાણાં પાછાં મેળવવા માટે સખતાઇથી કામ લે એ બધી અગવડો હજી રહી છે.

---

આ સહકારી સંસ્થાઓની નાણાં સંબંધી સ્થીતી પણ કેટલીક રીતે ખોડવાળી છે. એ ખામીઓ દુર કર્યા વગર જો સહકારી સંસ્થાઓની હીલચાલ આગળ વધારવામાં આવશે તો તેમાં મુશ્કેલીઓ નડશે એટલુંજ નહીં પણ ગંભીર સ્થીતી ઉભી થશે. જ્યારે ચીજોના ભાવ બહુ ઘટે છે ત્યારે ખેડુતોની સ્થીતી મુશ્કેલ થઇ પડે છે. તેઓ પોતે લીધેલી લોનનાં નાણાં વાયદાસર પાછાં આપી શકતા નથી અને સંસ્થાનું કામ બંધ પાડવું પડે છે. એ હીલચાલને વધરે સારા પાયા ઉપર મેલવી હોય તો એમાંથી આવી નબળી સંસ્થાઓ હોય તેને બંધ પાડવી સારી એમ કહેશે પણ રીઝર્વ ફંડ એકઠું કરી સેંટ્રલ બેંકમાં મેલવાની અતીશય કાળજીનું પણ એજ પરીણામ કેટલી વાર આવ્યું છે અને કોઇ કોઇવાર મોસમ ખુગવાની છુવાથી પણ એમ બન્યું છે કોઇવાર સહકારી સંસ્થા નવી સ્થપાયલી હોય તેથી તેની પ્રત્યે સેંટ્રલ બેંકો વધારે સ્ટ્રેમદીલથી કામ લે છે તેનું પરીણામ પણ એવું આવે છે. લડાઇએ પણ એ મુશ્કેલીઓમાં વધારોજ કર્યો હતો. એ નબળી સંસ્થાઓને બંધ પાડવાથી ( લીકવીડેશનમાં લઇ જવાથી ) બીજે વર્ષે લોકો વધારે નીયમીત રીતે નાણાં વાયદાસર આપતા થશે ? આ પ્રમાણે સહકારી સંસ્થાઓની મોટી સંખ્યાઓ એકદમ બંધ પાડવાથી હીલચાલ વધવાનો તથા સારા પાયા ઉપર મુકવાનો સંભવ વધતો નથી અમે પુછવા માગીએ છીયે કે એ પ્રમાણે મોટી સંખ્યામાં સહકારી સંસ્થાઓ બંધ પાડવાનું મટી જાય અથવા હીસાબમાં રખાય એવો કાંઇ માર્ગ નથી ? એ મોટી સંખ્ય બંધ પાડવાથી સહકારી સંસ્થાઓની હીલચાલને ધકકો નહીં પહોંચે ? એમાંથી કેઇ પણ સંસ્થા એવા મુશ્કેલીમાં આવેલી નથી કે જ્યાં ખેડુતોના જમીન સંબંધી હક બીજાને આપવાની મનાઇ હોય ? એ સંસ્થાઓને બંધ પાડવાને પરીણામે સેંટ્રલ બેંકને નુકશાન જવાનો સંભવ નથી ?

જ્યાં નાણાં ધીરનારાઓ એક બીજાની સાથે હરીફાઇ કરે ત્યાં નાણાં વ્યાજે લેનારાઓ મરજી પ્રમાણે દેવું કરે અને તે પાછાં આપવાની દરકાર ઓછી રાખે એ સ્વભાવીક ગણાય. એવી રીતના નાણાં ધીરનારાઓમાંથી દરેકને નુકશાન જાય અને કેટલીક રકમ નહીં વસુલ થઇ શકે એવી બનીને ખોટ ખાતે લખી વાળવી પડે. જ્યાં નાણાં ધીરનાર એકજ હોય અને બધાંની ગરજ સંભાળી શકે એમ હોય ત્યાં ધીરેલી પણ વસુલ ન કરવાથી ખોટ ખાતે લખી વાળવી પડેલી એવી રકમ ઓછી રહે. ત્યાં નાણાં ઉછીનાં લેનારાઓ પોતાની ગરજને લીધે નાણાં વાયદાસર પાછાં આપવાની સંભાળ વધારે રાખે વળી તેમને નાણાં માગે ત્યારે ખરી જરૂર હોય તો તુરત મળી શકે એવી જે ખાતરી રહે તે લાભ ખાતર કરકસર કરીને પણ દેવું જેમ બને તેમ કાંકેટકે પણ ચુકવવાની કાળજી દેવાદારને રહે વાયદા પાળવાનો અને કરકસર કરવાનો ગુણ એવા સંજોગોમાં વધારે ખીલે.

# હીંદની આર્થીક ઉન્નતીનો એક માર્ગ.

(અમદાવાદની કાયસ્થ પાઠશાળાના અર્થશાસ્ત્રના પ્રોફેસર બી. જી. ભટનગરે લખેલો નીબંધ).

ઓગણીસમી સદીની શરૂઆતમાં હીંદનો પરદેશો સાથેનો વેપાર બહુજ થોડો હતો. હીંદુસ્તાનની પ્રજા પોતાને માટે જોઈતી ચીજોમાંથી મોટો ભાગ પોતાના દેશમાં બનાવી વાપરતી હતી. પરદેશોથી આયાત થતી ચીજોમાં તેજાના, હથીયારો અને ઉનની ચીજો હતી. મજલીન, શાલ, અને બીજી એવીજ ચીજો નીકાશ થતી હતી; એ બધી એવી હતી કે જે બનાવવામાં હીંદના લોકો ઘણા વખતના અનુભવથી ઉત્તમ પ્રકારની કાબેલીયત મેળવી શકયાં હતા અને તેથી એ માલ એવો સરસ બનતો હતો કે પરદેશીઓ તેની સુંદર કારીગરીને લીધે એ લેતા. તે વેળા હીંદમાં રહેણીકરણી બહુ સાદી હતી. હાલમાં જે મસ્લીનનો પોશાક હલકા પગારના કારકુનો પહેરે છે તે તે વેળા અમીર ઉમરાવો પહેરતા હતા અને કીનખાબની ચીજો તો રાણીઓ પહેરતી. એક ગામથી બીજે ગામ જવાનું જેમ સહેલું થતું ગયું તેમ પરદેશીઓના સમાગમમાં આપણે વધારે આવવા લાગ્યા અને ત પછી આપણા ઉદ્યોગ ઉપર પશ્ચીમના દેશોની અસર થવા લાગી; તેઓ નવીનવી શોધો કરે અને કળાકૌશલ્ય ખીલવે અને હીંદુસ્તાન ઉપર રાજ્ય કરે તેને લીધે હીંદના ઉદ્યોગોનો ઉચ્છેદ થવા માંડયો. એ સ્થીતી પચાસ વરસ ચાલી અને તે દરમ્યાન એટલો ફેરફાર થઇ ગયો કે જે ચીજો નીકાશ થતી હતી તે ચીજો પરદેશથી આયાત કરવાનું હીંદમાં શરૂ થયું. કેટલેક વરસે જ્યારે યુરોપીયનોની માફક સંચા કામનો ઉપયોગ કરવાનું આપણે હાથ ધર્યું છે ત્યારથી આપણી સ્થીતી પાછી બદલાવા લાગી છે. ઓગણીસમી સદીના છેવટના ભાગમાં એ નવી રીત આપણે સ્વીકારી અને ત્યારથી આપણા ઉદ્યોગો સુધરતા જાય છે. આ બધા ફેરફારોની સાથે આપણી રહેણી કરણી પણ બદલાતી જાય છે.

પશ્ચીમની પ્રજાઓમાં સંચા કામનો ઉપયોગ કરી મોટા પાયા ઉપર માલ બનાવવાના કારખાનાંને લીધે લોકોની વસ્તી થોડી જગામાં વધી જઇને ગીરદી કરે, અને પછી દારૂ, મંદવાડ અને મોંઘવારીમાં રીબાય એવું બન્યું તેજ પ્રમાણે હીંદમાં પણ થવા લાગ્યું છે. આપણા ઉદ્યોગોની પ્રગતીના પ્રમાણમાં એ અનીષ્ટો આપણામાં ગણાયાં છે. પશ્ચીમમાં જેમ ઉદ્યોગો વધતાની સાથે લોકમાં વધારે મોજશોખથી રહેવાનું શરૂ થયું તેમ અહીં પણ બનતું જોઇએ છીયે. એમ બને ત્યારે ગરીબ વર્ગમાં અદેખાઇ અને અસંતોષ ફેલાય તે પ્રમાણે આપણામાં નજરે પડે છે. આપણી જરૂરીયાતો વધતી જાય, વસ્તુઓના ભાવો વધતા જાય, થોડાક જણ ઘણા ધનવાન થાય અને લોકોની મોટી સંખ્યા ગરીબ બને એ બધું પશ્ચીમના દેશોની માફક આપણા દેશમાં પણ બન્યું છે. અને બને છે. આવાં પરીણામને લીધેજ હીંદના હીતચીંતકો, અગ્રેસરો આપણા નવા ઉદ્યોગો પ્રત્યે અભાવ બતાવવા તથા જુના ઉદ્યોગો નષ્ટ થયા તે માટે શોચ કરવા લાગ્યા. કેટલાક તો સંચાકામ છોડી દઇને હાથે કાપડ સુતર બનાવવાના આપણે પ્રાચીન ઉદ્યોગનો પુનરોધ્ધાર કરવાની હીમાયત કરવા લાગ્યા છે. બીજા કેટલાક એમ કહે છે અને મને પણ લાગે છે કે આવા ફેરફાર તો થયા કરશેજ એને અટકાવી શકવાના નથી. આવી સ્થીતીમાં આપણે કરવું શું એજ વીચારવાનું છે. હીંદના મધ્યકાળનાં ઉદ્યોગો ઉપર જણાવ્યું તેમ હીંદ પોતાની હાજત પોતે પુરી

એ બધા સાધનો વધે અને હીંદ પોતે સ્વરાજ્યમા મોટી બીજા આગેવાન દેશોની હરોળમા પોતાનુ સ્થાન મેળવે દેશમા વીચાર વધે અને દરેક ગામ ઉદ્યોગો માટેના એક સ્વતંત્ર સ્થળ તરીકે સ્વીકારાય અને પોતાની જરૂરીયાત પોતે પુરી પાડે આ બધુ થાય તે ઘણુ ઇચ્છવા જોગ છે પણ એ પ્રમાણે થવાની આશા રાખવી યોગ્ય છે? જો દુનીયાના દેશોમા આપણે પણ આપણું વ્યક્તીત્વ રાખવું હોય તો બીજા દેશોની હરોળમા રહ્યા વગર આપણો છુટકો નથી. કેટલાક કહે છે કે તે માટે આપણે આપણી બધીજ રહેણીકરણી બદલી નાખવાની જરૂર પડશે આપણા નાના ઘરમા બનાવી શકીયે એવી ચીજો બનાવવા માટેના ઉદ્યોગો છોડી મોટા કારખાના બનાવવાની જરૂર પડશે ગામડા છોડી, શહેરમા વસ્તી ગીચ કરવાની જરૂર પડશે. દરેક જગાએ તપાસ કરી જે ચીજ બનાવવાનુ બીજાના કરતા વધારે સારી રીતે બની શકે તેમ હોય તે બનાવવા માટેની ગોઠવણ કરવી પડશે ટુકામા આપણે બીજા દેશના લોકોની રહેણી રીતભાત સ્વીકારવી પડશે. આપણા દેશની હવા વગેરેનો તથા આપણા સાંસારીક અને ધાર્મીક રીત રીવાજોનો વીચાર ભુલી જનારાઓજ આવો અભીપ્રાય આપે છે. ખરી વાત એ છે કે આપણે અગાઉની માફક બીજાથી અલગ રહી શકીયે એવી આશા જેમ છોડી દેવી જોઇએ તેમ ઉદ્યોગો તથા ધર્મ અને સંસાર વ્યવહાર રૂપી જીવનની બીજી બાજુઓ વચે સમન્વય કરવાની આપણી ટેવ પણ છોડી શકવાના નથી આપણા જુના વીચારો અને આચારો તથા નવા જમાનાના આચારો અને વીચારો એ બધાનો ભેગો વીચાર આપણે કરવો પડશે. ગામડા છોડી શહેરોજ વસાવવા એ જેમ નહીં બને તેમ સંચાઓથી દૂર રહી અગાઉના માફક ઘરમા કરી શકાય એવા ઉદ્યોગોને આધારે પણ નહીં રહી શકાય હવે ઘરમાં બેઠા ચલાવી શકાય એવા ઉદ્યોગે, તથા કારખાનાઓ બંને માટે જોગવાઇ કરવી પડશે કયો ઉદ્યોગ આમાથી કઇ રીતે ચલાવવો તે નક્કી કરવાનું આપણી ઇચ્છાને આધારે નથી પણ આપણા દેશમા તેમજ અન્ય દેશમા એ માલ બનાવનારાઓમાથી વચે ચાલતી હરીફાઇથી ખબર પડશે કે કઇ રીતે માલ તૈયાર કરવાનું વધારે લાભકારક છે. કુદરત કાંઇ એમ કહેતી નથી કે વરાળની શક્તી હોય તે હાથના શક્તીનો નાશ કરે અગર સંચાકામથી તૈયાર થતી ચીજો ઘેર એવીજ ચીજો બનાવવાના ઉદ્યોગનો નાશ કરે. કઇ રીતે ઓછો ખરચ થાય છે તેજ જોવાનુ છે હેન્ડલુમથી બનનો માલ મોંઘો પડે છે તેમ [illegible] દેશોમા તેને બદલે વરાળ અથવા વીજળીથી ચાલે એવા સંચાઓ વધારે વપરાય છે પણ હીંદમા તો હેન્ડલુમથી સસ્તો માલ બની શકે એમ છે અને કેટલીક વખતે એ માલ મીલના કરતા પણ ઓછે ભાવે પડે છે બીજા દેશોના લોકોની જેટલી મહેનત કરવાનું અને કુશળતા મેળવવાનુ આપણા દેશમા હાથે વણનારાઓથી બનતુ નથી પણ તેમના નીભાવ માટેનો ખર્ચ પણ આ દેશમા ઘણો ઓછો છે. જો તેમના જેટલુ જ્ઞાન મેળવીએ તો આપણે

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

ઘી બનાવી શકીયે. પણ જો આપણી ઇચ્છા એવી હોય કે એ માલ
તો આપણે જુના જમાનાના વિચારો છોડવા જોઇએ. હું એમ
આપણે આપણા મજુર વર્ગને હાલની માફક નીર્વાહ પુરતું આપવું
તેમને અસુખાકારીવાળા ભાગમાં રહેવા દેવા જોઇએ. તેમની જીંદગી
આગળ સુખમય બનાવવાના પ્રયત્ન કરવા જોઇએ. હાલ તેમની જીંદગી તેવી નથી તે
પ્રજાએ. એ પ્રયત્નો તેમનું જીવન સુધારવાનો હેતુ સાધવાના માર્ગ તરીકે લેવાવા
જોઇએ. એ હેતુ ભુલીને એમને સુખી કરવાનોજ એકલો હેતુ ગણવો ન જોઇએ. જો તે ભુલ
કરીએ તો એઓ લોભી, અસંતોષી, હંમેશ ફર્યાદ ગણગણતા જંગલી ઢોર જેવા થશે. જો
તેમને ઉદ્યોગી, સંતોષી, સુખી, મહેનતુ બનાવીયે તો સંચાકામની મદદથી બનતી ઘણી
પરદેશી ચીજો બનાવનારાઓની સાથની હરીફાઇમાં આપણે સફળ થઇએ. હું જે વાત ઉપર
ભાર મુકું છું અને જે વાત તમે સ્પષ્ટ રીતે સ્વીકારો એવું માગું છું તે એ છે કે આપણી
સ્થિતિ બદલાઇ ગયેલી હોવાથી આપણે માલ બનાવવાની આપણી રીતભાતમાં ફેરફાર કરવો
પડે અને તે માટે આપણી રહેણીકરણી ફેરવવી પડે, તો પણ જો આપણે સંભાળ રાખીએ
તો જીંદગી વીશેના આપણા જુના આદર્શ જાળવી શકાય. એ આદર્શમાં એક તત્વ એ છે
કે જીવન સાદું પણ ઉન્નત વિચારમય હોવું જોઇએ. તે જાળવી રાખીશું તો જમાનો બદલાય
છે તેની હેરાનગતી આપણને ઓછી નડશે અને આપણું જીવન વધારે સુંદર બનશે. માલની
પેદાશ ઓછી અને ઉપભોગ વધારે એવું હોય અથવા પેદાશ કરનારાઓમાં બરોબર વહેંચણી
ન થતી હોય એવી સ્થિતિ પશ્ચિમની પ્રજાઓની થઇ છે અને તેવી સ્થિતિ આપણામાંથી દુર
રાખવાનો એકજ ઇલાજ એ સાદાં ઉન્નત જીવનનો આદર્શ છે. આપણે મોટા પ્રમાણમાં
પેદાશ કરવાનું રાખીએ અને તેને માટે જેવી ગોઠવણો જોઇએ તેવી કરીયે; પણ પશ્ચિમની
પ્રજાઓમાં એનાં જે દુષણો દેખાય છે તે પણ સાથે સ્વીકારવાની જરૂર નથી. એમનો ઇતિહાસ
આપણી સન્મુખ છે તેમાંથી આપણે શીખામણ લેવી જોઇએ. શહેરોમાં વસતી વધી જાય,
ગીરદી થાય, અને જીવન ગંદી જગાઓમાં ગાળવાની ફરજ પડે એમ થવા દેવું ન જોઇએ.
આપણે તેને બદલે સ્વચ્છ અને સુખાકારી જળવાય એવાં ઘરો મજુરોને માટે પુરાં પાડવાં
જોઇએ. જીવન ઢોરની માફક ગાળી દીવસો પસાર કરવાને બદલે માણસ તરીકેની ફરજો બજાવી
તેના આનંદ ભોગવવાની ઇચ્છા એ મજુરોમાં જાગૃત રહે તે કાજે જરૂરનું છે કે ઉદ્યોગધંધાનું
તથા શાળામાં અપાતા બીજા શિક્ષણ ઉપરાંત ધાર્મિક શીક્ષણ મજુરોને માટે પુરૂં પાડવું
જોઇએ. તેમની પાસે ઘણા કલાક કામ ન લેતાં બીજાં ઉપયોગી કાર્યોમાં પણ થોડો વખત
ગાળવામાં તેમને ઉત્તેજન આપવું જોઇએ. જેમ પોતાની જરૂરીયાતોને અમુક હદમાં રાખ-
વાની ફરજ મજુરોની છે તેજ પ્રમાણે પોતાનો નફો અમુક હદમાં રાખવાની ફરજ તેમની
પાસેથી કામ લેનારાઓની છે. એકબીજાના હીતઅર્થે આટલો ભોગ આપવાનું બને તો તે બેઉ
વર્ગ વચ્ચે સારો એખલાસ રહે અને પશ્ચિમની પ્રજામાં જે અનિષ્ટ પ્રસરી રહ્યાં છે તેમાંથી
આપણે બચી શકીયે અને તે છતાં મોટા પ્રમાણમાં માલ બનાવવાના બધા લાભ મેળવી શકીયે.
પણ આમાં ઉપર બતાવ્યું તેમ મજુર વર્ગ પાસે જેમ કામ માગીએ તેમ તેમની પાસે કામ
લેનારા વર્ગ પાસેથી પણ અમુક પ્રકારના સ્વાર્થ ત્યાગની વધારે જરૂર છે. તેઓએ ત્યાગ ખુશીથી નહી
સ્વીકારે તો છેવટે પોતાની મરજી ઉપરાંત એ સ્વીકારવાની તેમને ફરજ પડે એવી જાતનાં
બળ કામ કરી રહ્યાં છે તેની નોંધ લીધા વગર તેમનો છુટકો નથી. અને તેથી પોતાનો આવકનો

વીચારવા જેવી બીજી બાબદ વસતીની વહેંચણીની છે. મોટા પ્રમાણમાં માલ બનાવવાનું ધોરણ સ્વીકારીયે તો વસતીની વહેંચણી આ દેશમાં અગાઉ હતી તેવી રહી શકે નહીં. લોકો છુટા છવાયા રહે અને નાના ઉદ્યોગો ચલાવે એવું હવે નભશે નહીં. હવે તો ઉદ્યોગોવાળા ભાગમાં મોટી વસ્તી એકઠી થશે તોજ ફાવશે. વળી પ્રજા છુટી છુટી રહી પોતપોતાના ગામની સ્થાતી સંભાળે એવી સ્થીતી બદલાઇને એક રાજ્યની સત્તા જામી છે તો આપણું સામાજીક બંધારણ પણ તે પ્રમાણે ફેરવવું પડશે. અગાઉ શહેરોની સંખ્યા એકસોની હશે તો હવે તે વધારવી પડશે. કેટલી વધારવી તેનો આધાર આપણે કેટલે દરજ્જે આપણી રહેણી કરણી બદલીયે છીયે તેના ઉપર રહેશે, પણ ગમે તેટલી દુર નજર કરો તોપણ હીંદુસ્તાનનો મુખ્ય ઉદ્યોગ તો ખેતીનોજ રહેશે એટલે ગામડાં તો રહેવાનાંજ છે. નવા જમાનાના બંધારણમાં પણ તેને માટે તો અગત્યનું સ્થાન છેજ. બીજી વધારે મોટી સંસ્થાઓ થશે તોપણ તેથી ગામડાંની સમાજ નાશ પામવાની નથી. તેમનામાં જે આળસુ મધ્યમ વર્ગના હશે તેઓ શહેરમાં જશે અને નોકરી ધંધો કરી ખાશે. વળી હાલ ગામડાંઓમાં શાહુકાર છે ત્યાંથી જશે અને તેને બદલે એવું કામ કોઓપરેટીવ સંસ્થાઓ કરશે. કોઓપરેટીવ સંસ્થા જ્યાં હોય ત્યાં તમારે જાણવું કે અહીં નવી રીતનું સુંદર જીવન ગાળવાનું લોકોએ શરૂ કર્યું છે અને આ ગામડાની સમાજ પણ એક વ્યકતીની માફક કામ કરી શકે છે. ખેડુત તથા જમીનદારે ગામડાં છોડી જવાની જરૂર નથી. ઘણાને ત્યાંથી જવું પડશે એવો કેટલાકને ભય છે પણ તે ખોટો છે હાલમાં ખેતીનો ઉદ્યોગ ચાલુ રાખવો હોય તો જમીન ખેડનારા જોઇએ. જમીનદાર પણ તેમના સ્વભાવીક સલાહકાર તરીકે ત્યાં રહેશે. તેઓ હાલના જમીનદારની માફક આળસુ પડી રહી મુદત પાકે તે વેળા નાણાં ઉઘરાવવા માટે આવે એવા નહીં રહે. એ નાણાં શેહેરમાં લઇ જઇ ત્યાં મોજશોખમાં તે ઉડાવી દે એવા તે નહીં રહે. હવે પછીનાં જમીનદારો તો ખેડુતોના માર્ગદર્શક ભોમિયા બનશે અને તેમને ખેતીના કામમાં તથા ગ્રામ્ય જીવનની બીજી સર્વ ઉન્નત પ્રવૃત્તીઓમાં સલાહ આપી ઉત્સાહ પ્રેરનારા મદદગાર થઇ પડશે ( આ વીશે ઇંડીયન ઇકોનોમીક સોસાયટીના જર્નલમાં "ધી આઇડીયલ સીસ્ટમ ઓફ લેંડ ટેન્યોર" એ મથાળાવાળો લેખ વાંચો ) ખેડુત પણ અત્યારે છે તેવો હવે પછી નહીં રહે એ વાત ખરી છે પણ તેનાં જે જમીન, ઘર વગેરે હાલ ગામડામાં છે તે ત્યાંથી કહાડી નાખી ખેતરના એક ભાગમાં મકાન બાંધીને ત્યાં તે રહેશે એમ માનવું યોગ્ય નથી. ગામડાંમાં તેમની માલકત હાલ છે ત્યાં રહેશે. કેળવણીનો ફેલાવો થશે તેમ તેમ તેઓ હાલના કરતાં વધારે સ્વચ્છ અને વધારે સારૂં જીવન ગાળશે એવી ખાતરી આપણે રાખી શકીયે.

હાલની માફક દરેક ગામમાં તે ગામના લોકોની સગવડ સંભાળવા માટે હજામ, ધોબી અને કારીગરો તથા મજુરોની અમુક સંખ્યા રહેશે. કદાચ વધારે સહેલાઇથી વધારે સારૂં કામ બનાવવા માટેની નવી નવી રીતો જડવાની કુંભાર, સુતાર તથા લુહારની ઓછી સંખ્યાથી ચાલશે. અત્યારે દરેક નાના ગામડામાં એક સુતારનું કામ પડતું હશે તો હવે પછી પાસે

ધી બોમ્બે ટાઇપ માર્ટ, ૨૧ બેંક ઓટ, ફોર્ટ, મુંબઇ.

[illegible] એક સુતાર સંભાળી શકશે. પોતાનાજ ગામમાં તે આખો [illegible] સગવડ મળે તે ઘટશે પણ તેથી બધાં ગામડાઓને ખરચ ઓછો [illegible] [illegible] ભાઈઓની [illegible]ને મળશે. એમને મજુરી આપવાની રીત હાલ એવી છે કે દરેક [illegible] મણ દાણા વગેરે મળે છે અને તે ઉપરાંત દરેક વહેવારે ઉજાણી પ્રસંગે, [illegible]ગન વગેરે ટાંકણે તેમને અમુક રકમ મેળવવાનો હક હોય છે. તે રીવાજ જતા [illegible] અને તેને બદલે દરેક પ્રકારની સેવા માટે રોકડાં નાણાં આપવામાં આવશે એટલે ફેરફાર ન [illegible]ીયે તો ગામડાના લોકો સાથેનો તેમનો સંબંધ અગાઉ જેવો રહેશે. એ સંબધ બહુજ બદલાઈ જાય એવો સંભવ નથી. અને તો હજી પણ એમ લાગે છે કે હવે પછી પણ ગોવાળી યાનો છોકરો સાંજે પોતાની વાંસળી વગાડતો સંભળાશે અને તે વેળા પોતાની ગાયોને ગામમાં પાછી લઈ જતો હશે અથવા તેના બરોબરીયા સાથે સંતાકુકડી કે એવી કોઈ રમત ચંદનીમા રમતો હશે.

આટલા વીવેચનથી સમજાયું હશે કે નવા જમાનાની વ્યવસ્થા જુની શૈલીથી જુદી પડીને ઓળખાઈ આવે એટલો તફાવત પડશે પણ હીંદની પ્રજાને જે રહેણી કરણીવાળા જીવનની ટેવ પડી છે તે કાંઈ બદલાઈ જાય એવો સંભવ નથી. સંજોગો બદલાશે પણ તેને અનુકુળ થવા માટે જોઈતા ફેરફારો કર્યા પછી પણ એકંદરે આપણું જીવન અતીશય જુદું નહીં પડે સંક્રાતીના આ કાળમાં જે ફેરફારની જરૂર પડશે તે આપણને મહાન લાગશે પણ એ ફેરફાર થોડા વખત માટેજ હશે. તે પછી પાછા આપણે આપણી અસલ સ્થીતીએ આવી શકીશું એટલુંજ નહીં પણ આપણને આપણી અસલ સ્થીતીએ આવવાની ફરજ પડશે. પણ અત્યારે તેમજ છેવટે આપણે કઈ રીતે બદલવું પડશે અને આપણી પ્રગતી માટે શાની જરૂર છે તે આપણે અત્યારે સારી રીતે સમજી લઈએ અને તે દીશામાંજ આપણા પ્રયત્નો વાળીયે તો એ સંક્રાતી કાળની ઘણીક મુશી-બતો, અને સમય તથા મહેનતની બરબાદીમાંથી બચી શકીયે. તેમ નહીં થાય તો નવા નવા સુધારા માટે નકામા પ્રયોગો આરંભવા પડશે અને તેમાં આપણો સમય તથા મહેનત ઘણે ભાગે બરબાદ થશે. માટે હું આથી વીનંતી કરવાની રજા લઉં છું કે આપણા થાપણવાળાઓને સમજાવો કે માત્ર સ્વાર્થ તરફથી નજર રાખી કામ લેવામા આવે છે અને ઉદ્યોગની ખીલવણી જે રીતે થાય તે રીત વગર વીચારે સ્વીકારતી વેળા તેના આગળ ઉપરનાં પરીણામના વીચાર લક્ષ બહાર રાખવામા આવે છે તેમા ઘણા ગેરલાભ છે અને હીંદુસ્તાનની પ્રજાનો ખરો લાભ નવા જમાનાને અનુકુળ રહી ઉદ્યોગોનું કેવું બંધારણ રાખવાથી સચવાશે તેનો વીચાર રાખીને વર્તવું જોઈએ.

